# પાટડી કડવા પાટીદાર રજવાડુ

## 'સોનાની હાટડી'ની ગાથા
























કડવા પાટીદાર જ્ઞાતિની ઉત્પત્તિ

'ધરતીના કર્મદીપ' સ્વ. પ્રભાતકુમાર દેસાઈ



**દરબારશ્રી પ્રતાપસિંહજી નારણસિંહજી દેસાઈ** (સ્વર્ગવાસ ૧૯૭૮)

ઈ.સ. ૧૯૪૧ થી ૧૯૪૮

ભારત આઝાદ થતા સરદાર શ્રી વલ્લભભાઈ પટેલે દેશી રાજ્યોનું વિલિનીકરણ કર્યું.



## સ્વ. પ્રભાતકુમાર મફતલાલ દેસાઈ

જન્મ તા. ૨૦-૦૧-૧૯૨૩ (વસંત પંચમી)     સ્વ. તા. ૨૦-૦૮-૨૦૦૩ (જન્માષ્ટમી)



**સ્વ. લલીતાબેન પ્રભાતકુમાર દેસાઈ**

જન્મ તા. ૨૬-૦૧-૧૯૩૧     સ્વ. તા. ૦૯-૧૦-૨૦૦૫



**સ્વ. રાજેન્દ્ર પ્રભાતકુમાર દેસાઈ**

જન્મ તા. ૧૩-૦૯-૧૯૫૩     સ્વ. તા. ૨૦-૦૯-૨૦૧૧

# પાટડી કડવા પાટીદાર રજવાડુ
# "સોનાની હાટડી"ની ગાથા

લેખક : સંપાદક
સ્વ. પ્રભાતકુમાર મ. દેસાઈ

## કડવા પાટીદાર જ્ઞાતિની ઉત્પત્તિ

લેખક : સંકલન
ઈશ્વર હ. પટેલ
ડૉ. મફતલાલ પટેલ

## ધરતીના કર્મદીપ

સ્વ. પ્રભાતકુમાર દેસાઈ

લેખક
ડૉ. મફતલાલ પટેલ

પ્રથમ સંસ્કરણ : એપ્રિલ - ૨૦૨૪

પ્રત : ૧,૦૦૦

કિંમત : રૂા. ૨૦૦-૦૦

મુદ્રક/પ્રકાશક : અજીત પી. દેસાઈ
કુણાલ ઓફસેટ
ઓઢવ, અમદાવાદ-૩૮૨૪૧૫

આવરણ અને
તસવીર મુદ્રણ : કેપિટલ ઓફસેટ, ગાંધીનગર

# પ્રસ્તાવના



શ્રી પ્રભાતકુમાર દેસાઈનો જન્મ તા. ૨૦ જાન્યુઆરી, ૧૯૨૩ના રોજ થયો હતો. આજે ૧૦૦ વર્ષ પૂરા થયા. શતાબ્દિ વર્ષ નિમિત્તે તેઓના પુત્ર અજીતભાઈને થયું કે, 'પિતાને યાદ કરી લઈએ.' પિતાની યાદમાં પોતાના પરિવાર ને સહપ્રેમીઓનો સાથ સહકાર લઈને પિતા દ્વારા લખાયેલ 'પાટડી દર્શન' અને પિતા ઉપર લખાયેલ 'ધરતીના કર્મદીપ' બે પુસ્તકોને પુનઃ પ્રગટ કરી પૂજ્ય પિતાને શતાબ્દિ શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ. આ નિમિત્તે તેઓ દ્વારા પ્રગટ કરેલું પુસ્તક 'પાટડી કડવા પાટીદારોનું રજવાડું (સોનાની હાટડીની ગાથા)' આપના હાથમાં છે.

પ્રભાતકુમાર દેસાઈ સાથે મારો ૩૬ વર્ષનો આત્મીય સંબંધ, ને તેઓને દરરોજ મળવાનું. તેઓના આંતઃબાહ્ય વ્યક્તિત્વનો મને પૂરેપૂરો અનુભવ. જેથી મેં તેઓના જીવન કાર્યને કેન્દ્રમાં રાખીને ૨૦૦૯માં 'ધરતીના કર્મદીપ' નામનું પુસ્તક લખ્યું. પ્રભાતકુમારના વ્યક્તિત્વમાં સેવા, સરળતા, પ્રેમ, નિષ્ઠા, પ્રમાણિકતા અને માનવીય મહાનતાના ગુણો મેં નિહાળ્યા. સફેદ વસ્ત્રોમાં આ વ્યક્તિ આંતર્બાહ્ય સંત હતા. આઝાદી પહેલાં ૧૯૪૫માં બી.એ. થયા. એ વખતના જમાનામાં ગ્રેજ્યુએટનું આગવું મહત્ત્વ હતું. તેમ છતાં પોતાના માટે કોઈ વિશેષ પ્રકારની આર્થિક ઉત્પાદનનું કાર્ય ન કર્યું. કોણ જાણે બીજાને માટે જીવન ધારણ કર્યું હોય તેવું મેં અનુભવ્યું. ક્યારેય પોતાના હિતની વાત નહિ. પોતાના પરિવારની વાત નહિ. વાત માત્ર બીજાની, ને એમાં મદદની ભાવના જ કામ કરતી હોય. આવી વ્યક્તિઓ મળવી મુશ્કેલ છે.

પ્રભાતકુમારનો વિષય ગુજરાતી. મોતીના દાણા જેવા સુંદર અક્ષરો. ભણતા હતા ત્યારથી મૃત્યુ સુધી તેઓએ એક હજારથી વધારે લેખો લખ્યા. પણ તેઓનું પુસ્તક તો એક જ પ્રગટ થયું 'પાટડી દર્શન'. પાટડી બંધુ સમાજ, અમદાવાદ તરફથી ૧૯૮૬માં પ્રકાશિત કરવામાં આવ્યું છે. આ અદ્‌ભુત અને ઐતિહાસિક ગ્રંથ પ્રભાતકુમારની ગૌરવ લઈ શકાય તેવી મૂડી છે.

કડવા પાટીદાર સમાજમાં પાટડી અને વિરમગામનું આગવું સ્થાન છે. 'પાટડી સોનાની હાટડી' તરીકે જાણીતું હતું. વર્ષોથી પાટડીનું રાજ્ય પાટીદારોના હાથમાં હતું. વતનના એક વૈતાલિક તરીકે પોતાની ફરજના એક ભાગરૂપે પ્રભાતકુમારે 'પાટડી દર્શન' ગ્રંથ લખ્યો. જેમાં એક હજાર વર્ષનો પાટીદારોનો ઈતિહાસ છે. પાટડીમાં દેસાઈ વંશનું શાસન શ્રી ભાવસિંહજીથી (ઈ.સ. ૧૭૪૧-૧૭૫૩) શરૂ થયું. ભાવસિંહજી દેસાઈ વંશના પ્રથમ રાજા હતા. ત્યાર પછી શ્રી નાથુભાઈ, શ્રી વખતસિંહજી, શ્રી હરિસિંહજી, શ્રી કુબેરસિંહજી, શ્રી જોરાવરસિંહજી, શ્રી હિંમતસિંહજી, શ્રી સૂર્યમલસિંહજી, શ્રી દોલતસિંહજી, શ્રી નારાયણસિંહજી, શ્રી પ્રતાપસિંહજી વગેરેએ પાટડી ઉપર બે સદીઓથી વધારે રાજ્ય ભોગવ્યું. શ્રી પ્રભાતકુમાર દેસાઈ ભાવસિંહજીના વંશમાં ૧૧મી પેઢીએ આવે છે. તેઓ પાટડીના રાજવંશી પરિવારના હતા.

પ્રભાતકુમાર દેસાઈ કોઈ ઉચ્ચ કક્ષાના સાહિત્યકાર, કવિ કે લેખક નથી પણ તેઓએ જે કંઈ લખ્યું તે સમાજને સામે રાખીને, સમાજને બદલવા, નવી દિશા આપવા, ગતિ આપવા, ઢંઢોળવા લખ્યું છે. પોતાના લખાણો દ્વારા ઉમિયા માતાજીને સમાજકલ્યાણી દેવી બનાવીને ઉમિયા માતાજી દ્વારા સમગ્ર સમાજમાં ચેતનાના બીજ રોપવાનું કાર્ય 'ધરતી'ના તંત્રી તરીકે પ્રભાતકુમારે કરી બતાવ્યું છે.

પ્રભાતકુમાર સામાજિક કાર્યકર હતા. ગાંધી અને વિનોબાના વિચારોને લઈને જીવતા હતા. સાદાઈ તેઓના સ્વભાવ અને કાર્યો બંનેમાં જોવા મળે છે. 'ધરતી' માસિક શરૂ કરવાનો મૂળ ઉદ્દેશ્ય તો એ હતો કે આ મેગેઝીન દ્વારા સમાજને બદલવો. આઝાદી સમયે પાટીદાર સમાજ અનેક પ્રકારના કુરિવાજો, કુરૂઢિઓ, અંધશ્રદ્ધાઓ, લગ્ન અને

મરણના ખોટા ખર્ચાઓમાં અટવાઈ પડ્યો હતો. ગોળપ્રથા, સામાજિક બહિષ્કાર, કન્યા કેળવણીનો અભાવ, પાટીદાર સ્ત્રીઓની પરિસ્થિતિ પણ દયનીય હતી. 'ધરતી'ને તેઓએ સમાજ સુધારણાનું મેગેઝીન બનાવ્યું. 'ધરતી'ના માધ્યમ દ્વારા સમગ્ર કડવા પાટીદાર સમાજમાં સુધારાનો નવો પવન તેઓએ ફૂંક્યો. સમાજમાંથી વિરોધ પણ થયા, પણ સત્યનો સાથ લઈને પ્રેતભોજન, બાળલગ્નો બંધ કરાવ્યા. લગ્નના ભપકાવાળા લગ્નો સામે બંડ પોકાર્યું. સમૂહલગ્નોની શરૂઆત કરાવી. કન્યા કેળવણી માટે છગનભાની જેમ 'તમારી દીકરીઓ ભણાવો' તેની ગામેગામ ઝૂંબેશ ઊભી કરી. સમાજયાત્રાઓ કરીને ગોળપ્રથાની વિકૃતિઓ બંધ કરાવી. સમગ્ર પાટીદાર સમાજ એક બને તે માટે ઠેરઠેર પ્રવચનો કર્યાં. પરિણામે સમગ્ર ગુજરાતમાં સમૂહલગ્નો શરૂ થયાં. બાળલગ્નો બંધ થયાં. કન્યા કેળવણી શરૂ થઈ ને સમાજનો વળાંક આવ્યો. આ કાર્ય 'ધરતી'ના માધ્યમ દ્વારા પ્રભાતકુમારે કરી બતાવ્યું ને સમગ્ર સમાજમાં એક હવા ઊભી થઈ. 'ધરતી' માસિક અને ધરતી વિકાસ મંડળ સમાજ સુધારણાનું કાર્ય ઉપાડી લીધું. હજારો કાર્યકરો પ્રભાતકુમારે કર્યા. જેના લીધે હજારો કાર્યકરોએ સમાજ સુધારાનો સંદેશ ઉપાડી લીધો.

પ્રભાતકુમારની સૌથી મોટી વિશેષતા એ હતી કે પોતે સુધારાનો અમલ કરીને જ લોકોને કહેતા હતા. સમૂહલગ્ન સિવાય કોઈપણ લગ્નમાં જતા નહિ ને કદાચ જવું પડે તો જમતા નહિ. પોતાના બંને દીકરાઓને સમૂહલગ્નમાં પરણાવ્યા. લગ્ન-મરણ પાછળ કોઈ ખર્ચાઓ કર્યા નથી. પોતે માનતા કે ધરતી વિકાસ મંડળ સમાજ સુધારણાની સંસ્થા છે, તો ધરતીના કાર્યકરે ભપકાવાળા લગ્ન સમારંભ યોજવા જોઈએ નહિ કે જવું પણ નહિ. સમાજ બદલવો હશે તો સૌથી પહેલાં કાર્યકરે નિયમો પાળવા પડશે. પ્રભાતકુમારે જીવનભર ચૂપચાપ બધા જ નિયમો પાળ્યા. આનો પ્રભાવ સમગ્ર સમાજ ઉપર પડ્યો. નિયમો નહિ પાળનારાઓ ઉપર કદી ગુસ્સે થયા નથી કે કરુણા પણ વ્યક્ત કરી નથી. સાત્વિક જીવન હતું.

પ્રભાતકુમારના જીવન અને કાર્યો ઉપર 'ધરતીના કર્મદીપ' વિગતવાર આપવામાં આવ્યું છે. પાટીદાર સમાજમાં આવો ત્યાગી, સમાજ સમર્પિત પુરુષ ભાગ્યે જ કોઈ જોવા મળશે. જીવનભર કાર્યકરોને નવી દિશા, નવી દૃષ્ટિ આપી છે.

પ્રસ્તુત ગ્રંથ પાટીદાર સમાજ માટે દિશારૂપ બની રહેશે. પાટડી દર્શનમાં પાટડી ઈતિહાસનું વિસ્તૃત વર્ણન છે. ૨૦૦ વર્ષ સુધી કડવા પાટીદાર રાજવીઓએ પાટડીમાં રાજ્ય કર્યું તેની વિગતવાર માહિતી પ્રસ્તુત ગ્રંથની કથાવસ્તુ છે. કડવા પાટીદારોની ઐતિહાસિક ભૂમિકા અને ઉમિયા માતાજી સંસ્થાનના કાર્યોની ઝલક પણ પુસ્તકમાં મૂકીને પુસ્તકની શોભા વધારી છે. પ્રભાતકુમારના જીવનના તમામ પાસાઓ સાથે સાથે તેઓએ કરેલ સામાજિક કાર્યોનું ભવ્યાતિભવ્ય વર્ણન પુસ્તકમાં જોવા મળે છે.

પ્રભાતકુમારના પરિવારજનોએ પોતાના પિતાની શતાબ્દિ પ્રસંગે એક સુંદર પુસ્તક પ્રગટ કરી શ્રદ્ધાદીપ પ્રગટાવ્યો છે. આ દીપની જ્યોત સમાજને નવો સંદેશો આપશે તેની મને ખાત્રી છે.

**– ડૉ. મફતલાલ પટેલ**
ભૂ.પૂ. તંત્રી-'ધરતી'

૩૫, સ્વામી ગુણાતીતનગર સોસાયટી,
મેમનગર, અમદાવાદ-૩૮૦ ૦૫૨.
મોબાઈલ : ૯૮૨૪૦ ૨૧૦૬૩




પાટડી રાજવી પરિવાર યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ સાથે
ગુજરાત રાજ્યના માન. મુખ્યમંત્રીશ્રી ભૂપેન્દ્રભાઈ પટેલ



કડવા પાટીદાર જ્ઞાતિની ઉત્પત્તિ - પાટડીનો ૧૦૦૦ વર્ષનો ઈતિહાસ
**પાટડી** કડવા પાટીદાર રજવાડુ 'સોનાની હાટડી'ની ગાથા
'ધરતીના કર્મદીપ' સ્વ. પ્રભાતકુમાર દેસાઈની સ્મૃતિરૂપે તૈયાર થયેલ ગ્રંથ
ગુજરાત રાજ્યના માન. મુખ્યમંત્રીશ્રી ભૂપેન્દ્રભાઈ પટેલને અર્પણ કરતા
પાટડી રાજવી પરિવાર યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ,
રમેશભાઈ જી. પટેલ, અજીતકુમાર પ્રભાતકુમાર દેસાઈ તથા ડૉ.મફતલાલ પટેલ

ભૂપેન્દ્ર પટેલ
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય











તા. ૧૩-૦૩-૨૦૨૪

## સંદેશ

ગરવા ગુજરાતના વ્યાપારી ધામ તરીકે જગ-વિખ્યાત બનેલા અમદાવાદ નગરની ઓળખ દાયકાઓથી મહાત્મા ગાંધીજીની કર્મભૂમિ તરીકેની રહેલી છે. એક જમાનામાં ભારતના માન્ચેસ્ટર તરીકેનો દબદબો ધરાવતા અમદાવાદ શહેરમાં અખબારી આલમ પણ એટલું જ પ્રવર્તનમાં હતું. એ યુગથી જ લોકોમાં અતિ-પ્રચલિત બનેલા સામયિકોની પણ એટલી જ બોલબાલા હતી જેટલી સમાચારપત્રોની હોય. અમદાવાદને આંગણેથી **"ધરતી"** સામયિકની પ્રસ્તુતિ કરનારા સ્વ. પ્રભાતકુમાર દેસાઈ લેખનમાં તો અગ્રેસર હતા જ, સાથે સાથે સમાજમાં વ્યાપેલી અંધશ્રદ્ધા, કુરિવાજો, કુપ્રથાઓ ઉપરાંત લગ્ન જેવા અવસરમાં થતા ખોટા ખર્ચ નાબૂદ કરવામાં પણ અગ્રેસર રહ્યા. સમાજમાં વ્યાપેલી આવી અવ્યવસ્થાઓથી મુક્તિ અપાવવાના તેઓશ્રીના પ્રયાસોથી આજની પેઢી પણ વાકેફ બને તે જરૂરી બન્યું છે.

પ્રજાને લગતી બાબતોમાં ઊંડાણપૂર્વક અભ્યાસ બાદ તેની સાથે સંકળાયેલા મુદ્દાઓ સચોટ રીતે રજૂ કરનાર આપણા સ્વ. પ્રભાતકુમાર દેસાઈના જન્મશતાબ્દી વર્ષની ઉજવણીનો કાર્યક્રમ આવકાર્ય છે. સમાજયાત્રાઓ-સમૂહલગ્નોના આયોજનોને પ્રોત્સાહન, કન્યાઓને કેળવણી જેવી સકારાત્મક પહેલ ઉપરાંત બાળલગ્ન તથા પ્રેતભોજન જેવા કુરિવાજોની નાબૂદીમાં સક્રિય રહી તેમણે સમાજમાં, ખાસ કરીને યુવાવર્ગમાં નવી ચેતના પ્રગટાવી. મૂળ પાટડીના વતની એવા શ્રી પ્રભાતકુમાર દેસાઈની જન્મજયંતી નિમિત્તે **"પાટડી કડવા પાટીદાર રજવાડું સોનાની હાટડીની ગાથા"** પુસ્તકનું પ્રકાશન થઈ રહ્યું છે તે જાણી આનંદ થયો. આ પ્રકાશન એક સાચા જન-સેવકના જીવન પર પ્રકાશ પાડી સહુ વાંચકોના માનસમાં પ્રેરણાનો ઉજાસ ફેલાવશે તેનો મને વિશ્વાસ છે. પ્રકાશન કાર્યમાં સામેલ સમાજના હિતધારકોનું આવું ઉમદા સોપાન સર્વે વાંચકોને પસંદ આવે અને સાફલ્ય પામે એવી શુભેચ્છા.

આપનો,

(ભૂપેન્દ્ર પટેલ)

મુખ્યમંત્રી કાર્યાલય (ISO 9001:2015 પ્રમાણિત)
૩ જો માળ, સ્વર્ણિમ સંકુલ-૧, સચિવાલય, ગાંધીનગર - ૩૮૨ ૦૧૦. ગુજરાત
ફોન : +૯૧ - ૭૯ - ૨૩૨૫૦૦૭૩-૭૪, ફેક્સ : +૯૧ - ૭૯ - ૨૩૨૨૨૧૦૧ www.gujaratindia.com

॥ श्री उमाम्बा शरणमस्तु जन्मान्तरेष्वपि ॥

Trust Regd. No.: A-943, Mehsana PAN : AAATK2933L

કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા

Kadva Patidar Kuldevi Shri Umiya Mataji Sansthan, Unjha





તા. ૧૧-૦૩-૨૦૨૪

પ્રતિશ્રી,
શ્રી અજીતકુમાર પ્રભાતકુમાર દેસાઈ
અમદાવાદ.

" શુભેચ્છા સંદેશ "

ધરતી વિકાસ મંડળના સ્થાપક અને પાટીદાર સમાજના ગૌરવવંતા સ્વ. પ્રભાતકુમાર દેસાઈના શતાબ્દિ પર્વે પુસ્તિકા પ્રગટ થઈ રહી છે તે જાણી આનંદ થયો.

શ્રી પ્રભાતકુમાર નિર્મળ, નિખાલસ, નિરાભીમાની, પરગજુ, ઊંડી સૂઝ, દિર્ઘદ્રષ્ટિ, સર્વગુણ સંપન્ન વ્યક્તિત્વ ધરાવતા હતા. અહંકાર શૂન્યતા, સહનશક્તિ, બોલે તે લખે ને જે લખે તે પાળે સમાજને રચનાત્મક માર્ગે લઈ જઈને વિકૃતિઓને દૂર કરી સમાજને નવી દિશા આપી છે. સમાજ સેવા માટે તેમની અગન અને લગન હતી. તેઓ તમામ કામો જાતે કરે, મહેમાનોના ભાષણો પણ લખી આપે કોઈ કાર્યક્રમને સફળ કેવી રીતે કરવો તે માટે દિવસ-રાત એક કરતા. ધરતી વિકાસ મંડળ માટે સમાજ ઉત્કર્ષની વિવિધ પ્રવૃત્તિઓ શરૂ કરી બધાને હાલતા કરવામાં અને ચેતનવંતા રાખવામાં તેઓનો સિંહફાળો અવર્ણનીય હતો. ધરતી વિકાસ મંડળને જીવંત બનાવી સમગ્ર પાટીદાર સમાજની આશાનું કેન્દ્ર અને ઉત્કર્ષનું કેન્દ્ર બનાવ્યુ છે. ધરતી વિકાસ મંડળની આગવી ઓળખ ઊભી કરી હતી.

ચીલાચાલુ સમાજના માર્ગોને પરિવર્તન કરી સમાજને નવો રાહ ચીંધનાર શ્રી પ્રભાતકુમાર દેસાઈ આપણી વચ્ચે નથી તેઓના આ શતાબ્દિ વર્ષમાં સાચા સમાજ સેવક તરીકે તેઓને યાદ કરી સમાજને એક નવી દિશા આપીએ.

" મા ઉમિયાના આશીર્વાદ સદૈવ આપ સૌ ના પરિવાર ઉપર ઉતરતા રહે એ જ પ્રાર્થના. "




દિલીપભાઈ એમ. પટેલ (નેતાજી)
માનદ્મંત્રી
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા

Unjha : 384170 (North-Guj.) India. Phone : Office : 02767 - 245472, M. 85110 16000
Guest House : 02767 - 246474, M. 85110 17000, Bhojanalay : 02767 - 245474
Web : www.maaumiya.com • Email : umiyamatajiunjha@gmail.com • umiyamatajiunjha umiyamataunjha



વિશ્વ ઉમિયાધામ
અમદાવાદ
આસ્થા - એકતા અને ઊર્જાનું ધામ




## "શુભેચ્છા સંદેશ"

"પ્રેરણા અને પ્રોત્સાહન આપે તે જ પ્રગતિશીલ સમાજ"

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની સરહદોના ત્રિભેટે આવેલ પાટડી નગરનું ઈતિહાસમાં ગૌરવવંતુ સ્થાન છે. તેના ઈતિહાસની ગરિમા, સ્વાતંત્ર્યપ્રેમ, શૌર્ય, સમર્પણ, સ્નેહ અને સત્કારની ઉષ્મા આપણને હંમેશા પ્રેરિત કરતાં રહ્યાં છે. પાટડીના લોકોની નસનસમાં એક અદ્ભૂત ખુમારી છે. પાટડીની પ્રભુતા એના પ્રચંડ પુરુષાર્થમાં રહેલી છે. ઈ.સ. ૧૭૪૧માં ભાવસિંહજી દેસાઈએ પાટડીમાં પોતાની ગાદી સ્થાપી ત્યારથી લઈને ભારત આઝાદ થયું ત્યાં સુધી ૨૦૦ વર્ષ સુધી દેસાઈ વંશની રાજધાની પાટડીમાં રહી હતી.

પાટડીના રજવાડાએ અનેક મહાપરાક્રમી નરરત્નોને જન્મ આપ્યો છે. પાટડીના દેસાઈ રાજવંશમાં અવતરિત થયેલા સ્વ. પ્રભાતકુમાર દેસાઈ ગુજરાતના ખૂબ જ મૂલ્યવાન મહાપુરુષોમાં મૂઠ્ઠી ઉચેરું માન અને સ્થાન ધરાવે છે. તેમના પૂર્વજોએ પાટડીમાં વર્ષો સુધી રાજ્ય કરી પ્રજા સુખાકારીના અનેકવિધ કાર્યો કર્યા હતા. પ્રભાતકુમાર દેસાઈએ યુવાન વયથી જ કલમને ખોળે માથું મૂકીને અમદાવાદથી પ્રકાશિત થતાં **'ધરતી'** સામયિક દ્વારા સાહિત્ય જગતમાં એક આગવી ઓળખ ઉભી કરી હતી. તેઓએ સામાજિક ઉત્થાનના ભાગરૂપે બાળલગ્ન, અંધશ્રધ્ધા, કુરિવાજો, પ્રેતભોજન જેવી સામાજિક કુપ્રથાઓ સામે જંગ માંડ્યો હતો. તેમણે પોતાના અવિરત પ્રયાસોથી યુવાવર્ગમાં નવી ક્રાંતિ પ્રગટાવી હતી. તેઓ 'ધરતી' સંસ્થાના કર્ણધાર અને સૂત્રધાર હતાં.

૨૦ જાન્યુઆરી, ૧૯૨૩ ના રોજ જન્મેલાં સ્વ. પ્રભાતકુમાર દેસાઈને આજે ૧૦૦ વર્ષ પૂરાં થયાં છે. તેઓની જન્મ શતાબ્દિ નિમિત્તે **"પાટડી કડવા પાટીદાર રજવાડું સોનાની હાટડીની ગાથા"** પુસ્તકનું પ્રકાશન થઈ રહ્યું છે તે જાણી અમોને અત્યંત આનંદ થયો છે. મને વિશ્વાસ છે કે આ પુસ્તક એક સાચા જનસેવકના જીવન પર પ્રકાશ પાડશે. આ પુસ્તકથી સમાજ અને રાષ્ટ્રને નવો પ્રકાશ મળશે. સ્વ. પ્રભાતકુમાર દેસાઈના જન્મ શતાબ્દિ વર્ષની ઉજવણીના કાર્યક્રમને અને તે નિમિત્તે આ નવા આવનાર પુસ્તકને હું આવકારું છું. આ પુસ્તકને સાક્ષરદેહ આપવામાં કઠોર પરિશ્રમ કરનાર શ્રી અજીતભાઈ દેસાઈને અમે વિશેષ રીતે બિરદાવીએ છીએ.

વિશ્વ ઉમિયા ફાઉન્ડેશન આધ્યાત્મિક ચેતનાથી રાષ્ટ્ર ચેતના માટે કામ કરતી વૈશ્વિક સંસ્થા છે. જગતજનની મા ઉમિયાના વિશ્વના ઊંચામાં ઊંચા મંદિરનું નિર્માણ અહીં થઈ રહ્યું છે. મંદિર નિર્માણની સાથે વિશ્વ ઉમિયાધામ અનેકવિધ સામાજીક અને રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનું કેન્દ્રબિંદુ છે. દેશની આઝાદી સમયે સરદાર પટેલના પ્રયાસોથી અખંડ ભારતની રચનામાં પોતાના રજવાડાં રાષ્ટ્રને સમર્પિત કરનાર રાજવી પરિવારના વંશજોનું વિશ્વ ઉમિયાધામ દ્વારા તા. ૩૧ ઓક્ટોબર ૨૦૨૩, સરદાર પટેલની જન્મજયંતિના દિવસે સન્માન કરવામાં આવ્યું હતું. આ સમયે પાટડી રાજ પરિવારના વંશજોનું સન્માન કરી અમે ગૌરવની લાગણી અનુભવી હતી.

વિશ્વ ઉમિયાધામ વતી હું જગતજનની મા ઉમિયાને પ્રાર્થના કરું છું કે, આ પુસ્તક સમાજને નવી દિશા અને પ્રેરણા આપવામાં સફળ રહેશે. આ પુસ્તકમાં સામેલ થનાર લેખકો તથા તેને સફળ બનાવવા માટે મહેનત કરનાર ટીમના તમામ સભ્યોને ધન્યવાદ સાથે શુભેચ્છા પાઠવું છું.

પ્રતિ,
શ્રી અજીત પ્રભાતકુમાર દેસાઈ
અમદાવાદ

તા. ૦૧-૦૪-૨૦૨૪

આર. પી. પટેલ
પ્રમુખ - વિશ્વ ઉમિયા ફાઉન્ડેશન


Off : Vishv Umiya Foundation, Vishv Umiyadham, Opp. Vaishnodevi Tample, Vishv Umiyadham Road, S.G. Highway, Ahmedabad-21
Mob. : 72020 80 222 / 333 | www.vishvumiyafoundation.org | info@vishvumiyafoundation.org



## શુભેચ્છા સંદેશ

સ્વામી દયાનંદ સરસ્વતીએ કહ્યું છે કે,

“એક પુરૂષ શિક્ષિત અને સંસ્કૃત હોય તો,

એકલોજ સમાજને ઉપયોગી બને છે,

પરંતુ એક સ્ત્રી શિક્ષિત, સમજદાર અને સુયોગ્ય હોય તો

સમગ્ર કુટુંબ અને સમાજને સુદઢ બનાવે છે.”

કન્યા કેળવણીના હિમાયતી અને બીજા અનેક સામાજિક દૂષણો અને સમાજસુરક્ષા સુધારાલક્ષી શુભ કાર્યો કરનાર ધરતીના આદ્ય પ્રણેતા સ્વ. પ્રભાતકુમાર દેસાઈની જન્મ શતાબ્દી વર્ષની ઉજવણી નિમિત્તે શ્રી અજીતભાઈને હું હૃદયપૂર્વક અભિનંદન પાઠવું છું.

પુસ્તક વિમોચનના આ શુભ પ્રસંગે આપશ્રી દ્વારા મને શુભેચ્છા સંદેશ પાઠવવા માટેનો અવસર પ્રદાન કરવા બદલ આભાર વ્યક્ત કરુ છું.

**નયના મહેન્દ્ર પટેલ**

પ્રમુખ, ધરતી મહિલા જાગૃતિ મંડળ

તા. ૦૩-૦૪-૨૦૨૪



# ધરતી વિકાસ મંડળ





૦૭૯ - ૨૭૪૭૯૮૦૪
ધરતી સર્કલ, વિજયનગર પેટ્રોલ પંપ સામે, નારણપુરા, અમદાવાદ - ૩૮૦૦૧૩.
www.dhartivikas.com
dhartivikasmandal@yahoo.com


## શુભેચ્છા સંદેશ

'ધરતી' સંસ્થાના આદ્યસ્થાપકોમાંના એક અને સમાજસુધારાના સાચા પ્રહરી એવા સ્વ. પ્રભાતકુમાર દેસાઇના જન્મશતાબ્દી વર્ષની ઉજવણી નિમિત્તે એમના આજીવન સેવાકાર્યોના ગ્રંથનું પ્રકાશન થઇ રહ્યું છે તે જાણી આનંદ થયો.

વર્ષ ૧૯૪૪ માં આ સંસ્થાની સ્થાપના અખિલ ભારતીય ક.પા. પ્રગતિમંડળના નામે થઇ ત્યારે તેના પ્રથમ પ્રમુખ ડૉ. ગણપતરામ અને પ્રથમ માનદ્ મંત્રી શ્રી પ્રભાતકુમાર દેસાઇ બન્યા હતા. 'ધરતી' માસિક ૧૯૪૭માં શ્રી ચન્દ્રવદન લશ્કરીના તંત્રીપદે શરૂ થયું ત્યારે 'ધરતી' માસિકનું પ્રકાશન અને કાર્યાલય ઘણાં વર્ષ સુધી સ્વ. પ્રભાતકુમાર ની 'ઉમા પ્રિન્ટરી' રહ્યું હતુ.

એ સમયે રૂઢિગસ્ત પાટીદાર સમાજમાંથી બાળલગ્ન, પ્રેતભોજન, લગ્નના ખોટા ખર્ચા જેવાકે કરિયાવરની નાબૂદી, કન્યાકેળવણી, સમૂહલગ્નોને પ્રોત્સાહન, પ્રચાર-પ્રસારમાં તેમજ રૂઢિગ્રસ્ત પરિબળોની સામે સુધારાના અવાજને બૂલંદ બનાવવામાં તેઓ અગ્રેસર રહ્યા હતા.

સ્વ. પ્રભાતકુમારની આજીવન સમાજસેવાઓને લક્ષમાં લઇ 'ધરતી' સંસ્થાએ શ્રી પદ્માબેન જયકૃષ્ણની અધ્યક્ષતામાં અને શ્રી ઈશ્વર પેટલીકરની અને શ્રી દાસકાકાની ઉપસ્થિતિમાં તેમને રૂા. ૫૧૦૦૦/- ની થેલી અને સન્માનપત્ર થી સન્માનિત કર્યા હતા. આ થેલીમાં તેઓશ્રીએ રૂા. ૧૦૦૦/- ઉમેરી ધરતી સંસ્થાને થેલી અર્પણ કરી હતી.

પાટડીના પનોતા પુત્ર , પાટીદાર સમાજના ઉત્કર્ષ માટે આજીવન ઝઝૂમનાર, સુધારાવાદી યુવાવર્ગના પથદર્શક એવા સ્વ. પ્રભાતકુમારના જન્મશતાબ્દીવર્ષ નિમિત્તે આ સ્મૃતિ ગ્રંથનું પ્રકાશન થઇ રહ્યું છે, તે અત્યંત આવકાર્ય અને અભિનંદનીય છે. આ પ્રકાશન દ્વારા સ્વ. પ્રભાતકુમારના આજીવન સેવા કાર્યોની સુવાસ વર્તમાન અને ભાવિપેઢીને પ્રેરણા આપતી રહેશે એમાં શંકા નથી.

તા. ૨૮-૦૩-૨૦૨૪

પ્રમુખ
(વાડીભાઈ પી. પટેલ)
ધરતી વિકાસ મંડળ


રજીસ્ટર્ડ નં.એફ ૬૭૦ અમદાવાદ. ઇન્કમટેક્ષ માફી અન્વયે નં. | DIT (E) 80G(5) NO. AAATD4162AF20217
તા.૦૧-૦૪-૨૦૨૧ થી ૩૧-૦૩-૨૦૨૬

# જનની જન્મભૂમિ સ્વર્ગાદપિ ગરીયસી



''વતનની ધૂળથી માથું ભરી લઉં આદિલ, કદીય મળે ના મળે.'' (આદિલ મન્સુરી)

ડ્રાયક્લીન સફેદ વસ્ત્રો ધારણ કરેલ, સામાજિક ભેખધારી અને સ્વતંત્ર આગવું વ્યક્તિત્વ, સાદુ જીવન અને જેના શબ્દોમાં વજન અને અનુભવની સરવાણી ફૂટતી હતી તે સ્વર્ગસ્થ પ્રભાતકુમાર મફતલાલ દેસાઈનો જન્મ વતન 'પાટડી', તા. વિરમગામ, જિલ્લો અમદાવાદમાં તા. ૨૦-૧-૧૯૨૩ (વસંત પંચમી)ના શુભદિને થયો. સ્વ. પ્રભાતકુમાર (મફતલાલ મણીલાલ દેસાઈના સુપુત્ર) રાજવી પરિવાર પાટડીના ૧૧મા વંશજ, ભાયાતોમાં કુટુંબ આંબાને આધારે ગણી શકાય.

'ધરતી'માં વરસો સુધી તંત્રી પદ શોભાવ્યું. ક્યારેય કોઈ પદની અપેક્ષા વિના સામાજિક સુધારાનો અમલ સ્વગૃહેથી કરી, સમાજમાં પ્રેરણારૂપ બન્યા. સામાજિક કુરિવાજો, કન્યાવિક્રય, સાટાપેટા, મરણ પાછળના બેશુમાર ખર્ચા, લગ્નના અપ્રતિમ ખર્ચાઓ દૂર કરી સમાજના આર્થિક અને પછાત કડવા પાટીદાર પરિવારોના ઉત્થાનના કાર્યક્રમો કરી, સમૂહલગ્ન પ્રથા, કન્યા કેળવણી, બહેનોને ગૃહઉદ્યોગો કરી પગભર કરવી તથા પાટીદારોનું સંગઠન મજબૂત બને અને સેવા તથા સહકારની ભાવના પ્રજ્વલિત થાય તે માટે, ગામોગામ સામુહિક ટોળકીમાં પ્રચાર/પ્રસારનું સમાજસેવાનું ભગીરથ કાર્ય કરનાર બીજું કોઈ નહિ પરંતુ તે હતા સ્વર્ગસ્થ પ્રભાતકુમાર મફતલાલ દેસાઈ. પરિવારની પરવા કર્યા વિના ચંદ્રવદન લશ્કરી, કેશવલાલ પટેલ, ડૉ. મફતભાઈ પટેલ વિગેરે સાથે મળીને કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજીનો પ્રથમ ૧૮મી શતાબ્દી મહોત્સવ ખૂબ જ ધામધૂમથી ઉજવ્યો, જેમાં ડૉ. મફતભાઈ પટેલનો ફાળો ઘણો જ અમૂલ્ય ગણાય. ડૉ. મફતભાઈ પટેલને સ્વ. પ્રભાતકુમાર મફતલાલ દેસાઈ સાથે ૩૬ વર્ષથી ઘરોબો હતો. સ્વ. પ્રભાતકુમારના સુંદર મરોડદાર અક્ષરો અને એકી કલમે વિનાભૂલે, સડસડાટ એકી બેઠકે લખાણ કરવાની તેમની આગવી શૈલી દાદ માંગી લે છે. આ એક કુદરતની દેન કહેવાય.

દુનિયામાં કહેવું અને તેનો અમલ કરવો ઘણું જ કઠિન કાર્ય છે. જેનો અમલ સ્વગૃહેથી કરનાર, ભેખધારી સૂફી સંત એટલે સ્વ. પ્રભાતકુમાર દેસાઈ, સામાજિક સેવાઓના બદલાની અપેક્ષા વિના સતત કાર્યરત રહેતા હતા, જેનો અનુભવ મને થયેલ છે. તા. ૧૨-૬-૧૯૮૩ના રોજ ધરતી વિકાસ મંડળ સંસ્થા અમદાવાદ દ્વારા શ્રી પ્રભાતકુમાર મ. દેસાઈનો સન્માન સમારંભ, અંકુર કામેશ્વર હોલ ખાતે સાંજના ૪.૩૦ વાગે યોજેલ, જેમાં જ્યોતિસંઘના પ્રમુખ શ્રીમતી પદ્માબહેન જયકૃષ્ણ હરિવલ્લભદાસ, જેઓ વતન પાટડી રાજવી પરિવારના રાજકુંવરીના હસ્તે રૂા. ૫૧,૦૦૦ નો રોકડ પુરસ્કારની થેલી અર્પણ કરવામાં આવેલ. જેમાં સ્વ. કાકાએ રૂા. ૧૦૦૦/- પોતાના ઉમેરી સંસ્થાને પરત કરેલ હતા. જેની નોંધ ધરતી વિકાસ મંડળ, અમદાવાદની તકતી ઉપર આજે પણ મોજુદ છે. જેનો હું તાજનો સાક્ષી હતો. આમ, તેમણે જીવનપર્યંત સંસ્થાઓને માનદ્ સેવાઓ આપેલ છે અને સામાજિક સુધારાના આગ્રહી અને ખરા પ્રહરી હતાં. સમૂહલગ્નના પ્રણેતા સ્વ. પ્રભાતકુમાર હતા. જાજરમાન વ્યક્તિત્વ ધરાવતાં હતાં. પાટડીના રાજકુંવરી શ્રીમતી પદ્માબહેન જયકૃષ્ણ હરિવલ્લભદાસ તેમને ભાઈ કહીને બોલાવતા અને કહેતાં કે, ''મારા લાયક કાંઈ સેવામાં યોગદાન હોય તો જણાવજો.''

ભવિષ્યના દીર્ઘદ્રષ્ટા, સાદુ જીવન, ઉચ્ચ વિચાર ધરાવતા એવા સૂફી સંત અને સમાજસેવાનો અવિરત ભેખ ધારણ કરનાર એટલે સ્વ. પ્રભાતકુમાર દેસાઈ, અમદાવાદમાં વસવાટ કરતા, વતન પાટડીના વતનીઓને ઘરે ઘરે ફરી, વિગતો એકઠી કરી અને તેની ડિરેક્ટરી બનાવનાર તેઓ હતા. સંસ્થાનો અને તેમનો ધ્યેય વતન પાટડીથી ધંધા/રોજગાર માટે આવેલ, અમદાવાદના વતનપ્રેમીઓને સંગઠિત કરી એક સંસ્થા ઊભી કરવી અને તેમાં નિષ્ઠાવાન કાર્યકરોને જોડવા આ સંસ્થાને પગભર કરવા, સહાય કરવા સ્વ. બળવંતભાઈ નટવરલાલ પટેલ અને



પાટડી રાજવી પરિવાર યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ,
ગુજરાત રાજ્યના માન. મુખ્યમંત્રીશ્રી ભૂપેન્દ્રભાઈ પટેલ તથા પાટડીના વતન પ્રેમીઓ



પાટડીનો ૧૦૦૦ વર્ષનો ઈતિહાસ - કડવા પાટીદાર જ્ઞાતિની ઉત્પત્તિ
'ધરતીના કર્મદીપ' સ્વ. પ્રભાતકુમાર દેસાઈની શતાબ્દિ નિમિત્તે તૈયાર થયેલ
**પાટડી** કડવા પાટીદાર રજવાડુ 'સોનાની હાટડી'ની ગાથાના ગ્રંથ નિમિત્તે શુભેચ્છા મુલાકાત
ગુજરાત રાજ્યના માન. મુખ્યમંત્રીશ્રી ભૂપેન્દ્રભાઈ પટેલ સાથે
પાટડી રાજવી પરિવાર યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ
રમેશભાઈ જી. પટેલ તથા અજીતકુમાર પ્રભાતકુમાર દેસાઈ



બાબુલાલ ગીરધરલાલનો ફાળો અમૂલ્ય ગણી શકાય. 'પાટડી દર્શન' ગ્રંથનું નિર્માણ કાર્ય ૧૯૮૬માં થયું. જેમાં ઝાલા દરબારોનો આશરે ૧૦૦૦ વર્ષનો ઈતિહાસ અને ૨૦૦ વર્ષનો પાટડી રાજવી પરિવારનો ઈતિહાસ કંડારેલ છે. છપામણીનો ખર્ચ, જાહેરાતોના માધ્યમથી વસૂલ કરી પડતર કિંમત માત્ર રૂા. ૧૦/- રાખેલ હતી. તેઓ પાટડી બંધુ સમાજ અમદાવાદની સંસ્થાના પાયાની ઈંટ ગણાવી શકાય.

પાટડીના સિદ્ધ સંત અને યોગી શ્રી સરયુદાસનું સ્મારક વતન પાટડી ખાતે સને ૨૦૦૬માં બને અને તેના માટે પ્રેરણાસ્રોત હતા. દંતાલીના સંતશ્રી સ્વામી સચ્ચિદાનંદજીના વરદ્‌હસ્તે અનાવરણ કરેલ અને ખૂબ જ ધામધૂમથી પ્રસંગ ઉજવેલ હતો. જેમાં પાટડી રાજવી પરિવાર શ્રી કિશનસિંહજી પ્રતાપસિંહજી દેસાઈએ રૂા. ૫૧,૦૦૦/-નું પ્રથમ દાન સુપ્રત કરેલ હતું. આમ, એકંદરે રૂા. ૫,૦૦,૦૦૦/-નું ફંડ એકત્ર કરેલ હતું. હાલમાં જાનરાયજી મંદિર પાસે, પાંચ હાટડીમાં આ સ્મારક આવેલ છે, જેનો વહીવટ શ્રી જયંતિલાલ શકરાલાલ પટેલ સંભાળે છે. સ્વર્ગસ્થ શ્રી પ્રભાતકુમાર મફતલાલ દેસાઈના ૧૦૦ વરસના જન્મ શતાબ્દી પ્રસંગે વિમોચન કરવામાં આવનાર પુસ્તકના વિમોચન પ્રસંગે તેઓશ્રીના પુત્ર શ્રી અજીતભાઈ તથા સમગ્ર પરિવારને હું મારી શુભેચ્છા પાઠવું છું.

તેમનો જન્મ 'વસંતપંચમી'ના શુભદિને થયો અને જેમણે છેલ્લા શ્વાસ ભગવાન શ્રીકૃષ્ણના જન્મદિન જન્માષ્ટમીએ લઈ, જીવન સંધ્યા આટોપી લીધી એવા સમાજસેવાના પ્રહરી, ભેખધારી, સૂફી સંતને મારા સાદર પ્રણામ. આવા સમાજસુધારક, ભેખધારી સ્વયંસેવકના કાર્યો આવનાર પેઢીઓ માટે પ્રેરણારૂપ બને તે હેતુથી આ લેખ લખેલ છે. જય શ્રીકૃષ્ણ.

સ્થળ : અમદાવાદ
તા. ૩૧-૦૩-૨૦૨૪

**– બાબુલાલ ગીરધરલાલ પટેલ**
ભૂતપૂર્વ તંત્રી : 'પાટડી દર્શન' પત્રિકા
પાટડી બંધુ સમાજ, અમદાવાદ

---

## ઋણ સ્વીકાર



ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની ત્રિભેટે ઝાલાવાડ પંથકમાં આવેલ આપણા સૌનું વતન 'પાટડી' એ ઐતિહાસિક ભૂમિ છે, જેના કણેકણમાં પ્રેમ, શૌર્ય અને ધર્મનું સુમધુર મિલન થયેલ છે. પાટડીની સ્વાતંત્ર્ય પ્રિય પ્રજાએ સ્વાતંત્ર્યની રક્ષા માટે બલિદાનો આપી ભારતની આઝાદીની લડતમાં પાટડીના રાજવી પરિવારો અને વતનપ્રેમીઓએ શૌર્ય અને ખુમારી દર્શાવેલ છે. પાટડીના વતનીઓ તેમના પ્રેમથી છલકાતા હૃદય અને હૂંફાળા આતિથ્ય માટે સમગ્ર દેશમાં તેમજ વિદેશમાં સુવિખ્યાત છે. દેસાઈ રાજવીઓમાં સાહસ, શૌર્ય, ધૈર્ય, મુત્સદ્દીગીરી, ભક્તિ અને દાનવીરના ગુણોનો સંગમ થયેલો છે. જે ગુણ પાટડીના વતનની પ્રજામાં પણ ઉતરી આવેલ છે. કટોકટીના સમયે હતાશ થયા વિના આપત્તિને સહી લઈને સહનશીલતાનો ગુણ કેળવી જાણેલ છે. તેમજ ચડતીના સમયે ગર્વિષ્ઠ પણ થયા નથી. પાટડીએ સુવર્ણ યુગ જોયો છે અને 'સોનાની હાટડી'નું બિરુદ પણ મેળવ્યું છે.

આઝાદી પછી વતનના યુવાનો ઉચ્ચ શિક્ષણ મેળવવા, શિક્ષિત યુવાનો નોકરી-ધંધાર્થે, ઓછું ભણેલા ધંધા, રોજગાર અર્થે અમદાવાદ, ગુજરાત, દેશના અન્ય શહેરો તેમજ વિદેશોમાં ઘણા વર્ષોથી વસવાટ કરે છે. વતનના કુટુંબના સભ્યો જ્યારે એકબીજાને મળતાં ત્યારે વતનપ્રેમ ઊભરાતો. પાટડીના વતનીઓને સંગઠિત કરી એક સંસ્થા રચવાનું ભગીરથ કાર્ય ગુજરાત સેકન્ડરી એજ્યુકેશન બૉર્ડના ભૂતપૂર્વ ચેરમેનશ્રી પ્રહલાદભાઈ સી. પરીખ, શ્રી બળવંતભાઈ એન. પટેલ, શ્રી બંસીલાલ દેસાઈ, શ્રી મોહનભાઈ ઠક્કર, શ્રી કાન્તિલાલ ઠક્કર, શ્રી અમરસિંહજી દેસાઈ, શ્રી ભાઈલાલભાઈ પરીખ,

શ્રી જયંતીલાલ શાહ, શ્રી નારાયણભાઈ પટેલ, શ્રી બાબુભાઈ જી. પટેલ, શ્રી પ્રભાતકુમાર દેસાઈ તેમજ અન્ય કાર્યકરોએ 'પાટડી બંધુ સમાજ'-અમદાવાદની સ્થાપના તા. ૨૬-૧-૧૯૮૩ના રોજ કરી, જે છેલ્લા ૪૦ વર્ષથી કાર્યરત છે.

વતન પાટડીમાં શ્રી કડવા પાટીદાર જ્ઞાતિ પરિવાર ટ્રસ્ટ, હાલમાં પણ ઘણી જ સારી સેવાકીય પ્રવૃત્તિઓ કરી રહેલ છે. જેમાં શ્રી દશરથદાદાએ અમૂલ્ય સેવા કરેલ છે. હાલના પ્રમુખશ્રી રશ્મિભાઈ પરીખના માર્ગદર્શન હેઠળ સતત સામાજિક ઉત્થાનની સેવા કરી રહેલ છે. શ્રી પ્રભાતકુમાર દેસાઈએ ઝાલા વંશના હરપાળદેવ-શક્તિદેવીથી શરૂ કરી સોલંકી વંશ, વાઘેલા વંશ, અને દેસાઈ વંશનો વતન પાટડીનો આશરે ૧૦૦૦ વર્ષનો ઈતિહાસ 'પાટડી દર્શન' પુસ્તક દ્વારા ઈ.સ. ૧૯૮૬માં પ્રસિદ્ધ કરી વતનપ્રેમીઓને જાગૃત કર્યા. આ પુસ્તક તૈયાર કરવામાં 'પાટડી દર્શન' પત્રિકાના સંપાદક શ્રી બાબુલાલ ગીરધરલાલ પટેલનો ફાળો અમૂલ્ય ગણી શકાય.

કડવા પાટીદારોમાં અનેક સમાજ સુધારકો અને દાનવીરો થયા છે. પાટીદારોની ઉત્પત્તિ અને ઈતિહાસ ખૂબ જ રસપ્રદ છે. પાટડી દેસાઈ દરબારશ્રીઓ શ્રી જોરાવરસિંહજી, શ્રી હિંમતસિંહજી, શ્રી સૂર્યમલસિંહજી, શ્રી દોલતસિંહજી, શ્રી નારાયણસિંહજી, શ્રી પ્રતાપસિંહજીનો રાજવી પરિવાર શ્રી કિશનસિંહજી, શ્રી દિલીપસિંહજી, શ્રીમતી પદ્માબહેન જયકૃષ્ણ હરિવલ્લભદાસ તેમજ હાલના રાજવી શ્રી કર્ણિસિંહજી તરફથી વતન પાટડી અને પાટીદાર સમાજ માટે અમૂલ્ય દાનની સરવાણી અને સંસ્થા પ્રત્યે શુભચિંતક રહેલ છે. પાટડી દરબારશ્રી જોરાવરસિંહજીએ સમાજ ધર્મ સમજી કડવા પાટીદારોને કન્યાવિક્રય, વરવિક્રય, કરિયાવર, લગ્નના ખોટા ખર્ચા બંધ કરવા, ગોળપ્રથામાંથી મુક્તિ માટે સામાજિક દૂષણો દૂર કરવા અનેક સંમેલનો અને પરિષદો વતન પાટડી મુકામે યોજી સમાજ સુધારાને પ્રોત્સાહન આપવાનું આ ભગીરથ પ્રેરણાત્મક કાર્યની શરૂઆત કરેલ. જે ખરેખર પ્રશંસનીય છે અને રહેશે. પાટડીના રાજવી પરિવારે શિક્ષણક્ષેત્રે, સમાજસુધારણાક્ષેત્રે, લોકસેવા અર્થે, તબીબીક્ષેત્રે એમ સર્વતોમુખી પ્રવૃત્તિઓને વેગ આપનારા રહ્યા છે. સમગ્ર ભારતમાં સામાજિક સુધારા, શિક્ષણક્ષેત્રે વતન પાટડીના રાજવી પરિવારનો ફાળો અગણિત રહ્યો છે. પાટડી દરબારશ્રી જોરાવરસિંહજી અને તેમના સમકાલીન રાવબહાદુર બહેચરદાસ અંબાઈદાસ લશ્કરીના યોગદાને પાટીદાર સમાજને પ્રેરણાત્મક રાહ ચીંધી છે. પાટીદાર સમાજના કુરિવાજો દૂર કરવા માટે ચિંતન કરનારા અને સમાજ સુધારણા દ્વારા સામાજિક ક્રાંતિના પ્રણેતા પાટડી દરબારશ્રી જોરાવરસિંહજીએ પાટડીમાં કડવા પાટીદારોની વિરાટ સમાજ સુધારા પરિષદ ઈ.સ. ૧૮૬૯માં બોલાવીને માર્ગદર્શન આપ્યું હતું. તમામ ખર્ચ પાટડી રાજવી પરિવારે ઉઠાવેલ હતો. ૪૦ હજાર કડવા પાટીદાર પ્રતિનિધિઓ ઉપસ્થિત રહ્યા હતા. દરબારશ્રી સૂરજમલજી છાત્રાલયમાંથી સામાજિક ક્રાંતિની સુધારા માટેનું માસિક મુખપત્ર 'ધરતી'નો પ્રથમ અંક ઓગસ્ટ-૧૯૪૭માં પ્રગટ કરવાનું શ્રેય શ્રી ચંદ્રવદન લશ્કરી-તંત્રી અને શ્રી પ્રભાતકુમાર દેસાઈ-સહતંત્રી દ્વારા સમાજસુધારાની જ્યોત પ્રગટાવવામાં આવેલ.

પાટીદાર જ્ઞાતિની ઉત્પત્તિ, કણબીઓનું ભારતમાં આગમન, પાટીદાર શબ્દની ઉત્પત્તિનો ઈતિહાસ, પાટીદાર સમાજનું ગુજરાતના તેમજ ભારતના ઉદ્યોગોમાં યોગદાન વિશે ઉમિયા માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવમાંથી લેવામાં આવી છે.

ઉમિયા માતાજી મંદિરની સ્થાપના વિક્રમ સંવત ૨૧૨, ઈ.સ. ૧૫૬માં કૃષિ ક્ષત્રિય એવા કણબી જ્ઞાતિના પૂર્વજ શ્રી વ્રજપાલજીએ ઉમાપુર ગામ વસાવી વસવાટ કર્યો. ભગવાન શંકરની પટ્ટરાણી ઉમિયાદેવીની સ્થાપના કરી. ભૂતકાળનું ઉમાપુર તે આજનું ઊંઝા. ઉમિયા માતાજીના મંદિરના પુનરોદ્ધારમાં શ્રી રામચંદ્ર મનસુખરામ પટેલ, શેઠશ્રી બેચરદાસ અંબાઈદાસ લશ્કરી, પાટડી દરબારશ્રી, પ્રાંતના સૂબાશ્રી લક્ષ્મણદાસ તેમજ કડવા પાટીદાર પરિવારોના સહયોગથી તા. ૬-૨-૧૮૮૭ના દિવસે સંપન્ન થયો. શેઠશ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરીના અધ્યક્ષપદે ૧૯૭૮માં શ્રી ઉમિયા માતાજી સંસ્થાનમાં સમૂહલગ્નો યોજવાનો ઠરાવ કર્યો. કડવા પાટીદાર જ્ઞાતિના મુખપત્રો 'ધરતી' અને 'જાગૃતિ' જેવા માસિકોએ પાટીદાર સમાજમાં સમૂહલગ્નની યોજનાનો પ્રચાર-પ્રસાર કર્યો. ઉમિયા માતાજી મંદિર, ઊંઝાના પ્રાંગણમાં તા. ૨૯-૪-

૧૯૭૯ના રોજ સમૂહ લગ્નોત્સવ ઉજવાયો. કડવા પાટીદાર સમાજમાં સમૂહલગ્નો, સમાજ સુધારાનો અને સમાજ ઘડતરનો સંદેશો 'ધરતી' માસિકના પૂર્વ તંત્રીશ્રી પ્રભાકુમાર દેસાઈએ વેગવંતો કર્યો. ધરતી વિકાસ મંડળે તા. ૪-૫-૧૯૮૦ના રોજ અમદાવાદ ખાતે ભવ્ય રીતે સમૂહ લગ્નોત્સવ ઉજવી ગુજરાતના વિવિધ જ્ઞાતિ મંડળોને સમૂહલગ્નનો પ્રેરણાત્મક સંદેશો આપ્યો. ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝાએ કાયમી લગ્નોત્સવની યોજના ઘડીને તેમજ તેનો અમલ કરીને સમગ્ર સમાજને નવી દિશા આપી છે. સમૂહ લગ્નોત્સવની યોજનાને કારણે સમાજમાં નવજાગૃતિ આવી. ખોટા અને દેખાદેખીના ખર્ચ ઘટવાથી કેળવણીનો વ્યાપ વધ્યો. કન્યા કેળવણીને વેગ આપવા કન્યા છાત્રાલયો શરૂ કરવામાં આવ્યા. શ્રી પ્રભાતકુમાર દેસાઈએ પાટીદાર સમાજમાં વ્યાપેલી અંધશ્રદ્ધા, કુરિવાજો, કુપ્રથાઓ, પ્રેતભોજન વગેરે દૂર કરી સામાજિક સુધારાનો નાદ ગુંજતો કરવા, સમાજ સુધારા માટેની સભા-સંમેલનો, ગૃહિણી તાલીમ શિબિરો કરી. 'ધરતી' માસિકના તંત્રી, નિર્ભક સમાજ સુધારક એવા શ્રી પ્રભાતકુમાર દેસાઈના જન્મ શતાબ્દી વર્ષ નિમિત્તે પાટડી કડવા પાટીદાર રજવાડુ 'સોનાની હાટડી' પુસ્તકનું વિમોચન પ્રભાતકુમાર દેસાઈનો પરિવાર અને પાટડીના વતનપ્રેમીઓના સહકારથી થઈ રહ્યું છે. જે ઘણા જ આનંદ અને ગૌરવની વાત છે.

પાટડીના રાજવીઓ પાટીદારો અને વતનપ્રેમીઓ દ્વારા પ્રગટાવેલ દીપની જ્યોત સતત અજવાળું પાથરતી રહે. ઉત્સાહી નવયુવાનો સમાજસેવાના કાર્યમાં જોડાય, ઉચ્ચ અભ્યાસીઓ, શિક્ષણક્ષેત્રે સર્વોચ્ચ સિદ્ધિના સોપાનો સર કરેલ વતનના ડૉક્ટરો, એન્જિનિયરો, આર્કિટેક્ટ, એડવોકેટ, ચાર્ટડ એકાઉન્ટન્ટ, નામાંકિત બિલ્ડરો, ઉદ્યોગપતિઓ, વ્યવસાયકારો, દેશ-વિદેશના વતનપ્રેમીઓ શિક્ષણક્ષેત્રે પોતાની ફરજ સમજી યોગદાન આપી વતનના બાળકોને ઉચ્ચ શિક્ષણ માટે પ્રોત્સાહિત કરી આપણા વડીલોએ પ્રગટાવેલી જ્યોત ઝળહળતી રાખે.

''મેરા મુલ્ક, મેરા દેશ, મેરા યે વતન । શાંતિ કા ઉન્નતિ કા પ્યાર કા ચનમ ॥''

પાટડી કડવા પાટીદાર રજવાડું 'સોનાની હાટડી' ગ્રંથ તૈયાર કરવામાં સતત માર્ગદર્શન આપનાર પાટડી દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈ તેમજ યુવરાજશ્રી યશપાલસિંહજી, અચલા એજ્યુકેશન ફાઉન્ડેશન ટ્રસ્ટ તેમજ 'ધરતી'ના પૂર્વ તંત્રી ડૉ. મફતલાલ પટેલનો વિશેષ યોગદાન અને સતત માર્ગદર્શન પૂરું પાડવા બદલ, પાટડીના રાજવી પરિવારોના સંપૂર્ણ અભ્યાસી, જાણકાર અને સતત માર્ગદર્શન પૂરું પાડનાર દીવાદાંડી સમાન શ્રી દેવીસિંહજી નારણસિંહજી દેસાઈ, આ ગ્રંથ સમાજને ભેટ આપવા બદલ શ્રી અજિતકુમાર પ્રભાતકુમાર દેસાઈનો આભાર માનીએ તેટલો ઓછો છે. આ પુસ્તકના તમામ ફોટાનું ગ્રાફિક્સ વર્ક તેમજ પ્રિન્ટીંગ કાર્ય ખૂબ જ સરસ અને લાગણીસભર કરવા બદલ સ્વ. પ્રભાતકુમાર દેસાઈના પૌત્રો શ્રી કેયુર રાજેન્દ્રકુમાર દેસાઈ, શ્રી સૌરભ રાજેન્દ્રકુમાર દેસાઈ અને શ્રી રમેશભાઈ પટેલ (કેપિટલ ઓફસેટ-ગાંધીનગર) પ્રત્યે આભાર વ્યક્ત કરીએ છીએ. પાટડીના વતની, પાટડી બંધુ સમાજના પૂર્વ માનદ્ સહમંત્રી, 'પાટડી દર્શન' પત્રિકાના પૂર્વ તંત્રી તરીકે સેવા આપનાર શ્રી બાબુલાલ ગિરધરલાલ પટેલ, પાટડી કડવા પાટીદાર જ્ઞાતિ પરિવાર ટ્રસ્ટના પ્રમુખશ્રી રશ્મિભાઈ પરીખ, પાટડી બંધુ સમાજના માનદ્મંત્રીશ્રી દિનેશભાઈ માણેકલાલ દેસાઈ તેમજ તમામ કારોબારી સભ્યશ્રીઓ, આ ગ્રંથના વિમોચન પ્રસંગે ધરતીનો હોલ વિનામૂલ્યે આપવા બદલ ધરતીના પ્રમુખશ્રી વાડીભાઈ પી. પટેલ તેમજ આજના આ પ્રસંગને યાદગાર બનાવવા તમામ વતનપ્રેમીઓ પ્રત્યે પ્રભાતકુમાર દેસાઈ પરિવાર વતી આભારની લાગણી વ્યક્ત કરું છું.

– **ગીરીશ ચંદુલાલ દેસાઈ**
તંત્રીશ્રી 'પાટડી દર્શન' પત્રિકા

તા. ૨-૪-૨૦૨૪
એ-૨૦૪, શ્રી હોમ્સ,
સાયન્સ સીટી, સોલા,
અમદાવાદ-૩૮૦૦૬૦.

# અનુક્રમણિકા

## વિભાગ-૧



## વિભાગ-૨

# પાટડી દર્શન

## (પાટડીના ઈતિહાસની એક ઝલક)

## ૧ પાટડીના ઈતિહાસનું વિહંગાવલોકન

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની સરહદોના ત્રિભેટે એક અડીખમ રક્ષણહાર તરીકે મજબૂત કિલ્લેબંધીવાળા પાટડીનગરનું ઈતિહાસમાં ગૌરવવંતુ આગવું સ્થાન છે. પાટડીના ઈતિહાસની ગરિમા એના સદૈવ છલકાતા સ્વાતંત્ર્યપ્રેમ, શૌર્ય, સમર્પણ, સ્નેહ અને સત્કારની ઉષ્મામાં રહેલી છે. તેમ એનો આંતરખજાનો સેવા, સદાચાર અને પ્રભુભક્તિથી હંમેશા સમૃદ્ધ રહ્યો છે. પાટડીની પ્રજાની નસનસમાં એક અદ્ભૂત ખુમારી ધબકતી રહી છે અને તેથી તો માનુષી પડકારો અને દૈવી કસોટીઓ સામે એણે ક્યારેય હતાશા અનુભવી નથી. ઊલટું, એવા સમયે મુસીબતો સામે બાથ ભીડીને એ હેમખેમ પાર ઉતર્યું છે. પાટડીની પ્રભુતા એના પુરુષાર્થમાં રહેલી છે.

પાટડીની ભૂમિને એક વરદાન છે : જે કોઈ અગ્નિપરીક્ષામાંથી પાર ઉતરે તે જ પાટડીની રાજલક્ષ્મીને વરે.

હરપાળદેવની અગ્નિપરીક્ષામાંથી શક્તિદેવી પાર ઉતર્યા અને એવી જ રીતે શક્તિદેવીની અગ્નિપરીક્ષામાંથી હરપાળદેવ પાર ઉતર્યા. કોઈ મંગલ ચોઘડિયે અપ્રતિમ શક્તિ ધરાવતી એ બેલડીનું મિલન થયું. બંનેય જાણે શિવ–શક્તિનો અવતાર.

કોઈ મંગલ પળે શક્તિદેવીએ પાટડીના દરવાજા પાસે ગાગરબેડિયું મૂક્યું અને હરપાળદેવે તોરણ બાંધી–શ્રીફળ વધેરી શુભ શુકન કર્યા. આ વીર અને વીરાંગનાનો પાટડીની ભૂમિએ ઉષ્માભર્યો સત્કાર કર્યો.

પાટડીની રાજ્યલક્ષ્મી પ્રસન્ન થયાં ને ઝાલાવંશના સ્થાપક હરપાળદેવ મકવાણાને રાજતિલક કર્યું. મહર્ષિ માર્કંડેયે પોતાના કુલદીપક હરપાળદેવ પર અંતરિક્ષમાંથી આશિર્વાદની વૃષ્ટિ કરી અને પાટડી ઈ.સ. ૧૦૯૦માં ઝાલાવંશની રાજધાની બની રહ્યું.

ઈ.સ. ૧૦૯૦ હરપાળદેવથી ઈ.સ. ૧૫૩૭ માનસિંહજી સુધી ૪૫૦ વર્ષ પાટડી પર ઝાલા રાજવીઓનો સૂરજ તપતો રહ્યો. અલબત્ત, રાજધાની પાટડીથી ધામા, માંડલ, કૂવા (કંકાવટી), હળવદ સંજોગોવશાત્ બદલાતી રહી હતી. પાટડી પર હકુમત ચલાવનાર છેલ્લા ઝાલા રાજવી માનસિંહજી હળવદથી પોતાની હકુમત ચલાવતા હતા.

કર્ણદેવ વાઘેલાનાં સમયમાં પાટણનું પતન થયા પછી ગુજરાત માટે તીવ્ર સંઘર્ષનો યુગ શરૂ થયો. અને એ સંઘર્ષમાં ઝાલા રાજપૂતોનું શૌર્ય પ્રકાશી ઉઠયું હતું. મુસ્લિમ આક્રમણો સામે ગુજરાતની રક્ષા કરવા માટે ઝાલા રાજવીઓએ અદભૂત પરાક્રમ દાખવ્યાં છે. શાહબુદ્દીન ઘોરીના ગુજરાત પરના આક્રમણ વખતે પાટડીના ઝાલા રાજવી દુર્જનસાલાજી અને તેમના પુત્ર જાલકદેવજીએ મરણીયો સામનો કર્યો હતો. પૃથ્વીરાજ ચૌહાણના ગુજરાત પરના આક્રમણ વખતે ઝાલાઓએ ભારે પરાક્રમ દાખવેલું તેની પ્રશંસા કરતા પ્રસિદ્ધ કવિ ચંદ બારોટે લખ્યું છે કે, ''પાટડીના ઝાલાઓની શૌર્યગાથાઓ કચ્છ અને આબુ સુધી ગવાવા લાગી હતી.'' અમદાવાદના અહમદશાહ બાદશાહ સામે પાટડી-માંડલના ઝાલા રાજવી સત્રસાલજીએ ત્રણ ત્રણ વાર બંડ જગાવી બાદશાહની ઊંઘ હરામ કરી દીધી હતી. એક વખતે યુવરાજ મહમદે વિશાળ સેના સાથે ૧૦૦૦ હાથીઓ સત્રસાલજી સામે ઉતાર્યા હતા, એ હકીકત જ ઝાલા રાજવીના શૌર્યની પ્રતીતિ કરાવે છે. ઝાલા માનસિંહજીએ મુઘલ બાદશાહ અકબર સામે મરણીયો જંગ ખેલતા મહારાણા પ્રતાપને યુદ્ધની કટોકટીની પળે બચાવી લેવા પોતાના પ્રાણની આહૂતિ આપેલી.

ઈ.સ. ૧૫૩૭ થી ઈ.સ. ૧૭૪૦ લગભગ ૨૦૦ વર્ષ સુધી ગુજરાતના સુલતાનો અને દિલ્હીથી નિયુક્ત થયેલા મુઘલ સૂબેદારોની સાર્વભૌમ સત્તા પાટડી પર પ્રવર્તતી હતી. સ્થાનિક સત્તા કોની હતી તે વિષે કોઈ આધારભૂત માહિતી પ્રાપ્ય નથી.

ત્યાર પછી, પાટડીમાં દેસાઈ વંશની ગાદી સ્થાપનાર અપ્રતિમ શૌર્ય દાખવનાર, વિચક્ષણ રાજવી દેસાઈ ભાવસિંહજીને કેટકેટલા સંઘર્ષમાંથી પાર ઉતરવું પડ્યું હતું. એમની કેટકેટલી અગ્નિપરીક્ષા થઈ હતી. સંકટોના ઘોડાપૂર સામે એમણે ઝીંક લીધી હતી. કસ્બાતી અલી ટાંક, મરાઠા સરદાર રંગોજી, અમદાવાદના સુબા શેરબુલંદખાન, જવાંમર્દખાન, રત્નસિંહ ભંડારી, બાબી કમાલુદ્દીન વગેરેના પડકારોનો જડબાતોડ સામનો યુદ્ધ અને મુત્સદીગીરી એમ બેવડી રીતે તેમણે કર્યો હતો અને આકરી અગ્નિપરીક્ષામાંથી એ પાર ઉતર્યા હતા.

પાટડીની રાજલક્ષ્મી પ્રસન્ન થયાં ને પાટડીના દેસાઈવંશના સ્થાપક ભાવસિંહજીને રાજતિલક કર્યુ. અંતરિક્ષમાંથી મહાતપસ્વી પૂર્વજ મહર્ષિ કશ્યપે પોતાના કુલદીપક ભાવસિંહજી પર આશીર્વાદની વૃષ્ટિ કરી.

દેસાઈકુળ શૌર્ય અને મુત્સદીગીરી એમ બંનેમાં પાવરધું હતું.

ચાંપાનેરના પતાઈ રાઓલનાં રાણી હાડોતિજીને તથા મહંમદ બેગડાની બેગમને બળવાન અપહરણકારોના પંજામાંથી, વાઘના મોમાં માથુ નાખવા જેવી હિંમત દાખવીને, દેસાઈ વેરીસિંહે પાછી મેળવી આપી હતી.

દેસાઈકુળની માંડલની રાણી માણેકબાઈએ ઝાંસીની રાણીની જેમ શસ્ત્રસજ્જ થઈ, ઘોડે ચઢી, રણચંડી બનીને રણમેદાનમાં અદભૂત વીરતા દાખવી હતી.

પાટડીના રાજવી દેસાઈ નથુભાઈની સગીરાવસ્થામાં રાજકાજ સંભાળનાર રાજકુટુંબના ભાયાત દેસાઈ ભૂખણદાસ અને દેસાઈ જેઠાભાઈ એવા તો મુત્સદી વિષ્ટિકાર હતા કે અમદાવાદ શહેર પર મુઘલ સૂબા જવાંમર્દખાનનો કબજો રહે કે પેશ્વા સરદાર રાઘોબાનો એનો ન્યાય તોલવાનું વિકટ કાર્ય આ બે મુત્સદી વિષ્ટિકારોને સોંપાતું. ગમે તેવી મડાગાંઠને એ સલુકાઈથી ઉકેલી જાણતા.

ઈ.સ. ૧૭૪૧માં દેસાઈ ભાવસિંહજીએ પાટડીમાં ગાદી સ્થાપી ત્યારથી તે ભારત આઝાદ થયું અને પાટડીના છેલ્લા રાજવી દેસાઈ પ્રતાપસિંહજીના સમયમાં સને ૧૯૪૮માં દેશી રાજ્યોનું એકીકરણ થતાં પાટડી, સૌરાષ્ટ્ર રાજ્યના ઝાલાવાડના જિલ્લામાં ભળી ગયું ત્યાં સુધીનાં લગભગ ૨૦૦ વર્ષ દેસાઈ વંશની રાજધાની પાટડીમાં રહી.

દુશ્મનોના હુમલાનો જવાબ પાટડીના દેસાઈ રાજવીઓએ બંદૂકો અને તોપોથી આપેલો છે. દેશમાં સાર્વભૌમ સત્તા અંગ્રેજ રાજ્યની સ્થપાયા પછી લડાઈઓનો યુગ પૂરો થયો ત્યારે દેસાઈ જોરાવરસિંહજીના રાજ્યઅમલથી શરૂ કરી દેસાઈ પ્રતાપસિંહજી સુધીના દેસાઈ રાજવીઓએ પ્રજાકલ્યાણનાં વિવિધ કાર્યો જેવાં કે, કેળવણી, દવાખાનું, બોરીંગ, દીવાબત્તી, વ્યાપાર ઉત્તેજન, પુસ્તકાલય, સમાજસુધારણા, પશુસંવર્ધન, ખેતીવાડી વિકાસ, વાવ, કુવા, તળાવ, ધર્મશાળા વગેરે રસ દાખવીને કર્યાં છે.

દેસાઈ રાજવી સૂર્યમલસિંહજીના સમયમાં પાટડી વિવિધ લોકકલ્યાણની પ્રવૃત્તિઓથી પૂર બહારમાં ખીલી ઉઠયું હતું. એ સાધુચરિત રાજવીના સમયગાળામાં પાટડીના સંત સરયુદાસજીએ અને સેવાભાવી રાજવૈદ્ય લલ્લુબાપાએ સમાજના કલ્યાણ અર્થે તેમનું સમગ્ર જીવન સમાજને ચરણે સમર્પી દીધાં હતાં.

પાટડીની સ્વાતંત્ર્યપ્રિય અને ખમીરવંતી પ્રજાએ પૂ. મહાત્મા ગાંધીજીના નેતૃત્વ નીચે ચાલેલા આઝાદીના અહિંસક યુદ્ધમાં ઝંપલાવીને કુરબાનીનો એક અદ્ભૂત ઈતિહાસ સર્જ્યો છે. ત્યારે પાટડીની પ્રજાના લોહીનાં બુંદબુંદમાં સમર્પણ માટેનો તનમનાટ ઉછળતો રહ્યો છે. ગાંધીયુગના ફલસ્વરૂપે પાટડીના સર્વાંગી ઉત્કર્ષ માટે ઘસાઈ છૂટનારા નિષ્ઠાવાન પ્રજાસેવકોની એક વણઝાર છેલ્લા અનેક વર્ષોથી એકધારી ચાલી આવે છે, જેને કારણે પાટડીના વિકાસની પ્રવૃત્તિઓનાં વહેણ વણથંભ્યાં વહેતાં રહ્યાં છે.

શ્રી પાટડી કેળવણી મંડળ, ડૉ. હરિપ્રસાદ જે. ભટ્ટ સ્મારક તબીબી રાહત મંડળ-પાટડી, સામાજિક સંસ્થાઓ, સહકારી મંડળીઓ, મહાજનો, પાટડી નગર પંચાયત, પાટડીના નિષ્ઠાવાન પ્રજાસેવકો, દાતાઓ અને શાહસોદાગરો – એમ સૌએ પાટડી એક આદર્શ પ્રગતિશીલ ગામ બની રહે તે માટે સજાગ પ્રયત્નો કરવામાં વતન પ્રત્યેનો અદ્ભૂત ભક્તિભાવ દાખવ્યો છે.

## પાટડીનગરનું રેખાચિત્ર

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના ત્રિભેટે આવેલ મજબૂત કિલ્લાથી સંરક્ષિત ઐતિહાસિકનગર પાટડી ૨૩°–૧૧' ઉત્તર અક્ષાંશ અને ૭૧°–૪૮' પૂર્વ રેખાંશ ઉપર, દરિયાની સપાટીથી ૧૩.૭ મીટરની ઉંચાઈએ, કચ્છના નાના રણની સમીપમાં સૌરાષ્ટ્રની ઉત્તર-પૂર્વ દિશાએ, હાલના ગુજરાતના રાજ્યના

પાટનગર ગાંધીનગરથી ૧૧૮ કી.મી., સુરેન્દ્રનગરથી ૫૮ કી.મી.ના અંતરે ખારાઘોડા–મુંબઈ બ્રોડગેજ રેલ્વે લાઈન ઉપર, ગુજરાત રાજ્યના સુરેન્દ્રનગર જિલ્લાનું એક તાલુકા મથક છે.

પાટડીનો એક જમાનાનો રક્ષણહાર તેનો અજેય કિલ્લો, ગગનચૂંબી રાજમહેલ, સરોવર જેવું વિશાળ તળાવ, ઊંચી હવેલીઓ, દેવમંદિરોના શિખરો પર ફરુકા લેતી ઊંચી ધજાઓ આ બધું દુરથી જોનારને પાટડી એક ઐતિહાસિક પ્રાચીન ભવ્ય મનોહર નગર લાગે છે.

આખા ય ગામને ફરતો કિલ્લો છે અને તેમાં પૂર્વે વિરમગામનો દરવાજો, દક્ષિણે નવો દરવાજો, પશ્ચિમે ગાડીનો દરવાજો અને ઉત્તરમાં કલાડાનો દરવાજો એમ ચાર દરવાજા છે.

વિરમગામના દરવાજાને ગાડીના દરવાજા સાથે જોડતા પૂર્વ–પશ્ચિમ બે લાંબા રાજમાર્ગો છે અને કલાડાનાં દરવાજાને નવા દરવાજા સાથે જોડતો ઉત્તર-દક્ષિણ એક લાંબો રાજમાર્ગ છે, જેનું પૂર્વ-પશ્ચિમના બે લાંબા રાજમાર્ગો સાથે માંડવી અને પાંચહાટડી એ બે મુખ્ય મથકોએ ક્રોસીંગ થાય છે.

કોટ વિસ્તારમાં આવેલા આ રાજમાર્ગોની આસપાસ પેટા માર્ગો આવેલા છે, જેના પર વિવિધ મહોલ્લાઓ અને આવાસો આવેલા છે. રાજમાર્ગો પર દુકાનો અને કેટલીક ફેક્ટરીઓ આવેલી છે.

ગાડીના દરવાજા બહાર સ્ટેશનરોડ તરીકે ઓળખાતો ઉત્તર-દક્ષિણ એક રાજ્યમાર્ગ રેલ્વે સ્ટેશન તરફ દોરી જાય છે, જેનું ખારાઘોડા–વિરમગામ માર્ગ સાથે ક્રોસીંગ થાય છે. આ ક્રોસીંગના જંકશન પર પૂ. મહાત્મા ગાંધીજીની મીઠા સત્યાગ્રહની યાદ આપતી પ્રતિમા આવેલી છે. સ્ટેશનરોડના દક્ષિણ છેડે પાટડી દરબારશ્રીનો રઘુવિલાસ પેલેસ અને રેલ્વે સ્ટેશન આવેલાં છે.

ગાડીના દરવાજા બહાર, મહાત્મા ગાંધીજીની પ્રતિમાની સન્મુખ, સ્ટેશનરોડની પશ્ચિમ દિશામાં પાટડી–ખારાઘોડા રોડ આસપાસ આજે એક નવા પાટડીનગરના નિર્માણની શરૂઆત થઈ ગઈ હોય એમ લાગે છે. એક બાજુ ૧,૧૨,૦૦૦ ચોરસવાર જમીન પર 'શ્રી પાટડી કેળવણી મંડળ'નું વિરાટ સંકુલ, તો બીજી બાજુ ૨૭,૦૦૦ ચોરસ વાર જમીન પર ડૉ. હરિપ્રસાદ જે. ભટ્ટ સ્મારક તબીબી રાહત મંડળ, પાટડીનું વિરાટ હોસ્પિટલ સંકુલ ઊભુ થયું છે. આ ઉપરાંત તેની આસપાસના વિસ્તારમાં સર્વોદય સ્પીનીંગ મીલ્સ, સહકારી જીન–પ્રેસ, લઘુ ઉદ્યોગો, દુકાનો પેઢીઓ અને હાઉસીંગ સોસાયટી આવેલાં છે. એસ.ટી. બસોની એક મોટી વણઝાર, સંખ્યાબંધ માલવાહક વાહનો અને હજારો માનવીઓની અવરજવરના કારણે આ વિસ્તાર રાતદિવસ ધમધમતો રહે છે.

નવા દરવાજા બહાર પાટડીના પ્રથમ રાજવી હરપાળદેવ મકવાણા અને શક્તિદેવીએ પાટડીને રાજધાની બનાવતાં બાંધેલા તોરણના સ્તંભ, વીરગતિને પામેલા શહીદોના પાળિયા, બોરીંગ, પાણીની ટાંકી વગેરે આવેલાં છે.

વિરમગામના દરવાજા બહાર જુની શ્રી સૂરજમલજી ઈંગ્લીશ સ્કૂલ (જ્યાં હાલમાં હરિજન છાત્રાલય ચાલે છે), જુની કડવા પાટીદાર વાડી, હરિજનવાસ, વિશાળ તળાવ વગેરે આવેલ છે.

કલાડાના દરવાજા બહાર પાટડીના સ્વ. રાજવીઓની અંતિમવિધિના સ્થળે બંધાયેલ સ્મારકો–**'બાપાની દેરીઓ'** અને અંબાજી – બહુચરાજી માતાનાં મંદિર વગેરે આવેલ છે. આ અંબાજી – બહુચરાજી માતાના મંદિરે શ્રાવણ વદ સાતમ–આઠમના દિવસોમાં મોટો મેળો ભરાય છે. ગામ બહાર તળાવ કાંઠે આવેલ આ મંદિર પાટડીનું એક વિશ્રામસ્થાન છે.

## પાટડીની રાજગઢી

પાટડી ગામની ઉત્તરે ઉંચાણવાળી ભૂમિ પર પાટડીની ઈતિહાસ પ્રસિદ્ધ અજેય રાજગઢી આવેલી છે, જે ઊંચા બુરજોવાળા પત્થરના મજબૂત કિલ્લાથી રક્ષાયેલી છે. એની સંરક્ષણ વ્યૂહરચના જ એવી છે કે, હુમલો લઈને આવનાર દુશમનના દાંત ખાટા થઈ જાય અને તેને પીછેહઠ કરી નાસવું પડે.

રાજગઢીની પૂર્વ દિશામાં એક વિશાળ તળાવ આવેલું છે, જેનું પાણી તળાવબાજુના રાજગઢીના દક્ષિણ અને ઉત્તર છેડેથી રાજગઢીની આસપાસ દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશામાં આવેલ ૨૦ ફૂટ ઊંડી અને ૪૦ ફૂટ પહોળી ખાઈમાં ફરી વળતું. આ ખાઈમાં વચ્ચે વચ્ચે ઊંચા થોરીયાની ત્રેવડી વાડ હતી. પાણીથી ભરપૂર ખાઈ અને થોરીયાની ત્રેવડી સંરક્ષણ હરોળ પૂરી થતાં જ અડદિયા પત્થરનો ઊંચા બુરજો સહિતનો અસાધારણ મજબૂત કિલ્લો રાજગઢીનો એક અડીખમ સંરક્ષક બની રહેતો.

રાજગઢીમાં પ્રવેશવા માટે પ્રથમ દરવાજા આગળ એક પૂલ બાંધેલો હતો, જેની નીચે થઈને તળાવનું પાણી રાજગઢીની

દક્ષિણ દિશાની ખાઈના પાણી સાથે એકાકાર થઈ જતું. લડાઈની કટોકટી વખતે આ પૂલ સુરંગો વડે તોડી નાંખતાની સાથે જ રાજગઢીની ચોતરફ પાણી જ પાણી થઈ જતું. ત્યારે રાજગઢી એક સંરક્ષિત ટાપુ બની રહેતી અને દુશ્મનો માટે રાજગઢીમાં પ્રવેશવાનું અશક્ય બની જતું. આ પ્રકારની સંરક્ષણ જરૂરિયાત ન રહી ત્યારે પૂલ નીચેના ભાગમાં પૂરાણ કરી દઈ ત્યાંથી તળાવના પાણીને ખાઈમાં પ્રવેશતું અટકાવી દેવામાં આવ્યું અને પૂલની જગ્યાએ રાજગઢીમાં પ્રવેશવાનો પાકો માર્ગ બનાવી દેવામાં આવ્યો હતો.

રાજગઢીના પ્રથમ દરવાજામાં પેંસતાં જ જમણી બાજુએ તળાવ કાંઠે આવેલ કિલ્લાના બુરજની દીવાલના પાયાના ભાગ તરફ દીવાલમાં જડેલી એક ચામુંડા માતાની છ ભૂજાવાળી, માથે ઊભા અંબોડાવાળી, ડાબા પગથી રાક્ષસને કચડતી, અડદિયા પત્થરની પ્રાચીન મૂર્તિનાં દર્શન થાય છે.

રાજગઢીના પ્રથમ દરવાજાને વટાવ્યા પછી ડાબી બાજુએ જ્યાં રાજદરબાર ભરાતો એ દરબાર હૉલ છે અને તેની લગોલગ ગેબનશાહ પીરની દરગાહ છે. આ દરગાહની પાસે એક ભોંયરું પણ આવેલું છે.

દરબાર હોલની જમણી બાજુએ જાતવાન ઘોડાઓનો તબેલો હતો, જેમાં પાટડી રાજ્યના તાબાના ખેરવા ગામની પ્રખ્યાત ''લાખી'' ઘોડીનો પણ સમાવેશ થતો.

તબેલો વટાવ્યા પછી આગળ જતાં રાજગઢીનો બીજો દરવાજો આવે છે. ત્યાં ક્ષેત્રપાળ દેવ, બહુચરાજી માતા વગેરેનાં ધાર્મિક સ્થાનકો આવેલાં છે. આ બીજા દરવાજાની દરબારગઢની દિવાલ પર ઝાલા રાજવીઓના સમયનો ઈ.સ. ૧૪૦૦નો એક શિલાલેખ છે અને બીજો શિલાલેખ દરબારગઢની દેવડીની દીવાલ ઉપરનો દેસાઈ ભાવસિંહજી અને દિલ્હીના મહમદશાહ બાદશાહના સમયનો ઈ.સ. ૧૭૪૫નો છે.

**''દરબારગઢની દેવડીની ઊંચી ટોચ પર ફરિયાદીઓ માટેનો ઘંટ રાખવામાં આવતો.''**

રાજગઢીના આમ બબ્બે દરવાજા વટાવ્યા પછી ડાબી બાજુએ વાદળથી વાતો કરતો ઘણો ઊંચો અને ભવ્ય રાજમહેલ છે. 'હવા મહેલ', 'રંગ મહેલ' એવાં નામોથી રાજમહેલના જુદા જુદા વિભાગ ઓળખાય છે. રાજમહેલ પર લડાઈની કોઈ અણધારી આફત આવી પડે ત્યારે, છેલ્લા બચાવ માટે જીવસટોસટનું આખરી યુદ્ધ દુશ્મનો સાથે ખેલી લેવા એક આઠ ખૂણાના ઊંચા બૂરજની રચના કરવામાં આવેલી છે.

રાજમહેલની જમણી બાજુએ કચેરી આવેલી છે અને આ કચેરીની પાછળ એક ઊંચા બુરજ પર **રાધામાનું પવિત્ર સ્થાનક છે,** જેને રાધામાનો કોઠો કહેવામાં આવે છે. અહીં આરસપાણના ગોખમાં ચાંદીની ઉમદા કારીગરીવાળી માતાજીની આંગી પધરાવેલી છે. રાધામાના કોઠાની બાજુમાં દરબારશ્રીના કેટલાક ભાયાતોનાં મકાનો આવેલાં છે.

રાજગઢીના ઉત્તરના છેડે રાજકુટુંબની ગૌશાળા આવેલી છે અને ગૌશાળા વટાવ્યા પછી રાજગઢીના એક બુરજ પર ઝાલા રજપૂતોનાં કુળદેવી પાટડીનાં રાજમાતા અને પાટડીની પ્રજાનાં આરાધ્યાદેવી ''શક્તિમાતા''નું ધાર્મિક અને ઐતિહાસિક સ્થાન આવેલું છે.

રાજગઢીની ઉત્તર-પૂર્વ દિશામાં ઈ.સ.૧૪૦૦માં ઝાલા રાજવીએ બંધાવેલી પત્થરની તદ્દન જીર્ણ થઈ ગયેલી વાવ આવેલી છે.

## પાટડીની પ્રાચીનતા

પાટડી ક્યારે વસ્યું, કોણે વસાવ્યું એ વિષે પ્રમાણભૂત માહિતી ઉપલબ્ધ નથી. પરંતુ ઈ.સ. ૧૦૯૦માં હરપાળદેવે પાટડીને પોતાની રાજધાની બનાવી હતી. તે વખતે આ ગામ સારી હાલતમાં હોવાનો સંભવ છે.

''જૈન પરંપરાનો ઈતિહાસ'' એવું જણાવે છે કે, ''હરપાળદેવ એક મહા બળવાન અને અજોડ બાણાવળી હતો ને એણે જ પાટડી વસાવ્યું હશે.''

અશોક અને રૂદ્રદામાના ગિરનારના શિલાલેખો ઉપરથી જાણવા મળે છે કે, બુદ્ધ-મહાવીર પછી જ સૌરાષ્ટ્રના વિસ્તારમાં આર્યોની સંખ્યા વધવા માંડી હતી. વળી મૌર્ય સમ્રાટના સૂબા પાટડી પાસેના માંડલમાં રહેતા હતા એવું બારોટના ચોપડે મળેલ નોંધ ઉપરથી જાણવા મળે છે. ત્યારે એ પણ સંભવિત છે કે, માંડલની સાથોસાથ પાટડીનું અસ્તિત્વ હોય અને તે મૌર્ય સમ્રાટના તાબામાં હોય.

ચાવડાઓની રાજધાની પંચાસરમાં હતી અને તેઓના તાબામાં વઢિયાર અને એને અડીને આવેલો કાઠિયાવાડનો પ્રદેશ તેમજ વિરમગામ જિલ્લાનો કેટલોક ભાગ હોવો જોઈએ એવું ''ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઈતિહાસ'' જણાવે છે. પાટડી, વઢિયાર અને સૌરાષ્ટ્રની સરહદ પર આવેલું હોવાથી તેમજ ચાવડાઓની રાજધાની પંચાસરથી તે ઘણું નજીક હોવાથી એ ચાવડાઓના તાબામાં હોવાનો સંભવ છે. વનરાજ ચાવડાએ

પાટડીથી ઉત્તર-પૂર્વ દિશાએ ૩૦ કી.મી. પર આવેલ વનોડ (વણોદ)માં જૈનાચાર્ય શિલગુણસૂરિનો બાળપણમાં આશ્રય લીધો હતો. વનોડ પ્રત્યેની મમતાને લીધે વનરાજે મોટા થઈ રાજસત્તા પ્રાપ્ત કર્યા પછી વનોડમાં વરનાઈ (વનાઈ) માતાનું મંદિર બંધાવી તેમને પોતાનાં કુલદેવી સ્થાપ્યાં હતા. પાટડી, પંચાસર અને વનોડ (વણોદ)ની ખૂબ સમીપ હોઈ તે બળવાન રાજા વનરાજની સત્તા નીચે હોવાનો ઘણો બધો સંભવ છે.

ગમે તેમ હોય, પણ હરપાળદેવ મકવાણા જેવા અપ્રતિમ શૌર્ય ધરાવતા વિચક્ષણ રાજપુરુષે ઝાલાવાડના મહારાજ્યની સ્થાપના પાટડીમાં કરી હશે ત્યારે આ પ્રતાપી ભૂમિનો કોઈ પ્રાચીન ઈતિહાસ તેને માટે આકર્ષણરુપ બન્યો હશે.

આ બધું જોતાં પાટડી એક પ્રાચીન નગર હોવાનો વધુ સંભવ છે.

## ''પાટડી'' નામ કેવી રીતે પડ્યું ?

પાટનગરનું ટુકું રૂપ ''પાટ''. ઝાલા રાજવીઓનું એ પાટનગર બન્યું ત્યારથી કદાચ એનું નામ પાટડી પડ્યું હોય.

રબારી ચોપડા મુજબ ''પાઠડી'' બકરીના નામ ઉપરથી ''પાઠડી''નું રૂપાંતર થઈ ''પાટડી'' નામ પડ્યું હોય. (''રાસમાલા'')

ઈમારતનો મોટો ભાર પાટડી ઝીલે છે. એથી ઈમારતની રચનામાં એનું વિશિષ્ટ સ્થાન છે. એવી જ રીતે રાજ્યની રાજધાની તરીકે આ ગામનું વિશિષ્ટ સ્થાન હોવાથી એનું નામ ''પાટડી'' પડ્યું હોય.

''પટ :'' શબ્દનો અર્થ લડાઈ પ્રસંગે વગાડવામાં આવતું મોટું નગારું. અગાઉના સમયમાં પાટડીના સરહદી વિસ્તારમાં વખતો વખત બહારનાં આક્રમણોનો સામનો કરવા શૂરવીરોને આહવાન આપતું નગારું વાગતું હશે. 'પટ :'નું ''પાટ :'' અને તેનું રૂપાંતર થઈને આ ગામનું નામ પાટડી પડ્યું હોવાનો સંભવ છે.

## પાટડીનું વ્યુહાત્મક સ્થાન

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની સરહદોના મિલન સ્થળે આવેલ પાટડીનું વ્યૂહાત્મક દ્રષ્ટિએ પણ ઘણું બધું મહત્ત્વ છે.

ઈ.સ. ૧૦૨૪માં મહમદ ગઝનવીએ સોમનાથ ઉપર ચડાઈ કરી ત્યારે તે એક વિરાટ સૈન્ય સાથે મુલતાન થઈ, થરનું રણ ઓળંગી, કુવાઓવાળા ગઢ પાસે થઈને, ભાવલપુર, બિકાનેર, સાંભર થઈને ગુજરાતમાં પ્રવેશ્યો હતો અને અણહિલપુર, પાટણ, મોઢેરા, માંડલ થઈને કચ્છનું નાનું રણ (પાટડી-બજાણા આગળ) ઓળંગી, ઝાલાવાડ, ગોહિલવાડ, બાબરીઆવાડ થઈ, દેલવાડા (ઉના)ના માર્ગે સોમનાથ પહોંચ્યો હતો. (બોમ્બે ગેઝેટિયર)

નીચેનો પ્રસંગ એવી પ્રતીતિ કરાવે છે કે, ઈ.સ.ના તેરમા સૈકાના અંતમાં અને ચૌદમા સૈકાના પ્રારંભમાં સૌરાષ્ટ્રના વિખ્યાત યાત્રાધામ સોમનાથ અને ગુજરાતની તે સમયની રાજધાની પાટણને જોડતો એક રાજમાર્ગ પાટડી પાસેથી પસાર થતો હતો.

પાટણના પતન પછી થોડા સમયમાં જ, પાટણના મુસ્લિમ સૂબાએ કર્ણદેવ વાઘેલાના ભૂતપૂર્વ મહામંત્રી માધવને પદભ્રષ્ટ કરી તેની માલમિલકત જપ્ત કરી લીધી હતી. ત્યાર પછી તરત જ માધવ અને તેની પત્ની રૂપસુંદરી સૌરાષ્ટ્રમાં સોમનાથની યાત્રાએ ગયેલાં. સોમનાથની યાત્રાએથી પાછા વળતાં માધવ પાટડી થઈને પસાર થતો હતો ત્યારે પાટડીના ઝાલા રાજવીના એક તોફાને ચડેલા ગાંડા હાથીએ આ યાત્રીના બળદગાડાને ઉથલાવી પાડ્યું. માધવ અને રૂપસુંદરી બન્ને ઘવાયાં. પાટડીના ઝાલા રાજવીએ આ ઘવાયેલા વટેમાર્ગુઓને રાજમહેલમાં લાવી વૈદ્યરાજ પાસે સારવાર કરાવી અને તેમની પ્રેમપૂર્વક સુશ્રુષા કરી. જ્યારે ગુજરાતને વિદેશીઓના હવાલે કરનાર દેશદ્રોહી માધવનો પાછળથી પરિચય થયો ત્યારે સ્વદેશાભિમાની ઝાલા રાજવીએ માધવ પર ફીટકાર વરસાવ્યો હતો. ઘાની પીડા ક્ષમતાં માધવ અને રૂપસુંદરી પાટડીથી મોઢેરા ગયાં હતાં.
(''કરણઘેલો-પ્ર.૧૬'')

ઈ.સ. ૧૩૪૮માં દિલ્હીનો સુલતાન મુહમ્મદશાહ તુગલુક ગુજરાતના અમીરો અને રાજપૂત ઠાકોરોને વશ કરવા આવ્યો ત્યારે તે અણહિલપુર પાટણ આવેલો અને અણહિલપુર પાટણથી પોતાની છાવણી ઉઠાવી તેણે માંડલ અને પાટડીમાં આવી ચોમાસું ગાળ્યું હતું. પાટડી-માંડલના ઝાલા રાજવીએ સુલતાનની સત્તા માન્ય રાખતાં, સુલતાન સૌરાષ્ટ્ર તરફ ગયો અને ત્યાં પીરમબેટના મોખડાજી ગોહિલ અને જુનાગઢના રાજવીને નમાવ્યો.

(ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ ગ્રંથ - ૫)

અજમેરની દક્ષિણે દેવરાઈના ઘાટમાં થયેલી ભીષણ લડાઈમાં દારા(મોગલ સમ્રાટ ઔરંગઝેબનો ભાઈ)ની હાર થઈ અને તે નાસીને અમદાવાદ તરફ જતો હતો પણ ઔરંગઝેબના સરદાર સરદારખાને અમદાવાદ ઉપર કબજો જમાવી દેતાં દારા અમદાવાદ ન ગયો પણ પાટડી અને હળવદ થઈ કચ્છના મહારાવના આશ્રયે ગયેલો. (ઈ.સ. ૧૬૫૯)

(ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ ગ્રંથ - ૬)

આમ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છને જોડતાં માર્ગો પાટડી આસપાસથી પસાર થતા હતા. તેથી એક જમાનામાં પાટડી વ્યૂહાત્મક રીતે એક મહત્ત્વું સરહદી કેન્દ્ર હતું અને ત્યાં થઈને ભયંકર વિનાશ વેરતાં લશ્કરોની અવરજવર થતી હશે. અને તેથી જ પાટડીના રક્ષણ માટે ઝાલા રાજવી રામસિંહના વખતમાં (ઈ.સ. ૧૩૬૮ - ૧૩૮૫) પાટડીનો કિલ્લો બંધાયાનો ઉલ્લેખ ઈ.સ. ૧૪૦૦ના પાટડીના એક શિલાલેખમાં થયેલો છે. (ઈન્સ્કૌપ્શન્સ ઓફ કાઠિયાવાડ - શ્રી ડિ.બી. ડિસ્કલકર) ઈ.સ. ૧૭૪૫ માં દેસાઈ ભાવસિંહજીએ પાટડીની રાજગઢીનો કિલ્લો બંધાવ્યો હતો અને ઈ.સ. ૧૭૫૭માં દેસાઈ નથુભાઈએ પાટડી ગામને ફરતો કેલબંધ કિલ્લો બંધાવ્યો હતો.

આ ઉપરથી એમ લાગે છે કે એક વ્યૂહાત્મક મથક તરીકે સરહદો સાચવવા માટે પાટડીને હંમેશા સજાગ રહેવું પડ્યું હશે અને આ વિસ્તારમાં વખતોવખત લડાઈની નોબત વાગતી રહી હશે.

## પાટડીમાં ઝાલા રાજ્યની સ્થાપના આસપાસ

પાટડીમાં ઈ.સ.૧૦૯૦ માં ઝાલાવંશની સ્થાપના થઈ તે સમય આસપાસની પરિસ્થિતિનું વિહંગાવલોકન કરી લઈએ.

**ચાવડા વંશ : (ઈ.સ. ૬૮૪—૯૪૨)**

સાતમા સૈકાના અંતમાં ભિન્નમાલ તરફથી ચાપાત્કટો — ચાવડાઓ ગુજરાતમાં ઉતરી આવ્યા. ચાવડા રાજા જયશિખરે કચ્છના નાના રણની પાસે પંચાસરમાં ચાવડા વંશની ગાદી સ્થાપી. દક્ષિણ ગુજરાતના ચૌલુકયવંશી રાજા ભૂવડે પંચાસર પર ચઢાઈ કરી, જેમાં જયશિખર મરાયો અને પંચાસરનો વિનાશ થયો. જયશિખરે લડાઈમાં કેસરિયાં કર્યાં તે પહેલાં તેણે પોતાની સગર્ભા રાણી રૂપસુંદરીને પોતાના સાળા શુરપાળ સાથે ભીલોના આશ્રયે વનમાં રક્ષણાર્થે મોકલી દીધી. વનમાં વનરાજનો જન્મ થયો. આ વન પાસેથી પસાર થતા શિલગુણસૂરી મહારાજ, બાળક વનરાજને અને રાણી રૂપસુંદરીને આશ્રય આપવા પોતાના વણોદના ઉપાશ્રયે લઈ ગયા. વનરાજે મોટા થઈ ભૂવડને હરાવી પોતાનું રાજ્ય કબજે કર્યું અને ઈ.સ. ૭૪૬માં અણહિલપુર પાટણ વસાવી તે ગાદીએ બેઠો.

ચાવડાઓના તાબામાં વઢિયાર અને એને અડીને આવેલો કાઠિયાવાડ તેમજ વિરમગામ જિલ્લાનો થોડો ભાગ હશે એવું 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઈતિહાસ' જણાવે છે. આ વિધાન મુજબ પાટડી પંચાસરથી ઘણું નજીક હોઈ તે ચાવડા રાજસત્તા નીચે હોવું જોઈએ, કેમકે તે વઢિયાર અને કાઠિયાવાડની સરહદ પર આવેલું છે.

ચાવડા સમયમાં જુદા જુદા વર્ણો વચ્ચે સ્પર્શાસ્પર્શનો તેમજ એકબીજાનું રાંધેલું ખાવાનો બાધ નહોતો. આરબ મુસાફર અલ્બેરૂની લખે છે : 'ચારેય વર્ણના લોકો એકઠા રહે છે અને એકબીજાના હાથનું ખાય છે.' સ્ત્રી-શૂદ્રોથી ભણાય નહીં એ નિયમ હજુ અમલમાં આવ્યો નહોતો. સ્ત્રીઓમાં પડદાનો રીવાજ નહોતો. દાસ પ્રથા આ સમયમાં ચાલુ હતી. લોકો વહેમોમાં ગળાડૂબ હતા.

પારસીઓ ઈ.સ. ૯૩૬માં સંજાણ બંદરે ઉતર્યા હતા અને ગુજરાતની જનતા સાથે તેઓ દૂધમાં સાકર ભળે તેમ ભળી ગયા હતા. આ હકીકત ગુજરાતીઓની ધાર્મિક અને સામાજિક ઉદારતા બતાવે છે.

આ સમયગાળા વિષે આરબ વેપારીઓ લખે છે : 'આ સમયમાં વેપાર ખૂબ વિકસ્યો છે. વેપારીઓ અઢળક ધનદોલતના સ્વામી છે. સમૃદ્ધિનો દેશમાં પાર નથી. ઉચ્ચવર્ણના લોકો માંસાહાર કરતા નથી — દારૂ પીતા નથી. ઘણા તો ડુંગળી—લસણ પણ ખાતા નથી. ઘણા લોકો પગમાં જોડા પણ પહેરતા નથી. સિવેલાં કપડાં પહેરવાનું હવે વધવા લાગ્યું છે ને તેથી સિલાઈ કામ પણ ખીલવા લાગ્યું છે. ગુજરાતના બંદરો સમૃદ્ધ છે, જેથી એને આંગણે સર્વ દેશોનો માલ આવે છે ને અહીંથી સર્વત્ર ચડે પણ છે.'

ટૂંકમાં, પાટડીનો પ્રદેશ ચાવડા સમયમાં એકંદરે સુખી હશે.

**સોલંકી-વાઘેલા વંશ સમયની સામાજિક પરિસ્થિતિ (ઈ.સ. ૯૪૨ થી ૧૩૦૪)**

ગુજરાતનો આ સુવર્ણકાળ હતો. ગુજરાત પર સોલંકી-વાઘેલાઓનું રાજપૂત સામ્રાજ્ય સ્થપાયું હતું તેથી આ સમયમાં ગુજરાતની અસ્મિતા સોળે કળાએ ખીલી ઊઠી હતી. પાટડીનું ઝાલા રાજ્ય સોલંકી-વાઘેલા વંશનું એક મિત્રરાજ્ય હતું. તેથી પાટડી, સોલંકી-વાઘેલા વંશની છત્રછાયા નીચે, આબાદીની ટોચે પહોંચ્યું હતું. પાટડી માટે એ સુવર્ણકાળ હતો.

ઈ.સ. ૧૩૩૭માં કક્કસૂરિએ લખેલા નાભિનંદનો દ્વાર પ્રબંધમાં લખ્યું છે : ''ગુજરાતના ગુણનું વર્ણન તો હજાર જીભવાળો પણ ન કરી શકે, છતાં વર્ણન કરવું હોય તો કહેવાય કે એ દેશની ભૂમિ સર્વ પ્રકારનાં ધાન્યો ઉત્પન્ન કરવામાં સમર્થ છે. ત્યાંના કૂવાઓમાં જમીનની નજીક પુષ્કળ પાણી હોય છે. પૃથ્વીમાં જેટલાં ફૂલફળનાં ઝાડ થાય છે તે બધાં ગુજરાતમાં થાય છે. વળી એ ભૂમિના ગુણને લીધે મગ, તુવેર, અડદ, ઘઉં, ડાંગર, જુવાર વગેરે બધી જાતના અનાજ થાય છે.''

"ગુજરાતના વતનીઓ ઘણાં બંદરોમાં પોતાનો વેપાર ખેડે છે અને થોડા વેપારથી અઢળક ધન મેળવે છે; જ્યાં સોપારીના કટકાઓ અને નાગરવેલનાં પાન લોકોના મુખને રંગે છે; જ્યાં મુસાફરોને પોતાની સાથે રસ્તામાં ભાતું કે પાણી રાખવાં પડતાં નથી, કારણ કે ઠેકઠેકાણે પરબો, કૂવાઓ, સરોવરો છે, અને ગામેગામ અન્નક્ષેત્રો છે; જ્યાં મુસાફરોને વૃક્ષોની ઘીચ ઘટા નીચે ચાલવાનું હોવાથી તડકાનું દુઃખ સહન કરવું પડતું નથી; જ્યાં શત્રુંજય, ગિરનાર, સોમનાથ, બ્રહ્મસ્થાન (ખેડબ્રહ્મા), મૂલસ્થાન (માંડલના મૂલેશ્વર મહાદેવ) અને સૂર્યનું સ્થાન (મોઢેરા) વગેરે તીર્થો છે. એ દેશના લોકો હંમેશા કસુંબાના અને મજીઠના રંગથી રંગેલાં અને ઊંચી જાતના વણાટવાળાં ભાતભાતનાં કપડાં પહેરે છે. એ દેશના લોકોના ઉપકારો, મીઠા બોલો અને સદાચારોથી ખુશ થયેલા પંડિતો તેને વિવેક બૃહસ્પતિ કહે છે. પૃથ્વીમાં જેટલા દેશો છે તેમાંથી તો કોઈ આના જેવો નથી, બાકી સ્વર્ગ તો જોયું નથી એટલે એની સાથે તો કેમ સરખાવી શકું ?

"જે દેશનાં ગામડાંઓ પણ અપાર વૈભવવાળા અને શહેરો જેવાં છે ત્યાં શહેરોની સંખ્યા તો શી રીતે ગણાવું ? અને અણહિલપુર (પાટણ), ખંભાત વગેરે અસંખ્ય સ્વર્ગનાં શહેરો જેવાં શહેરો છે."

આવી સમૃદ્ધિથી ભરપૂર દેશના લોકો વિલાસપ્રિય હોય એ સહજ છે. ખેડૂતો અને તેમની સ્ત્રીઓ એક જાતનો દારૂ પીતાં. બળદગાડાની હોડથી ગામડાનાં લોકો રમતા અને ક્ષત્રિયો ઘોડેસવારીની શરત રમતા. દ્યુત, દારૂ અને વેશ્યાઓની ખોટ નહોતી. વિલાસમયતાનાં પુષ્કળ ચિહ્નો પ્રબંધોમાં મળે છે. ગુજરાત જેવું ઉત્સવપ્રિય આજે છે તેવું પહેલાં ય હતું અને દિવાળી તથા નવરાત્રિ જેવા મોટા તહેવારો આજની જેમ ત્યારે ધામ-ધૂમથી ઉજવાતા.

આ સમયગાળામાં જ્ઞાતિ વ્યવસ્થામાં સંકુચિતતાએ પ્રવેશ કર્યો છે. ઈ.સ.ના દસમા સૈકા પહેલાં બ્રાહ્મણો ઈતર વર્ણની કન્યા પરણી શકતા. એને બદલે તેમનામાં અંદર અંદર પણ બેટી વ્યવહારની બાબતમાં દિવાલો ઊભી થઈ છે. સ્પર્શાસ્પર્શ તેમજ ખાનપાનના કડક નિયમો દાખલ થયા છે. દાસદાસીઓને વેચવાની પ્રથા ચાલુ છે. એ વખતની પ્રજા અતિશય વહેમી હતી નજર લાગવામાં, શુકનમાં અને ચમત્કારોમાં ઊંડી ખૂંપી ગઈ હતી.

હિંદુઓમાં બાળલગ્ન થતાં તે વિષે ઈ.સ. ૧૦૩૦માં એલ્બીરૂની કહે છે : "હિન્દુઓ નાની ઉંમરે લગ્ન કરે છે અને એ કારણથી પોતાનાં બાળકોનાં લગ્નની ગોઠવણ માબાપો કરે છે." દ્વિજમાં પુનર્વિવાહનો સામાન્ય રિવાજ નહોતો. એલ્બીરૂની કહે છે : "સ્ત્રી બીજી વાર વિવાહ નથી કરી શકતી. તેઓ કાં તો તપસ્વીનું જીવન ગાળે છે, નહિ તો બળી મરે છે. રાજાઓની સ્ત્રીઓ જો વૃદ્ધ ન હોય તો બળી મરે છે. પણ આ સતી થવાનો રિવાજ આ સમયમાં નવો નથી થયો." આ સમયમાં જૈનધર્મ ફૂલ્યોફાલ્યો છે. મંદિર, વાવ, કૂવા, તળાવ, ધર્મશાળા, અન્નક્ષેત્ર વગેરે કાર્યોને ધર્મકાર્ય માની દાનનો મોટો પ્રવાહ તે દિશામાં વહેતો થયો છે.

ગુજરાતના સાક્ષર ધૂમકેતુ લખે છે : "આચાર્ય હેમચંદ્ર વિના ગુજરાતની અસ્મિતા કલ્પી શકાતી નથી. ગુજરાતી તરીકે સિધ્ધરાજ અને હેમચંદ્રાચાર્ય બંને પોતપોતાના ક્ષેત્રોમાં વિરાટ હતા. એક રાજચક્રવર્તી અને બીજો વિદ્યાચક્રવર્તી." આ કથન, વિદ્યાવૃદ્ધિના ક્ષેત્રે એક નવી ભરતી આવી હતી એની પ્રતીતિ કરાવે છે. રાજદરબારમાં વિદ્વાન, મંત્રી, પુરોહિત અને કવિનું સન્માન થતું.

શિલ્પ અને સ્થાપત્યને ગુજરાતના રાજાઓ, પ્રધાનો અને શ્રીમંતોએ ઘણું ઉત્તેજન આપ્યું હતું. સ્થાપત્યકળાના ઉત્તમ નમૂનાઓ આ કાળમાં સર્જન પામ્યા છે - આબુનાં અને ગિરનારનાં મંદિરો, સોમનાથનું મંદિર, સૂર્યમંદિર (મોઢેરા), સહસ્ત્રલીંગ સરોવર વગેરે અગાઉ લાકડાનાં મંદિરો બંધાતાં, પણ ભીમદેવ સોલંકીના વખતથી પથ્થરનાં સુંદર કારીગરીવાળાં મંદિરો બંધાવવાનો યુગ શરૂ થયો. સિક્કામાં દ્રમ્મ, રુપ્યક (રૂપિયા) તથા સુવર્ણ મહોર ચાલે છે. વ્યાજનો દર ૨૪ ટકા જેટલો છે.

ગુજરાતમાં સોલંકીકાળમાં જે વેપારી બુદ્ધિ ખીલી છે તે આજ સુધી જીવંત રહી છે. વેપારથી પૈસો મેળવવાની આવડત અને એ પૈસાના જોરથી વ્યવહારનાં ઘણાખરાં ક્ષેત્રોમાં રસ્તો કાઢવાની કુશળતા સોલંકી સમયમાં પહેલીવાર નજરે પડે છે.

આ સમયમાં ન્યાય અને પ્રમાણિકતાનું ધોરણ ઊંચું રહ્યું છે.



# ૨ પાટડીમાં ઝાલાવંશની રાજસત્તા

## ઝાલાવંશના સ્થાપક :

## હરપાળદેવ-શક્તિદેવી

મહર્ષિ માર્કંડેય યજ્ઞ કરતા હતા ત્યારે અગ્નિકુંડમાંથી એક પુરુષ પ્રગટ થયો. એનું નામ કુંડમાલ રાખ્યું. યજ્ઞ એટલે 'મખ' એ શબ્દ ઉપરથી એને મકવાણા સંજ્ઞા પ્રાપ્ત થઈ. મકવાણાઓનો એ આદિપુરુષ ગણાય છે. એણે કોશલ દેશમાં કુંતલપુર વસાવી રાજ્ય સ્થાપ્યું. તેના વંશમાં કેટલીક પેઢીઓ પછી કૃપાણદેવજી થયા. ગૃહકલેશને કારણે કૃપાણદેવજી કુંતલપુર છોડી સિંધ ચાલ્યા ગયા. સિંધના નગર પારકર પાસે આવેલા કંથકોટના બલુચ રાજકર્તાને હરાવી કૃપાણદેવજીએ ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું.

કૃપાણદેવના વંશમાં વિહિયાસદેવ થયો. પોતાના શત્રુ સિંધના હમીર સુમરા પરનું વેર નહિ લઈ શકવાને કારણે મરણ પથારીએ પડેલા વિહિયાસદેવનો પ્રાણ છૂટતો ન હતો. જ્યારે તેના બાર વર્ષના પુત્ર કેસરદેવજીએ પિતાની ઈચ્છાનુસાર હમીર સુમરા પરનું વેર લેવા દ્રઢ સંકલ્પ કર્યો ત્યારે જ વિહિયાસદેવનો પ્રાણ છૂટ્યો. (હમીર સુમરો સને ૧૦૫૩–૫૪ સુધી હતો.–''રાસમાલા'')

પિતાના મરણ પછી કેસરદેવે હમીર સુમરાની રાજધાની સમૈયા પર હૂમલો કર્યો અને મરણકાળે પિતાને આપેલા વચનને પૂર્ણ કરવા હમીરના ૧૨૫ દુધમલીયા વછેરા લઈ આવ્યો અને તે ભાટચારણોને દાનમાં આપી દીધા. ત્યાર પછી કેસરદેવ બીજી વાર હમીરની ૭૦૦ સાંઢણીઓ ઉપાડી લાવ્યો અને તેને પણ ભાટચારણોને દાનમાં આપી દીધી. ત્રીજી વાર હમીર સુમરાની પત્નીઓ તથા અન્ય સુમરી સ્ત્રીઓને તે ઉપાડી લાવ્યો. હમીરે સુમરી સ્ત્રીઓ પાછી મોકલવા કેસરદેવને વારંવાર કહેણ મોકલ્યાં પણ તેનું કાંઈ પરિણામ ન આવ્યું. એ વાતને બાર વર્ષ વીતી ગયાં અને તે દરમ્યાન પેલી સુમરી સ્ત્રીઓથી ૧૮ બાળકો પણ થયા.

એક વખત હમીરે કેસરદેવજીને કહેવડાવ્યું કે, ''સુમરી સ્ત્રીઓ પાછી મેળવવા મેં આજ સુધી ઘણી ધીરજ રાખી છે. હવે લડાઈ સિવાય કોઈ આરોવારો નથી હું તારા કંથકોટ પર ચડી આવું, પણ તારો મુલક તો ખારોપાટ છે તેથી ત્યાં મારા લશ્કરને શું ખવડાવું ?'' મિથ્યાભિમાની કેસરદેવે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે, ''તારામાં તાકાત હોય તો કંથકોટ પર ચડી આવ. તું લશ્કરના ખાણદાણની જરાય ફીકર ન કરીશ. હું તારા લશ્કર માટે ૧૦૦૦ એકર જમીનમાં ઘઉં વવડાવીશ.''

બીજે જ વર્ષે હમીરે કંથકોટ પર હુમલો કર્યો. આ ભીષણ યુદ્ધમાં કેસરદેવજી અને તેના નવ પુત્રો ખપી ગયા. પેલી સુમરી સ્ત્રીઓ સતી થઈ. કેસરદેવજીનો ૧૦મો પુત્ર હરપાળદેવ મકવાણો કંથકોટને છેલ્લા રામરામ કરી અણહિલપુર પાટણ આવ્યો અને પાટણપતિ કર્ણદેવ સોલંકીના આશ્રયે આવીને રહ્યો.

ત્યારે પાટણના મહારાજા કર્ણદેવની રાણી ફુલાંદેવીને બાબરો ભૂત વળગ્યો હતો અને રાણીને ખૂબ ત્રાસ આપતો હતો. અનેક ખ્યાતનામ સાધકો રાણીને આ વળગાડમાંથી છોડાવવા મથી ચૂક્યા હતા, પણ બાબરો કોઈને ય મચક આપતો ન હતો. રાણીનું ચિત્ત ખૂબ જ આકુળવ્યાકુળ રહેતું હતું. બાબરાના ત્રાસથી રાણી રાતદિવસ ભારે ધમપછાડા કરતી. એક વખતે ભાન ગૂમાવી ચૂકેલી રાણીએ કૂવામાં પડતું મૂક્યું પણ હરપાળદેવે એને બચાવી લીધી.

રાણી ફૂલાંદેવીનું આ દુઃખ કર્ણદેવના ચિત્તને કોરી ખાતું હતું. રાજા–રાણી બંનેને આમ દુખી જોઈ હરપાળદેવનું સંવેદનશીલ હૃદય ખૂબ દ્રવી ઊઠતું. તેથી કઠણમાં કઠણ સાધના કરીને પણ આ બાબરાને વશ કરવો અને રાણીને તેના ભયંકર ત્રાસમાંથી મુક્ત કરવાનો હરપાળદેવે દ્રઢ નિર્ધાર કર્યો.

હરપાળદેવ વદ ચૌદસની કાજળકાળી રાત્રે સ્મશાનમાં ગયો અને ત્યાં બાબરા સાથે આખી રાત તેણે જીવસટોસટનું યુદ્ધ કર્યું. આ બંનેય એકબીજાથી ગાંજ્યા જાય એમ નહોતા. યુદ્ધમાં એક વાર બાબરાનું પલ્લું નમે તો બીજી વાર હરપાળદેવનું પલ્લું નમે. આખરે હરપાળદેવે લાગ સાધીને બાબરાની ચોટલી પકડી લીધી. બાબરો આખરે વશ થઈ ગયો. હરપાળદેવે બાબરા પાસેથી એક વચન એ લીધું કે, હવેથી બાબરાએ ફૂલાંરાણીને કે પાટણની કોઈ વ્યક્તિને દુઃખ નહિ આપવું, બીજું વચન એ માગ્યું કે

બાબરા પાસેથી હરપાળદેવ જ્યારે સેવા માંગશે ત્યારે બાબરો તેની સેના સાથે હાજર થઈ જશે.

'કોઈ સમયે સેવામાં બોલાવ્યા પછી જો હરપાળદેવ બાબરાને કામ વગરનો રાખશે તો બાબરો તેને ખાઈ જશે.'—એવું વચન બાબરાએ પણ હરપાળદેવ પાસે કબૂલ કરાવ્યું.

બાબરા સાથે આખી રાત ભયંકર યુદ્ધ કરીને હરપાળદેવ ખૂબ થાકી ગયો હતો અને તેને કકડીને ભૂખ લાગી હતી. તેથી તે બે બકરાં લઈ સ્મશાનમાં ગયો અને ભક્ષ્યને સળગતી ચિતા પર શેકવા લાગ્યો. જ્યારે એણે ભક્ષ્યને આરોગવા પ્રથમ કોળિયો હાથમાં લીધો ત્યારે સ્મશાનમાં એકાએક ભયંકર ચિચિયારીઓ થઈ. ઘડીકમાં મોટા મોટા ભડકા થાય તો બીજી જ પળે બિહામણી આકૃતિઓ ખડી થઈ હરપાળદેવને ડરાવવા જાતજાતની કોશિષો કરે. હરપાળદેવ વજ્રની છાતી કરીને ઊભો રહ્યો તેણે બિહામણી આકૃતિઓને પડકારતાં કહ્યું, "હું કોઈથી ડરતો નથી. ચિચિયારીઓ અને ચેનચાળા બંધ કરો અને જે હોય તે મારી સામે હાજર થઈ જાય." એકાએક જ એક મહા વિકરાળ સ્વરૂપ ધારણ કરીને એક સ્ત્રીની આકૃતિ ખડી થઈ ગઈ અને ભક્ષ્ય લેવા માટે પોતાનો વિકરાળ પંજો લાંબો કર્યો. પોતાને સખત ભૂખ લાગી હોવા છતાંય હરપાળદેવે થોડે થોડે બધો જ ભક્ષ્ય આ વિકરાળ સ્ત્રીના પંજામાં મૂકી દીધો. હવે ભક્ષ્ય બાકી રહ્યો નહોતો, તેમ છતાંય પેલો વિકરાળ પંજો હરપાળ સામે લાંબો થયો. તેથી હરપાળદેવે પોતાની કમર પરથી કટારી ખેંચી કાઢી પોતાના શરીરમાં ભોંકી દઈને માંસનો લોચો બહાર ખેંચી કાઢ્યો અને પેલી ભયંકર સ્ત્રીનું ખપ્પર ભરતાં હસીને કહ્યું કે, "મારી સામેથી યાચકનો હાથ ખાલી પાછો ફરે તો મારો ક્ષત્રિયધર્મ લાજે. જો હજુય તારી ભૂખ ન સંતોષાઈ હોય તો મારા આખા દેહનો બલિ આપવા હું તત્પર છું." આમ હરપાળદેવને સર્વસ્વનો ત્યાગ કરવા તત્પર થયેલો જોઈ પેલી વિકરાળ સ્ત્રી અલોપ થઈ ગઈ અને તેને સ્થાને એક અતિ સ્વરૂપવાન દેવી ખડી થઈ ગઈ અને પ્રસન્નતાપૂર્વક બોલી : "હું સ્મશાનની ભૈરવી છું. આજે તારા સર્વસ્વના બલિદાનની ભાવના જોઈ હું તારા પર ખૂબ પ્રસન્ન થઈ છું. હે વીર પુરુષ ! માગ માગ, વરદાન માંગ. તુ જે માંગીશ એ તને આજે મળશે."

"દેવી ! તું મારી જીવનસંગિની થઈને રહે." હરપાળદેવે દેવી પાસે વરદાન માગ્યું.

હરપાળદેવની વરદાનની આવી માગણીથી ભૈરવીદેવીએ સખત આંચકો અનુભવ્યો. હરપાળદેવને સંબોધીને દેવીએ કહ્યું : 'હે બહાદુર પુરુષ ! તેં માગી માગીને આવું શું વરદાન માગ્યું ? તેં માગવામાં મોટી ભૂલ કરી છે. બીજું કંઈ વરદાન માંગ જેથી તારું કલ્યાણ થાય.'

હરપાળદેવ દ્રઢતાપૂર્વક કહ્યું, "હે દેવી ! તું જ મારું કલ્યાણ છે ને તું જ મારું સર્વસ્વ છે. મને બીજું કંઈ ન ખપે. જો તારે વચન પાળવું જ હોય તો તું મારા ઘેર ચાલ. હજુય તારે મારા દૈવતની અગ્નિપરીક્ષા કરવી હોય તો કરી લેજે અને જ્યારે તારું મન ઠરે ત્યારે તું મારી સાથે લગ્ન કરજે."

અગ્નિપરીક્ષાની બારી ખૂલ્લી રાખનાર આ ઉદારદિલ રણવીર સામે મુશ્કુરાટ અનુભવતી ભૈરવીદેવી હરપાળદેવની છાયા બનીને હરપાળદેવની પાછળ પાછળ ચાલી. નીકળી આ ભૈરવીદેવી એ જ શક્તિદેવી.

બીજી બાજુ, બાબરા સાથે ભયંકર યુદ્ધ ખેલીને વિજયી બનેલ હરપાળદેવે રાણી ફૂલાંદેવીને બાબરાના ત્રાસમાંથી મુક્ત કરી એથી આજે પોતાને નવજીવન મળ્યું હોય એવો વિરલ આનંદ રાણી અનુભવી રહી હતી. પ્રાણપ્યારી ફૂલાંદેવીને દુઃખમુક્ત થયેલી જોઈ મહારાજા કર્ણદેવ આજે હરખઘેલો થઈ ગયો હતો. કર્ણદેવે રાજદરબાર ભર્યો અને તેમાં હરપાળદેવનું ભવ્ય સન્માન કર્યું. કર્ણદેવે રાજદરબારની સન્મુખ હરપાળદેવને સંબોધતાં કહ્યું, "હે મહાપરાક્રમી વીર પુરુષ ! તેં બાબરા જેવા મહા બળિયાને વશ કરી પાટણની મહારાણીને દુઃખમુક્ત કરી એક નવી જિંદગી આપી છે, એ જોઈ હું તારા પર ખૂબ પ્રસન્ન થયો છું. આજે તું જે માંગશે તે તને મળશે."

'એક રાતમાં હું જેટલાં ગામને તોરણ બાંધુ એટલા ગામ મહારાજાએ મને બક્ષિસ આપવાં.' હરપાળદેવે વચન માગ્યું અને મહારાજાએ તે કબૂલ રાખ્યું. હરપાળદેવ ઘેર ગયો ને શક્તિદેવીને રાજદરબારમાં શું બન્યું તે બધી વાત કરી.

હરપાળદેવ એક રાતમાં કેટલાં ગામોને તોરણ બાંધી શકે છે તેની અગ્નિપરીક્ષાની ઘડી પાસે આવી પહોંચી જાણી શક્તિદેવીના હૈયામાં આનંદનો ઉદધિ ઉછળવા લાગ્યો. હરપાળદેવ જીવનસાથી બને તે પહેલાંની આ આખરી અગ્નિપરીક્ષા હતી – અમૃતવૃષ્ટિ પહેલાંના ઉકળાટ જેવી.

ગામે ગામ ગાગરબેડિયાં મૂકવાનું કામ શક્તિદેવીએ માથે લઈ લીધું અને તોરણ બાંધવાનું કામ હરપાળદેવના શિરે આવ્યું.

એક મહારાજ્યનો મણિમુકુટ ધારણ કરવાની અને શક્તિદેવીને જીવનસંગિની બનાવવાની એમ બેવડા આનંદની અણમોલ ઘડી પાસે આવેલી જોઈ હરપાળદેવનું હૈયું હરખહિલોળે ચઢયું.

શક્તિદેવીએ રાત્રિના આરંભકાળે પ્રથમ ગાગરબેડિયું પાટડી ગામના ગોંદરે મૂક્યું અને હરપાળદેવે તોરણ બાંધ્યું. હરપાળદેવે અગાઉ લીધેલા વચનના આધારે બાબરાને મદદે બોલાવ્યો. બાબરો તેની વિશાળ સેના સાથે સેવામાં હાજર થઈ ગયો. શક્તિનો ત્રિવેણી સંગમ રચાયો. રાત્રિની સમાપ્તિ સુધીમાં ૨૩૦૦ ગામને તોરણ બંધાઈ ચૂક્યાં, જેમાં દિ'ઉગતાં છેલ્લું તોરણ દીઘડીયા ગામને બંધાયું. એક દરિયાદિલ ભાઈ તરીકે હરપાળદેવે આ ૨૩૦૦ ગામોમાંથી ૫૦૦ ગામ પાટણનાં રાણી ફૂલાંદેવીને બહેન તરીકે કાપડામાં બક્ષિસ આપ્યાં.

આજે શક્તિદેવીની આખરી અગ્નિપરીક્ષામાં હરપાળદેવ પાર ઉતરી ગયો અને શક્તિદેવીએ હરપાળદેવના હૈડામાં વરમાળા આરોપી દીધી, અને એ આનંદમાં વૃદ્ધિ કરતાં હોય તેમ પાટડીની રાજલક્ષ્મી હરપાળદેવ પર પ્રસન્ન થયાં ને એક મહારાજયનો મણિમુકુટ હરપાળદેવના શિરે આરોપી દીધો.

તે દિવસો પાટડી અઢારસો ગામના ઝાલા મહારાજયની ઈતિહાસ પ્રસિદ્ધ રાજધાની બની. પાટડીની ભૂમિ પર શિવ-શક્તિ સ્વરૂપે બે સમોવડિયા આત્મા હરપાળદેવ અને શક્તિદેવીનું એક અદ્‌ભૂત મિલન થયું. એ મંગલ દિવસે પાટડીમાં સોનાનો સૂરજ ઉગ્યો હતો.

પાટડીનાં બે મહાપ્રતાપી પાત્રો–હરપાળદેવ અને શક્તિ દેવી, જેણે પાટડીનું નામ ઈતિહાસમાં રોશન કર્યું છે.

## હરપાળદેવ

હરપાળદેવ એક મહાબળવાન પુરુષ હતો. એના પિતાની જેમ એ પણ સવા મણનો ભાલો રાખતો હતો. એ ધાર્યું નિશાન પાડનારો એક સમર્થ બાણાવાળી હતો. એની કદાવર કાયા, લોખંડી બાંધો, વિશાળ બાહુ ગૌરવયુક્ત નેત્રો, તેજસ્વી આકર્ષક મુખમુદ્રા અને વિશાળ પ્રતિભાવંત લલાટ એક રણવીર તરીકેનું અદભૂત દર્શન કરાવતાં હતાં. એના પ્રત્યેક ડગલામાં દ્રઢતા દ્રષ્ટિ ગોચર થતી હતી. એ એવો તો નિર્ભય અને હિંમતવાન હતો કે એને માટે કશુંય અશક્ય ન હતું. ગમે તેવી મુસીબતમાંથી માર્ગ કાઢવાની ચાણક્યબુદ્ધિનો એ ભંડાર હતો. વિરાટ સામે બાથ ભીડતાં એ લેશમાત્ર ખચકાતો નહિ, પરંતુ વિરાટની સામે સવાયા વિરાટ થવું એને માટે સહજ હતું. પડકારો સામે એ પહાડ બનીને ઊભો રહેતો. જીવસટોસટનો દાવ ખેલી લેતાં એ ક્યારેય અચકાતો નહિ. આકાશના તારા ચૂંટી લેવા જેટલી ગજબની મહત્ત્વકાંક્ષા એના રોમરોમમાં ભરી પડી હતી. એના પ્રબળ આત્મવિશ્વાસ આગળ ધરતી પણ માર્ગ આપતી. એની પાસે બળ અને કળ બંનેય હતાં. એટલે વિજયની વરમાળા સહજ રીતે એની ડોકમાં આવીને પડતી. પોતાની પ્રભૂતાનો પરચો બતાવી મહારાણી અને મહારાજ્ય બંનેયનો એક સાથે એ અધિકારી બન્યો હતો. અદમ્ય ઉત્સાહ, વિરોચિત સહિષ્ણુતા અને ખંત એ એનો અણમોલ ખજાનો હતો. જેના વડે એ શૂન્યમાંથી સર્જન કરી શકતો. સંજોગો પર સવાર થવાનું એને માટે આસાન હતું. એ જેવો શક્તિનો ભંડાર હતો એવો જ પરદુઃખભંજક પણ હતો. પ્રેમ અને કરૂણાથી એનું હૈયું છલોછલ ભરેલું હતું. એ એટલો બધો સંવેદનશીલ હતો કે કોઈનુંય દુઃખ જોતાં એ પળનાય વિલંબ વિના દુઃખીની વહારે ઉમટતો અને ગમે તેવાં આકરામાં આકરાં કષ્ટ ઉઠાવી લઈ તે દુઃખીને દુઃખમુક્ત કરીને જ જંપતો. ગમે તેવા ભારેમાં ભારે બલિદાન આપવાના પ્રસંગે ય એના ચિત્તની પ્રસન્નતા તલભાર પણ ઓછી ન થતી. એ સમર્થ પુરુષ અમાનુષી શક્તિને પણ પોતાના શોર્ય અને બલિદાનથી જીતી લેતો. એ એવો તો

દાનવીર હતો કે, હસતાં હસતાં પોતાની જિંદગી દાનમાં સમર્પી દેવાની તત્પરતા એ દાખવી શકતો. ભગવાન શિવની જેમ સમયોચિત રૌદ્ર યા કલ્યાણ સ્વરૂપ એ ધારણ કરી શકતો. એવો હતો પાટડીનો એ મહાપ્રતાપી રાજવી હરપાળદેવ.

## શક્તિદેવી

હરપાળદેવ જેવા મહાપ્રતાપી રણવીરની જીવનસંગિની બનનાર શક્તિદેવી પણ એક જાજવલ્યમાન વીરાંગના હતી. એનામાં અખૂટ શક્તિ, અદ્‌ભૂત સમયસૂચકતા અને મંગલ સ્વરૂપનો ત્રિવેણી સંગમ થયો હતો. એ એક એવી રણચંડી હતી કે એના વીરત્વને જોઈને ભલભલા વીરલા પણ મોંમાં આંગળી ઘાલી જતા. વખત આવ્યે એ એક અસાધારણ વિરાટ સ્વરૂપ ધારણ કરી લઈને પોતાની અપ્રતિમ તાકતનો પરચો બતાવી પ્રતિસ્પર્ધીનું પાણી ઉતારી દેતી. એના લોહીનાં બુંદ બુંદમાં ક્ષત્રિયાણીનું શૌર્ય અને નિર્ભયતા ઉછાળા મારતાં હતાં. એની ચાલમાં આકાશની ઝબૂકતી વીજળીના જેવી અદ્‌ભૂત ચપળતા હતી અને તેને લીધે અશક્ય ગણાતા કાર્યને પણ એ ત્વરિત સિદ્ધ કરી શકતી. ગમે તેવાં આફતનાં વાદળ આવી ચડે તો એને પલવારમાં કુનેહપૂર્વક વિખેરી નાંખવાનું સામર્થ્ય એની ભૂજાઓમાં સમાયેલું હતું. એનું હરકોઈ સાહસ વિજયપતાકા ફરકાવનાર બની રહેતું. એ જે કંઈ આયોજન કરે તે સાંગોપાંગ પાર પડતું અને તેમાં એની અદભૂત બુદ્ધિ-પ્રતિભાનાં દર્શન થતાં. માનવીની એ એક એવી પરીક્ષક હતી કે એની કસોટીમાંથી જે કોઈ પાર ઉતરે એના હૈયામાં પ્રબળ આત્મવિશ્વાસ અને દૈવત્વની એક નવી ભરતી ચઢે. એ એક એવી કલ્યાણીદેવી હતી કે જેના પર એ મહેર વરસાવે એનો જન્મારો સફળ થઈને જ રહે. સર્વોચ્ચ સ્ત્રીશક્તિનો એનામાં સાક્ષાત્કાર થયેલો જોવામાં આવતો. શક્તિમાતા તરીકે, રિદ્ધિ–સિદ્ધિની દેવી તરીકે અને જગદંબા અંબાભવાનીની સારેલી તરીકે સૈકાઓથી જનહૃદયમાં એ પૂજાસ્થાને રહ્યાં છે. શક્તિ–માતાના પ્રતિકથી અંકિત થયેલા ઝાલારાજ્યના ધ્વજે ઝાલા રાજપૂતોને શૌર્ય અને કુરબાની માટે અદ્‌ભૂત પ્રેરણા આપી છે.

પાટડીની રાજમાતા–શક્તિમાતા એટલે શક્તિનો અખૂટ ભંડાર. એવી હતી એ ઝાલાકૂળની જગદંબા અને પાટડીની આરાધ્યદેવી.

અગાઉ બાબરા ભૂતનો જે ઉલ્લેખ આવ્યો એ સૌરાષ્ટ્રના બાબરિયાવાડનો મહાસમર્થ કોળી જાતીનો સરદાર બર્બરક હોવો જોઈએ. એ એવો તો સમર્થ હતો કે પાટણના ચક્રવર્તી સોલંકી રાજાઓને પણ એ પડકારતો. હરપાળદેવે તથા પાટણના મહારાજા સિદ્ધરાજ જયસિંહે આ બાબરાને વશ કર્યો હતો. આ એ જ બાબરો જેણે પાટડીના હરપાળદેવને એક રાતમાં ૨૩૦૦ ગામોને તોરણ બાંધવાનું ભગીરથ કાર્ય પાર પાડવામાં સહાયતા કરેલી. માળવા પર મહારાજા સિદ્ધરાજે ચઢાઈ કરેલી ત્યારે આ જ બાબરાએ પોતાની વિશાળ સેનાની સહાયથી ક્ષિપ્રા નદી પર રાતો રાત પૂલ બાંધી આપ્યો હતો. આ બર્બરકના વંશજો પોતાની જાતને મહાભારતના ભીમસેનની પત્ની હિડમ્બાના પુત્ર ગટોરગચ્છના પુત્ર બર્બરકની ઓલાદના મનાવે છે. આ બર્બરક જાતીના લોકો અતિશય બળવાન હતા અને તેઓ રાત્રિના સમયે જે તે ગામ પર હૂમલો કરી લૂંટફાટ ચલાવી એક રાતમાં ૩૦ – ૪૦ ગાઉ દૂર નાસી જતા. એથી એમને વશ કરવાનું કાર્ય ઘણું દુષ્કર હતું.

શક્તિદેવી એ પ્રતાપસિંહ સોલંકીની અખૂટ શક્તિ ધરાવતી, નિડર અને પ્રતિભાવંતી પુત્રી હતી. એક શક્તિશાળી સ્ત્રી આપબળે સંસારની જગદંબા બની શકે છે એનું એક સચોટ ઉદાહરણ આ શક્તિદેવી છે.

હરપાળદેવ, શક્તિદેવી અને બાબરો–એ ત્રણેય માનવીની કલ્પનામાં ન સમાય એવાં અસાધારણ સામર્થ્ય ધરાવતાં પાત્રો છે. એમની અદ્‌ભૂત શક્તિને ચમત્કારના રંગે રંગી દીધા સિવાય સામાન્ય લોકો માનવા ટેવાયેલા ન હોવાથી કવિઓએ આવા લોકમાનસને ખ્યાલમાં રાખીને ચમત્કારનું તત્ત્વ ઉમેરી દીધું હોય એમ લાગે છે. આ ચમત્કારના તત્ત્વને બાજુએ રાખીને આપણે એટલું સ્વીકારીએ કે એ બધાં મહામાનવો હતાં.

## પાટડીમાં ઝાલાવંશની રાજસત્તા

પાટડીમાં હરપાળદેવ મકવાણાએ (જેનાં વંશજો "ઝાલા" તરીકે ઓળખાયા) સ્થાપેલ ઝાલાવંશની રાજસત્તા ઈ.સ.૧૦૯૦ થી ૧૫૩૭ સુધી લગભગ ૪૫૦ વર્ષ રહી.

**(૧) હરપાળદેવ (ઈ.સ.૧૦૯૦–૧૧૩૦)**

ગુજરાતમાં જે સમયે સોલંકી વંશના રાજાઓનું સાર્વભૌમત્વ હતું એ સમય ગુજરાતનો સુવર્ણકાળ ગણાયો છે. એ સમયે ખેતીવાડી, વેપાર-ઉદ્યોગ, વિદ્યોપાસના,

શિલ્પ-સ્થાપત્ય, સાહિત્ય, ધર્મ, સંસ્કૃતિ, હુન્નર-કળા વગેરે ક્ષેત્રોમાં ગુજરાતે ઊંચાં શિખરો સર કર્યા હતા. પ્રજા સુખ–સમૃદ્ધિનો આનંદ માણી રહી હતી. એવા સુવર્ણકાળમાં ઈ.સ.૧૦૯૦માં મહાપરાક્રમી હરપાળદેવે પાટડીમાં ઝાલા વંશની સ્થાપના કરી.

આપણે આગળ જોયું તેમ હરપાળદેવ અને શક્તિદેવી બે મહાશક્તિશાળી આત્માઓનું પાટડીની ભૂમિ પર મિલન થયું અને તેને કારણે તેમણે સ્થાપેલી રાજસત્તા સાડાચારસો વર્ષના લાંબા સમય સુધી પાટડી પર ટકી રહી એ પાટડીનું અહોભાગ્ય છે.

હરપાળદેવે પાટડીમાં ગાદી સ્થાપી એના પછી ચોથા જ વર્ષે અણહિલપુર પાટણની ગાદીએ રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહ આવ્યો હતો. પાટડી પાટણનું મિત્રરાજ્ય હતું. સિદ્ધરાજના શિરછત્ર નીચે પાટડીની આબાદીનો પાયો નંખાયો અને પાટણ પર જ્યાં સુધી સોલંકી-વાઘેલા વંશનું રાજ્ય તપતું રહ્યું ત્યાં સુધી પાટડીની આબાદી ઉત્તરોત્તર વધતી જ રહી.

હરપાળદેવને શક્તિદેવીથી ત્રણ પુત્રો સોઢોજી (સોડસાલજી), માંગોજી અને શેખોજી (શેખરાજજી) તેમજ ઉમાદેવી નામની પુત્રી થયાં.

એક દિવસે રાજમહેલના ચોગાનમાં આ બાળકો રમતાં હતાં. એવામાં રાજ્યનો એક હાથી ગાંડો થયો અને આ બાળકોને મારવા ચિચિયારીઓ કરતો તેમની પાછળ ધસમસતો દોડ્યો. શક્તિદેવી ત્યારે ઝરૂખામાં બેઠાં હતાં. હાથીને બાળકો પાછળ દોડતો જોઈ શક્તિદેવીએ સમયસૂચકતા વાપરી સત્વરે હિંમતપૂર્વક હાથ લાંબો કરી બાળકોને ઝાલી લીધાં. આ ઐતિહાસિક બનાવ પછી હરપાળદેવ મકવાણાના વંશજો ''ઝાલા'' કહેવાયા. એક ગઢવીના બાળકને બચાવી લેવા માટે શક્તિદેવીએ ટપલી મારી ધસમસતા હાથીના માર્ગમાંથી તેને ખસેડી લીધો ત્યારથી આ ગઢવી કુટુંબ ''ટાપરીયા ગઢવી'' તરીકે ઓળખાયું.

પચીસ વર્ષ પાટડીનું મહારાણીપદ ભોગવ્યા બાદ ઈ.સ. ૧૧૧૫ (સંવત ૧૧૭૧ના ચૈત્ર વદ ૧૩)માં પાટડી પાસેના ધામા ગામે શક્તિદેવીનું સ્વર્ગારોહણ થયું અને ત્યારપછી શોકવ્હીવલ હરપાળદેવે રાજધાની પાટડીથી ધામા ફેરવી હતી. ધામા ગયા પછી હરપાળદેવ થરપારકરના સોઢાજીની પુત્રી કુંવરબાને પરણ્યા હતા, જેના વંશજો હાલમાં કચ્છ, પાટણ, મારવાડ, માંડવા તથા બનારસનાં પરગણાંઓમાં રહે છે. ઈ.સ. ૧૧૩૦માં હરપાળદેવનો દેહાંત થયો.

**(૨) સોઢોજી (સોડસાલજી) (ઈ.સ.૧૧૩૦–૧૧૬૦)**

શક્તિદેવીથી થયેલા પુત્રોમાંના મોટા સોઢોજી (સોડસાલજી) મકવાણામાંથી ઝાલા તરીકેની સંજ્ઞા પામી પિતાની પછી ઈ.સ.૧૧૩૦માં પાટડીની ગાદીએ બેઠા. ધ્રાંગધ્રાના મહારાજા પાટડીના ઝાલા રાજવી સોઢોજીના સીધા વારસદાર છે.

શક્તિદેવીના બીજા પુત્ર માંગોજીએ પ્રથમ શિયાણી, પછી જાંબુ અને છેવટે લીંબડીમાં ગાદી સ્થાપી હતી.

શક્તિદેવીના ત્રીજા પુત્ર શેખરાજજીએ વિરમગામ પાસેના સચાણાની ૮૪ ગામની તાલુકદારી મેળવી હતી. સોઢોજીના સમયમાં વિરમગામ એમના ભાઈ શેખરાજજીની જાગીરમાં મૂકાયેલું. પરંતુ પાછળથી વિરમગામની આબાદી વધતાં તેને ઝાલાઓની મૂળ ગાદી પાટડી નીચે લેવામાં આવ્યું હશે.

સોઢોજી અને માંગોજી જ્યારે દુષ્કાળને લીધે ભારે મુશ્કેલીમાં મુકાયા હતા ત્યારે ગોડી પાર્શ્વનાથની ભક્તિ કરવાથી અધિષ્ઠાયક દેવે તેમને ઘણી સહાય કરી હતી, એવું ''જૈન પરંપરાનો ઈતિહાસ'' જણાવે છે.

**(૩) દુર્જનસાલાજી (ઈ.સ.૧૧૬૦–૧૧૮૫)**

દુર્જનસાલાજીના સમયમાં અણહિલપુર પાટણમાં મહારાજા કુમારપાળની રાજસત્તા પ્રવર્તતી હતી. એ સમયે ગુજરાતમાં ખૂબ સુખશાંતિ અને સમૃદ્ધિ હતાં.

પાટણનો બાળ મૂળરાજ સગીર હતો ત્યારે શાહબુદ્દીન ઘોરીએ ગુજરાત પર આક્રમણ કરેલું. તે વખતે બાળમૂળરાજના કાકા ભોળા ભીમે ગુજરાતનાં નાનાં નાનાં રાજ્યોને સંગઠીત કરી શાહબુદ્દીન ઘોરીનો બહાદુરીપૂર્વક સામનો કર્યો હતો અને તેમાં પાટડીના રાજવી દુર્જનસાલાજી અને તેમના પુત્ર જાલકદેવજીએ ભારે બહાદુરી બતાવેલી.

**(૪) જાલકદેવજી (ઝાકળદેવજી) (ઈ.સ. ૧૧૮૫–૧૨૧૦)**

દુર્જનસાલાજીના અવસાન પછી જાલકદેવજી ગાદીએ આવ્યા હતા. આ જ સમયે ભોળો ભીમ અણહિલપુર પાટણની ગાદીએ આવ્યો હતો.

આબુના પરમાર રાજાએ પોતાની રાજકુંવરી ઈચ્છનકુમારીનું સગપણ ભોળા ભીમ સાથે કર્યું હતું. એ સગપણની અવગણના કરીને પરમાર રાજાએ ઈચ્છનકુમારીનાં લગ્ન અજમેરના સોમેશ્વર ચૌહાણના પુત્ર પૃથ્વીરાજ સાથે કરી નાંખ્યાં. તેથી ભોળા ભીમે આવા ઘોર અપમાનનો બદલો લેવા આબુના પરમાર રાજા પર ચઢાઈ કરી. આ લડાઈમાં પરમાર સેનાની મદદમાં આવેલ અજમેરનો સોમેશ્વર ચૌહાણ મરાયો. આથી પૃથ્વીરાજ ચૌહાણે પોતાના પિતા સોમેશ્વર ચૌહાણનું વેર લેવા ગુજરાત પર ચઢાઈ કરી. આ ભયંકર યુદ્ધમાં ઝાલા રાજવીએ ભોળા ભીમના પક્ષે રહીને હાથીઓની સેનાની વ્યૂહરચના ગોઠવીને પૃથ્વીરાજ ચૌહાણનો સખત સામનો કર્યો હતો. પૃથ્વીરાજ ચૌહાણના હાથે ગુજરાતનો આ યુદ્ધમાં પરાજય થયો. કચ્છના જાડેજાઓએ પૃથ્વીરાજ ચૌહાણને આ યુદ્ધમાં ટેકો આપ્યો હતો તેથી ઝાલા રાજવીએ કચ્છ અને પાંચાલ પ્રદેશ પર હુમલા કરી જાડેજાઓને હરાવ્યા હતા. ઝાલાઓના પરાક્રમની નોંધ કવિ ચંદ બારોટે **પૃથ્વીરાજ રાસામાં** લીધી છે. એમણે લખ્યું છે કે, ''પાટડીના ઝાલાઓની શૌર્ય ગાથાઓ કચ્છ અને આબુ સુધી ગવાવા લાગી હતી.'' પૃથ્વીરાજ ચૌહાણના આબુ સાથેના યુદ્ધમાં ''ઝાલા રાણીંગા''ના પરાક્રમની યશગાથા ચંદ બારોટે ગાઈ છે. ''ઝાલા રાણીંગા'' એટલે ''ઝાલા રાજા'' પાટડી-માંડલના ઝાલા સત્રસાલજીના નામ સાથે ''રાણક'' પદવીનો ઉપયોગ થયેલો છે એવું માંડલના એક શિલાલેખ ઉપરથી જણાય છે. 'રાણક', 'રાણીંગા', 'રાણા' એ બધા શબ્દો રાજાના અર્થમાં વપરાયેલા છે.

**(૫) અર્જુનસિંહજી (અરજણસિંહજી)**
**(ઈ.સ. ૧૨૧૦–૧૨૪૦)**

અર્જુનસિંહજીના રાજ્ય અમલનો સમય ગુજરાતના સુપ્રસિદ્ધ મહામંત્રી વસ્તુપાળ–તેજપાળનો સમય છે. ગુજરાતમાં ત્યારે ખૂબ સુખ-શાંતિ હતી અને તેથી ગુજરાતના વેપારધંધાનો સારો વિકાસ થયો હતો. સમૃદ્ધિનાં ઊંચા શિખરો ગુજરાતે સર કર્યાં હતાં.

**(૬) દેવરાજજી (ઈ.સ. ૧૨૪૦–૧૨૬૫)**

**(૭) દુદોજી (ઈ.સ. ૧૨૬૫–૧૨૮૦)**

**(૮) શૂરસિંહજી(શૂરસંગજી) (ઈ.સ. ૧૨૮૦–૧૩૦૫)**

શૂરસિંહજીની ઉત્તરાવસ્થામાં (ઈ.સ.૧૨૯૯–૧૩૦૪) દિલ્હીના બાદશાહ અલાઉદ્દીન ખિલજીના સૂબા ઉલુઘખાને ગુજરાત પર હૂમલો કર્યો હતો. તેમાં પાટણનો વિનાશ થયો અને સોલંકી–વાઘેલા વંશની રાજસત્તાનો અંત આવ્યો. મુસ્લિમ લશ્કરે ગુજરાતમાં ભયંકર લૂંટફાટ મચાવી તેમજ મંદિરોનો નાશ કર્યો. તે વખતે પાટડી માંડલના ઝાલા રાજવીએ પોતાના પ્રદેશનું સંરક્ષણ કરેલું. વીર વિઠ્ઠલેશ્વરે માંડલના મૂળેશ્વર મહાદેવની રક્ષા કરવા બહાદુરી દાખવેલી, જેથી મહાદેવની સલામતી રહી હતી. ઝાલાઓનો પ્રભાવ જોઈ પાછળથી મુસ્લિમ સત્તાએ તેમની સાથે મૈત્રી સંબંધ બાંધ્યો હતો. જેને કારણે પછીના ઝાલા રાજવી સાંતલજીને સાંતલપુર પાછું મેળવવાના યુદ્ધમાં મુસ્લિમોએ મદદ કરી હતી.

ઉપરોક્ત પાટડીના આઠ ઝાલા રાજવીઓનો સમય, એટલે મહારાજ સિદ્ધરાજથી કર્ણદેવ વાઘેલા સુધીનો સમય. અણહિલપુર પાટણના સાર્વભૌમત્વની છત્રછાયા નીચે ગુજરાતમાં શાંતિ હતી. ગુજરાતનો એ સુવર્ણકાળ હતો. વ્યાપાર, ધર્મ, સંસ્કૃતિ, હુન્નર-કળા, વિદ્યા, સાહિત્ય શિલ્પસ્થાપત્ય વગેરે ક્ષેત્રોમાં ગુજરાતે ઘણી બધી પ્રગતિ કરી હતી અને ગુજરાત સમૃદ્ધિની ટોચે પહોચ્યું હતું.

અલાઉદ્દીન ખિલજીના પાટણ પરના આક્રમણ પછી મોટા ઘરનો મોભ તૂટી પડે તેમ ગુજરાતની સાર્વભૌમ સત્તાનો અંત આવ્યો. માળા ખંડિત થતાં જેમ મણકા વેરાઈ જાય તેમ નાનાં રાજ્યોમાં ગુજરાત વિભાજિત થઈ ગયું.

પાટડી પરથી પાટણનું શિરછત્ર ખસી ગયું, ત્યારથી પાટડી માટે સંઘર્ષનો સમય શરુ થયો અને એ સંઘર્ષમાં આપબળ ઉપર ઝઝૂમીને પાટડીએ ઘણો લાંબો સમય ટક્કર લીધી છે.

**(૯) સાંતલજી (ઈ.સ. ૧૩૦૫–૧૩૨૫)**

સાંતલજીએ સાંતલપુર ગામ વસાવ્યું હતું. ત્યારે ઝાલા રાજ્ય છેક સાંતલપુર સુધી વિસ્તર્યું હતું. સાંતલજીએ પોતાના નાના પુત્ર સુરજમલજીને સાંતલપુરની જાગીર આપી હતી. પણ તેની પાસેથી સાંતલજીના સાળાએ જ સાંતલપુર પડાવી લીધું, જે પાછળથી સાંતલજીએ લડાઈ

કરી પાછું મેળવ્યું હતું. મુસલમાનોએ આ યુદ્ધમાં સાંતલજીને મદદ કરી હતી, પણ એ જ યુદ્ધમાં સાંતલજી અને તેમનો પુત્ર વીરગતિ પામ્યા હતા.

**(૧૦) વિજયપાળજી (ઈ.સ. ૧૩૨૫–૧૩૨૬)**

જૈન પુસ્તક 'પ્રશસ્તિ સંગ્રહ'માં એવી નોંધ છે કે, "આચાર્ય અભયદેવસૂરિના શિષ્ય પંડિત વિદ્યાકુમારના ઉપદેશથી વિજયપાળજીનાં રાણી નિતલ્લાદેવીએ જૈનધર્મ સ્વીકાર્યો હોઈ એમણે પાટડીમાં ભગવાન પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું તેમજ પૌષધશાળાની રચના કરાવેલી. ઉપરાંત શાસ્ત્રોની પ્રતિઓ પણ લખાવી હતી. તેમજ તેમના જમાઈ ઝીંઝુવાડાના રાજા દુર્જનસાલાજીએ શંખેશ્વર તીર્થનો ઉદ્ધાર કરી મોટો ઉત્સવ ઉજવ્યો હતો, કારણ કે મુસલમાનોએ જુનું મંદિર તોડી પાડી એને ભ્રષ્ટ કર્યું હતું." આ "પ્રશસ્તિ સંગ્રહ"માં શૂરસંગજીથી શરૂ કરી પદ્મસિંહજી સુધીના રાજાઓની ક્રમવાર નામાવલિ આપેલી છે અને જણાવ્યું છે કે તેઓ ગુજરાતના મહામંડલેશ્વરો હતા. વિજયપાળજીના પુત્ર અખેરાજજીએ ગોરૈયામાં, સારંગજીએ દેકાવાડામાં તથા દુદોજીએ લખતર પાસે વાસવામાં જાગીરો સ્થાપી હતી.

**(૧૧) મેઘપાલજી(મેઘરાજજી) (ઈ.સ. ૧૩૨૬–૧૩૩૧)**

એમના પુત્ર કેસરજીએ જરવલામાં, ભીમજીએ નગવાડામાં, મેપાજીએ કરકથલમાં અને જેમલજીએ જખવાડામાં જાગીર સ્થાપી હતી.

**(૧૨) પદ્મસિંહજી (ઈ.સ. ૧૩૩૧–૧૩૪૦)**

**(૧૩) ઉદયસિંહજી (ઈ.સ. ૧૩૪૦–૧૩૫૨)**

ઉદયસિંહજીના મોટા પુત્ર પૃથ્વીરાજે પોતાના નાના ભાઈ વેગડજી ખૂબ પરાક્રમી હોવાથી રાજગાદી પરનો હક્ક જતો કરી પાટડીની ગાદી વેગડજીને સોંપી હતી.

**(૧૪) વેગડજી (ઈ.સ. ૧૩૫૨–૧૩૬૮)**

ઈ.સ.૧૩૫૫માં વેગડજીનું લગ્ન ચિત્તોડના ઉંચા સિસોદિયા કુળના રાણા લાખાજીની કુંવરી ચંદ્રકુંવરબા સાથે ઘણી ધામધૂમથી થયેલાં. આવી લગ્નની ધામધૂમ પાટડીનગરે આ અગાઉ ભાગ્યે જ જોઈ હશે. વરયાત્રાની શોભા અને પાટડીના ઝાલા રાજવીની સમૃદ્ધિ તથા ઉદારતાની ચિત્તોડના ભાટ-ચારણોએ ભારે પ્રશંસા કરી હતી.

વેગડજી એક શૂરવીર ઝાલા રાજવી હતા. ગુજરાતમાં ઠેર ઠેર થયેલા બળવા તેણે સખત હાથે દાબી દીધા હતા. તેથી બાદશાહ મહમદ તઘલખ તેના શૌર્ય અને હિંમતથી ખૂબ પ્રસન્ન થયો હતો અને તેની કદર કરવા બાદશાહ માંડલ પણ આવેલો. ત્યારે પાટડી-માંડલની ગાદી પર તેના પિતા ઉદયસિંહજી હતા. રાજ્યનો કારોબાર તો વેગડજી ચલાવતો હતો. તેથી મુસ્લિમ તવારીખકારોએ વેગડજીને રાજા માની લીધેલા. મુસ્લિમ તવારીખકારોએ જે વેતરીની નોંધ લીધી છે તે આ વેગડજી હોવાનો પૂરો સંભવ છે.

ધ્રાંગધ્રાનો ઈતિહાસ નોંધે છે કે : 'કૂવા ગામે ગાદી બદલ્યા પહેલાં ઝાલાવંશની અખંડ રાજપરંપરા પાટડી યા માંડલથી વહીવટ ચલાવતી હતી.' પાટડી અને માંડલ બને સ્થળે ઝાલાઓની રાજગાદી વારંવાર બદલાયે જતી હતી તેથી બન્ને સમુચ્ચયરૂપે એક જ રાજધાની બની જાય છે.

**(૧૫) રામસિંહજી (ઈ.સ. ૧૩૬૮-૧૩૮૫)**

રામસિંહજીએ રામપુર ગામ વસાવ્યું હતું.

પાટડીના ઈ.સ.૧૪૦૦ના શિલાલેખમાં ઝાલા રાજવી રામસિંહજીના વખતમાં પાટડીનો કિલ્લો બંધાયેલો એવો ઉલ્લેખ છે. રામસિંહજીના પુત્ર લાખાજીરાજે સીતાપુરની જાગીર મેળવી હતી.

**(૧૬) વીરસિંહજી(વેરીસિંહજી) (ઈ.સ. ૧૩૮૫–૧૩૯૨)**

વીરસિંહજીના વખતમાં અમદાવાદના સૂબા મહમદશાહે માંડલને ઘેરો ઘાલ્યો હતો. પરંતુ આ ઝાલા રાજવીએ સૂબાનો સખત સામનો કરેલો અને તે સૂબાના તાબે થયેલો નહિ.

વીરસિંહજીના પુત્ર પ્રતાપસિંહે કન્ટ્રોડી (કુંતલપુર)માં એક ભવ્ય સરોવર બંધાવ્યું હતું. અગાઉ આ કુંતલપુરમાં લોઢાની ખાણ હતી.

**(૧૭) રણમલસિંહજી (ઈ.સ. ૧૩૯૨–૧૪૦૮)**

રણમલસિંહજી પોતાનાથી ઊંચા રાઠોડવંશની બારમેર કોટડાની કન્યા પરણી લાવ્યા હતા. આથી રાઠોડોનું કુલાભિમાન ખૂબ ઘવાયેલું અને તેથી તેમણે રણમલસિંહજીને પકડીને જેલમાં પૂરી દીધા. આથી એમના શૂરવીર પુત્ર સત્રસાલજીએ બારમેર કોટડા પર હુમલો કર્યો અને પિતાને જેલમાંથી મુક્ત કરાવ્યા. (ઈ.સ.૧૩૯૪) પિતાને જેલમાંથી છોડાવ્યા પછી સત્રસાલજી જ રાજવહીવટ સંભાળતા હતા.

ઈ.સ. ૧૩૯૫માં મુઝફફરશાહે માંડલ પર આક્રમણ કર્યું હતું, જેને રણમલસિંહજીના પુત્ર સત્રસાલજીએ મારી હઠાવ્યું હતું.

રણમલસિંહજીના બીજા પુત્ર સોડસાલજીએ દસાડાની અને વનવીરજીએ ઝીંઝુવાડાની જાગીરો મેળવી હતી.

ઈ.સ.૧૪૦૦ના પાટડીના શિલાલેખમાં પાટડીની રાજગઢીમાં પત્થરની વાવ બંધાવ્યાનો ઉલ્લેખ છે. "સંભવતઃ રણમલસિંહજીએ આ વાવ બંધાવી હશે" એવું 'ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ કાઠિયાવાડ'ના સંપાદક શ્રી ડી.બી. ડિસ્કલકર જણાવે છે.

**(૧૮) સત્રસાલજી (ઈ.સ. ૧૪૦૮–૧૪૨૦)**

આ ઝાલા રાજવી સત્રસાલજી, છત્રસાલજી, સુરતાનજી, સુલતાનજી વગેરે નામથી ઓળખાય છે.

તેમણે રાજગાદી પાટડીથી બદલીને માંડલ રાખી હતી. તેમ છતાં પાટડી-માંડલની ગાદી એક જ ગણાતી હતી.

મુસ્લિમ ઈતિહાસો 'મિરાંતે સિકંદરી' તથા 'તબાકતે અકબરી'માં સત્રસાલજીને 'ઝાલાવાડના મહારાજા' અથવા 'માંડલગઢના મહારાજ' તરીકે ઓળખાવ્યા છે અને એમની તેજસ્વીતા, પ્રભાવ, શૌર્ય અને લાગવગનાં ખૂબ વખાણ કર્યા છે. તેઓ એવા ધૈર્યવાન અને હિંમતવાન હતા કે એ પરાજયથી ડગી જતા નહિ. પરાજયને વિજયમાં ફેરવવા એ પ્રયત્નશીલ રહેતા. મુસ્લિમોના આક્રમણો સામે શૌર્ય દાખવી એમણે ભારે ટક્કર ઝીલી હતી. 'ધ્રાંગધ્રાનો ઈતિહાસ' પણ એમના શૌર્યને બિરદાવે છે. 'ધ્રાંગધ્રાનો ઈતિહાસ' એમની ગાદીએ બેઠાની સાલ ઈ.સ. ૧૪૦૮ની આપે છે . પરંતુ રાજ્યના દફતરે એ સાલ ઈ.સ. ૧૪૧૪ની આપવામાં આવી છે. વિધિસરનો રાજ્યાભિષેક કદાચ મોડો થયો હોય તેથી આમ બન્યું હોય.

સત્રસાલજીએ ગાદીએ આવતાં પ્રથમ બારમેર કોટડા પર આક્રમણ કરી પિતાનું વેર વાળવા સમગ્ર ભૂમિને ગધેડાઓથી હંકાવી નાંખી હતી.

પાટડી-માંડલના ઝાલા સત્રસાલજી, ઈડરનો રાવ, ચાંપાનેરનો રાઓળ એ ત્રણેનો મુસ્લિમ સલ્તનતને ગુજરાતમાં સ્થિર નહિ થવા દેવાનો સંયુક્ત પ્રયત્ન હતો. સત્રસાલજીએ અમદાવાદના બાદશાહ અહમદશાહ સામે ત્રણ વાર બંડ જગાવ્યું હતું. બાદશાહે એ ત્રણેય વખત માંડલ પર આક્રમણો કર્યાં હતાં. બાદશાહના એક ઘેરા વખતે તો ગામમાં રોગચાળો ફેલાયેલો હતો. ત્યારે મુસ્લિમોએ રાજગઢી બહારના અંતર્ગઢનો કબજો લીધો હતો. બંને પક્ષે ભારે ખૂવારી થઈ હતી.

એક વખત બાદશાહ નંદરબારમાં બળવો દબાવી દેવા ગયા હતા તેનો લાગ સાધીને પાટડી–માંડલ, માળવા અને ઈડર એમ ત્રણેય રાજ્યોએ બંડ જગાવવા મોટી તૈયારી કરી હતી. પણ બાદશાહ આવી પહોંચતાં, સત્રસાલજીના બે મિત્રો માળવાનો હોશાંગશા અને ઈડરનો રાવ પૂંજો નાસી ગયા. ત્યારે ઝાલા સત્રસાલજીએ બાદશાહનો એકલે હાથે સામનો કરેલો. પરંતુ બાદશાહની વધુ લશ્કરી કુમક આવી પહોંચતા સત્રસાલજીને સૌરાષ્ટ્ર તરફ નાસવાની ફરજ પડી હતી. પોતાના મિત્ર રા'ચુડાસમાની મદદથી સત્રસાલજી ફરીથી બાદશાહ સામે થયા હતા. આથી બાદશાહે બીજી વખત માંડલ પર આક્રમણ કરી માંડલને ઘણું જ નુકસાન પહોંચાડ્યું હતું. સત્રસાલજીને તાબે કરવાનું ઘણું કઠણ હતું. તેથી માંડલ પરના ત્રીજા આક્રમણ પછી ઈ.સ. ૧૪૧૮માં બાદશાહે સત્રસાલજી સાથે સંધિ કરી હતી.

માંડલ તે સમયે 'મંડલિ' કહેવાતું, ઝાલા રાજવી સત્રસાલજી અને તેમના પુત્ર જેતસિંહ 'રાણક' તરીકે ઓળખાતા.

સત્રસાલજી સાથે બાદશાહને થયેલ સંધિ વિષે તથા લોક સંમતિના આધારે માંડવીએ દાણ લેવાની શરતો વિષે ઉલ્લેખ કરતો એક શિલાલેખ માંડલના રામજીમંદિરમાં સચવાયેલો છે. 'એપીગ્રાફીકા ઈન્ડિયા'–(૧૮૯૩) વોલ્યુમ-૨ પાનાં ૨૪–૨૮માં આ શિલાલેખની નોંધ લેવાઈ છે, જેમાં સંધિનું વર્ષ ઈ.સ. ૧૪૧૮નું બતાવ્યું છે.

માંડલનો ગઢ પત્થરનો બનેલો હતો અને તેથી તે અસાધારણ મજબૂત હતો. ઈ.સ.ના સાતમા સૈકામાં થયેલા જાુનોઈદના આક્રમણથી ઓગણીસમી સદીના પ્રારંભકાળ સુધી થયેલાં મુસ્લિમો, મરાઠા તથા પેશ્વાઓનાં આક્રમણો સામે આ ગઢે ઘણી સારી ઝીંક લીધી હતી.

'તારીખે આલ્ફી' નામના તવારીખકાર લખે છે કે, માંડલનો બળવો સમાવવા યુવરાજ મહમદે ૧૦૦૦ હાથીઓ સહિતની વિરાટ સેનાને યુદ્ધમાં ઉતારી હતી. આ હકીકત, દુશ્મનને આવી વિરાટ અને લોખંડી સેના જેમની

સામે ઉતારવાની ફરજ પડી એવા પાટડી-માંડલના ઝાલા સત્રસાલજી અને એમના પુત્ર જેતસિંહની તાકતનો અંદાજ આપે છે.

સત્રસાલજીને ૧૨ પુત્રો હતા તેમાંના રાઘવદાસજીએ વાંટુ (વિઠ્ઠલગઢ)માં એક સુંદર તળાવ બંધાયેલું. રાઘવદાસજીએ માળવાના સુલતાન હોશંગશાને ઘણી મદદ કરી હતી તેથી સુલતાને તેને ''માળવા ઝાલાવાડ'' નામે ઓળખાતો પ્રદેશ જાગીરમાં આપ્યો હતો. એમના વંશજો જુના ઉજ્જૈન રાજ્યના નારવાર સ્ટેટમાં આજે પણ પથરાયેલા છે. સત્રસાલજી ઈ.સ.૧૪૨૦માં મરણ પામ્યા હતા.

**(૧૯) જેતસિંહજી (ઈ.સ. ૧૪૨૦—૧૪૪૧)**

જેતસિંહજી એના પિતા સત્રસાલજીના જેવા જ બહાદુર અને નિડર ઝાલા રાજવી હતા.

પોતાના પિતાની જેમ જેતસિંહને પણ બાદશાહ સાથે સતત સંઘર્ષ ચાલ્યા કરતો હતો. ઈ.સ. ૧૪૨૯માં બાદશાહે માંડલ પર મોટું આક્રમણ કર્યું ત્યારે જેતસિંહે દક્ષિણના બહમની સુલતાનની મદદ મેળવીને બાદશાહનો મજબૂત પ્રતિકાર કરી પોતાનું રાજ્ય સાચવ્યું હતું.

ઝાલા રાજવી જેતસિંહના રાજ્યઅમલ દરમ્યાન ઈ.સ. ૧૪૨૫, સં.૧૪૮૧ના કારતક સુદી ૯ને ગુરુવારે પાટડી માંડલની સંયુક્ત રાજગાદી માંડલથી બદલીને કૂવા લઈ ગયાનો ઉલ્લેખ ધાંગધ્રાના રાજદફતરે થયેલ છે.

જેતસિંહના રાજ્યઅમલનાં પાછલાં વર્ષોમાં શાંતિ હોવાથી તેણે કૂવામાં કિલ્લો રાજમહેલ વગેરે બંધાવ્યાં હતાં.

ઈ.સ. ૧૪૪૧માં જેતસિંહનું મરણ થયું.

**(૨૦) વનવીરજી (ઈ.સ. ૧૪૪૧—૧૪૬૦)**

**(૨૧) ભીમસિંહજી (ઈ.સ. ૧૪૬૦—૧૪૬૯)**

ભીમસિંહજીએ કૂવામાં માત્રાવાવ બંધાવી હતી.

**(૨૨) વાઘોજી (ઈ.સ. ૧૪૬૯—૧૪૮૬)**

વાઘોજી ખૂબજ શક્તિશાળી અને હિંમતબાજ રાજવી હતો. કહેવાય છે કે એ એવો તો જબરો હતો કે વાઘ જેવા વિકરાળ પ્રાણી સાથે એ બથ્થંબથ્થા કરતો હતો. મુસ્લિમ સત્તાને એ હિંમતથી વારંવાર પડકારતો. એક વખતે પોતાની હદમાંથી જુનાગઢના સોરઠના સૂબા ખલીલખાનનો ખજાનો પસાર થતો હતો તેને વાઘોજીએ લૂંટી લીધો. તેથી ખલીલખાને કૂવા પર ચઢાઈ કરી. ધ્રાંગધ્રાની ઉત્તરે છ માઈલ પર આવેલા સૈયદપુર આગળ બંનેના લશ્કરો વચ્ચે જબ્બર મુકાબલો થયો અને તેમાં સૂબા ખલીલખાનની હાર થઈ. આ સમાચાર ખલીલખાનના પિતા ગુજરાતના સુલતાન મહમદ બેગડાને અમદાવાદ પહોંચતાં જ તે તાબડતોબ મોટું લશ્કર લઈ કૂવા પર ચઢી આવ્યો ને કૂવાને ઘેરો ઘાલ્યો. (ઈ.સ.૧૪૮૬). કિલ્લામાં અનાજ ખૂટી પડવા આવ્યું હતું તેથી વાઘોજીએ કિલ્લાની બહાર નીકળી બેગડાને સીધી લડાઈ આપવા નિશ્ચય કર્યો. કિલ્લાની બહાર નીકળતાં પહેલાં વાઘોજી પોતાની રાણીઓને કહેતો ગયેલો કે, શક્તિમાતાના ચિહ્નથી અંકિત થયેલો આપણો ધ્વજ જો નીચે પડે તો જાણજો કે, વાઘોજી રણસંગ્રામમાં ખપી ગયો છે અને એવા વખતે તમારે સૌએ શીલની રક્ષા કાજે સતી થવું. કમનસીબે એવું બન્યું કે, લાંબો સમય ધ્વજને ઊંચો પકડી રાખનાર સૈનિકોને અતિશય તરસ લાગવાથી ધ્વજને નીચે મૂકી આ સૈનિકો બાજુની વાવમાં પાણી પીવા ઉતર્યા. તેથી ધ્વજ ફરકતો બંધ થયો છે એની જાણ રાણીવાસના ચોકીદારોએ રાણીઓને કરી. રાણીવાસમાં એકાએક સન્નાટો વ્યાપી ગયો. વાઘોજીની રાણીઓ અને અંતઃપુરની વડારણોએ ચિતા ખડકાવી અને ભડભડ બળતી ચિતામાં અગ્નિસ્નાન કરી સતી થઈ. રાણીઓ સતી થયાની ખબર પડતાં જ વાઘોજીએ કેસરિયાં કર્યાં અને દુશ્મનોનો ભયંકર સંહાર કરતાં કરતાં આખરે તે વીરગતિને પામ્યો.

વાઘોજી યુદ્ધમાં મરાતાં બેગડાના સૈન્યે કૂવા પર ભયંકર વિનાશ વેર્યો અને આખરે કૂવામાં મુસ્લિમ થાણું નાખ્યું.

કૂવાનું આ યુદ્ધ ''કૂવાનો કેર'' તરીકે ઈતિહાસ પ્રસિદ્ધ બન્યું છે.

કૂવાનો નાશ કર્યા પછી પાછા વળતાં ઝાલાઓની જુની રાજધાની માંડલ પર મહમદ બેગડાએ ભારે આક્રમણ કર્યું. માંડલનું વિખ્યાત યાત્રાધામ મૂળેશ્વર મહાદેવનું મંદિર તોડી પાડી બેગડાએ ત્યાં મસ્જીદ ઊભી કરી. માંડલના આ ખૂનખાર જંગમાં ઝાલાઓએ બેગડાના સૈન્યની ભારે

ખૂવારી કરી હતી. તેમ છતાં આખરે ઝાલાઓને માંડલ ખાલી કરવું પડ્યું હતું.

**'કૂવાના કેર'**નાં ભીષણ યુદ્ધ પછી બે વર્ષે મુસ્લિમ સત્તા થોડીક નબળી પડતાં અને ઝાલાઓ કંઈક પગભર થતાં ઈ.સ. ૧૪૮૮માં ઝાલાઓએ યુદ્ધમાં વિનાશ પામેલ કૂવાથી રાજગાદી હળવદમાં ફેરવી. ફરીથી પાછાં પાટડી-માંડલનાં પરગણાંઓ ઝાલાઓની રાજસત્તા નીચે આવ્યાં હતાં.

આ અરસામાં દેસાઈ વેરીસિંહે મહમદ બેગડાના સૈન્યની મદદથી ઝાલા સરદાર વિરમદેવને હરાવી વિરમગામ કબજે કર્યું હતું. પરંતુ પાછળથી દેસાઈઓએ ઝાલાઓનું આધિપત્ય સ્વીકારી વિરમગામ પર પોતાનો કબજો ચાલુ રાખ્યો હતો.

દેસાઈ વેરીસિંહે ચાંપાનેરમાં પતાઈ રાઓળના સેનાપતિ તરીકે મહમદ બેગડા સામે ખૂનખાર યુદ્ધો ખેલ્યાં હતાં. એ જ વેરીસિંહે ઝાલા વિરમદેવના હાથે બાનમાં પકડાયેલી બેગડાની બેગમને પાછી મેળવી આપી બેગડાની ચાહના પ્રાપ્ત કરી હતી. એવા મહાપરાક્રમી અને મુત્સદ્દી પુરુષ દેસાઈ વેરીસિંહે યોગ્ય તકને ઝડપી લઈ વિરમગામમાં દેસાઈ વંશની ગાદી સ્થાપી હતી, જે વિષે હવે પછી વધુ જાણીશું.

**(૨૩) રાજોધરજી (ઈ.સ. ૧૪૮૬–૧૫૦૦)**

સુલતાન મહમદ બેગડાના હાથે કૂવાનો વિનાશ થયા પછી મુસ્લિમોએ કૂવામાં થાણું નાખ્યું હતું. આથી ઈ.સ.૧૪૮૬ થી ૧૪૮૮ સુધી બે વર્ષ રાજોધરજીને જંગલોમાં વિતાવવાં પડેલાં. એવા સમયે એક સસલું રાજોધરજીના ઘોડા સામે થઈ ગયું તેથી તે જગ્યા પર ગામ વસાવવા નિશાન કર્યું. પણ નિશાન બદલાઈ ગયું. નિશાનવાળી જગ્યાની બાજુમાં મોચીઓ વસ્યા. એ મોચીઓ પણ શૂરવીર નીકળ્યા અને યુદ્ધમાં શૌર્ય બતાવી વીરગતિને પામ્યા. એમની પત્નીઓ એમની પાછળ સતી થઈ. આ સતીઓની યાદમાં દેરીઓ રચાઈ, જે આજેય હળવદના ઝાંપે ઊભી છે.

આજના હળવદની બાજુમાં ગોલોકેશ્વરના મંદિર પાસે એક સમયે હળવદ નામનું નાનું ગામડું હતું, જે મૂળરાજ સોલંકીએ બ્રાહ્મણોને દાનમાં આપ્યું હતું. આ બ્રાહ્મણોની મદદથી કૂવાના મુસ્લિમ થાણદારને મારી રાજોધરજીએ કૂવાનો પુનઃકબજો મેળવ્યો હતો. સસલું જે જગ્યાએ ઘોડાની સામે થયેલું તે જ જગ્યાએ રાજોધરજીએ હળવદ ગામ વસાવી તેને પોતાની રાજધાની બનાવી.

સૌ પ્રથમ તેણે પોતાના રાજ્યને સલામત બનાવી દીધું અને પછી સરોવર ઉપર રાજમહેલ અને બીજાં સ્થાપત્યોનું નિર્માણ કર્યું. આ રાજમહેલ સ્થાપત્યનો એક ઉત્તમ નમૂનો ગણાય છે.

**(૨૪) રાણોજી (ઈ.સ. ૧૫૦૦–૧૫૨૩)**

ઈ.સ. ૧૫૦૦માં રાજોધરજી મરણ પામ્યા તે વખતે તેમના બે મોટા પુત્રો અજોજી અને સાજોજી અગ્નિસંસ્કાર કરવા સ્મશાન ગયા હતા. આવા સમયનો લાગ સાધીને રાજોધરજીના ત્રીજા પુત્ર રાણોજીના મામા મૂળીના પરમાર લખધીરજીએ હળવદના ગઢના દરવાજા બંધ કરાવી દીધા, રાજ્યના કર્મચારીઓને લાંચ આપી વશ કરી લીધા અને ગામમાં ઢોલ પીટાવીને રાણોજીને રાજા તરીકે જાહેર કરી દીધા. અજોજી અને સાજોજી આ છળકપટની સુલતાન મહમદ બેગડાને જાણ કરે તે પહેલા મામા લખધીરજીએ રાજ્યની તીજોરીમાંથી બે લાખ રૂપિયાનું નજરાણું બેગડાને મોકલી આપ્યું અને રાણોજી હળવદનો રાજા છે એવી બેગડાની સંમતિ પણ મેળવી લીધી. તેથી અજોજી અને સાજોજી પાસે કોઈ ઉપાય ન રહેતાં તે બંને ભાઈઓ પોતાના મોસાળ ઈડર ગયા. ઈડરમાં કંઈ મદદ ન મળતાં તેઓ જોધપુર ગયા અને ત્યાંથી પણ નિરાશ થઈને તેઓ ચિતોડના રાણા સંગ્રામસિંહના આશ્રયે ગયા. ત્યારે સંગ્રામસિંહ (રાણોસંગ) ઈ.સ. ૧૫૨૬માં મોગલ સમ્રાટ બાબર સામે યુદ્ધમાં ઉતર્યો હતો તેને અજોજી અને સાજોજીએ મદદ કરવાનો રાજપૂત ધર્મ માન્યો. આ ભીષણ યુદ્ધમાં સંગ્રામસિંહની સાથે સાથે અજોજી પણ વીરગતિને પામ્યો. આ બે ઝાલા બંધુઓના શૌર્યની કદર રૂપે પછી ચિત્તોડના રાણાએ અજોજીના પુત્રને સાદડી અને સાજોજીને દેલવાડાનાં પરગણાં આપ્યા. ત્યાર પછીના પણ ચિત્તોડની સેવા બદલ તેમના વંશજોને ગોગીન્ડા અને તાનાનાં પરગણાં ચિત્તોડના રાણા તરફથી બક્ષિસ મળેલાં.

સાદડીના ઝાલા માનસિંહે મહારાણા પ્રતાપના અકબરસામેના હલદીઘાટ ના ઈતિહાસ પ્રસિદ્ધ યુદ્ધમાં જ્યારે મહારાણો પ્રતાપ મોગલ સેનાથી ઘેરાઈ ગયો હતો ત્યારે પ્રતાપના માથેથી રાજછત્ર ખસેડી લઈને પોતાને માથે ઓઢી લીધું હતું. મોગલ સેના ઝાલા માનસિંહને પ્રતાપ માનીને તેના પર તૂટી પડેલી. પ્રતાપ યુદ્ધની કટોકટીમાંથી બચી ગયો અને ઝાલા માનસિંહ મોગલો સામે મરણીયો જંગ ખેલી વીરગતિને પામ્યો. ચિત્તોડને માટે પ્રાણની આહૂતિ આપનાર ઝાલા માનસિંહને કારણે સાદડીના ઝાલા મેવાડના રાજ્યના પ્રથમ વર્ગના સરદાર ગણાય છે અને મહારાજાની જમણી બાજુએ બેસવાનો તેમનો અધિકાર મનાય છે. ઉપરાંત રાજમહેલના પ્રવેશદ્વાર સુધી, ઢોલ–ત્રાંસાંના સન્માન સાથે, એમને માનમરતબાથી લઈ જવામાં આવે છે. સાદડી, દેલવાડા, ગોગીન્ડાના ઝાલા પ્રથમ વર્ગના અને તાણાના બીજા વર્ગના મેવાડ રાજ્યના સરદાર ગણાય છે.

સાદડીના ઝાલા માનસિંહજીના મરણ પછી એના પુત્રને ઉચ્ચ સિસોદિયા કુળની મહારાણા પ્રતાપની રાજકન્યા પરણાવવામાં આવી હતી.

**(૨૫) માનસિંહજી (ઘેલા) (ઈ.સ. ૧૫૨૩–૧૫૬૪)**

પાટડીના ઝાલાવંશના છેલ્લા રાજવી માનસિંહજી(ઘેલા) ખૂબ સાહસિક, શૂરવીર અને તાકાતવાન હતા. પણ તેમનો સ્વભાવ ખૂબ મશ્કરો હતો. ઘણી વખત એ ગંભીર બાબતોને મશ્કરીમાં ઉડાવી દેતાં. એક વખતે હોળીના દિવસોમાં એ મર્યાદા ઓળંગીને વર્ત્યા હતા. જેથી તે ખૂબ ટીકાપાત્ર થયા હતા. કેટલાક ખરાબ અનુભવો પછી તેમણે આ મશ્કરો સ્વભાવ છોડી દીધો હતો. તેમ છતાંય એ 'ઘેલા' તરીકે જ ઓળખાતા રહ્યા.

ગાદીએ બેઠા પછી માનસિંહજીએ દસાડાના મલીક બખ્તના પુત્ર શાહજીવને મારી નાંખ્યો, કેમ કે તેણે માનસિંહજીના પિતા રાણોજીને અગાઉ મારી નાખેલા. આ દસાડાની જાગીર મૂળ તો પાટડી–માંડલના મહારાજા સત્રસાલજીએ પોતાના ભાઈ સોડસાલજીને આપી હતી પણ એમના વંશજે ઈ.સ. ૧૪૮૬માં મહમદ બેગડાના હુમલાને કારણે ગૂમાવી દીધેલી. મહમદ બેગડાએ એ જાગીર લઈને પોતાના સરદાર મલીક બખ્તને આપેલી. અગાઉ ગૂમાવી દીધેલી દસાડાની જાગીર પાછી મેળવવા કરેલ આ લડાઈમાં માનસિંહજીના પિતા રાણોજી ઈ.સ.૧૫૨૩માં ખપી ગયા હતા. આથી પિતાનું વેર લઈ તથા દસાડા કબજે કરી માનસિંહજી હળવદ પાછા ફર્યા. આ બાબતની જાણ સુલતાન બહાદુરશાહને અમદાવાદ થતાં તેણે પોતાના સરદાર ખાનખાનાને માનસિંહજીને તાબે કરવા મોકલ્યો. ખાનખાને દસાડા–હળવદ કબજે કર્યાં અને માનસિંહજીને ઝાલાવાડ છોડી કચ્છના રાવના આશ્રયે ભાગી છૂટવું પડ્યું.

માનસિંહજીએ કચ્છમાં ભુજની પાસે માનકૂવા ગામ વસાવ્યું. પછી માનસિંહજી, તેમના બે ભાઈઓ, દીવાન પ્રાગજી બકરાણીયા અને કેટલાક વિશ્વાસુ માણસોને સાથે લઈ સુલતાનની સત્તા સામે બહારવટું ખેડવા લાગ્યા.

માનસિંહજી એક વાર સુલતાનના માણસોના સપાટે ચડતાં ઢેઢચરાડી (હાલમાં દેવચરાડી) ગામના ઢેડ લોકોએ માનસિંહજીની બહારવટિયા ટોળીને ખેતરના ઊભા મોલમાં છૂપાવી દીધેલ. એવામાં સુલતાનની પત્ની કે જેની સાથે માનસિંહજીને જુનો નાતો હતો તે ઓચિંતાની મળી ગઈ. તેણીએ માનસિંહજીને ખાત્રી આપી કે, જો માનસિંહજી સુલતાનની ક્ષમા માગે અને પસ્તાવો જાહેર કરે તો તેણી માનસિંહજીને તેનું ગૂમાવેલું રાજ્ય પાછું અપાવે.

માનસિંહજીને વશ કરવા સુલતાન બહાદુરશાહ ઘણા પ્રયત્ન કરતો હતો પણ એ સુલતાનના માણસોને થાપ આપી છટકી જતો. એક વખત સુલતાન દીવબંદરે પોર્ટુગીઝોને તાબે કરવા ગયેલો તેની જાણ થતાં માનસિંહજી દીવ પહોંચી ગયો. એક રાત્રે માનસિંહજી પગથી માથા સુધી સંપૂર્ણ શસ્ત્રસજ્જ થઈને સુલતાનના તંબુમાં હિંમતથી દાખલ થયો. સુલતાને પૂછ્યું : 'તમે કોણ છો ? અત્યારે રાત્રે આ શાહી છાવણીમાં કેમ આવ્યા છો ?' ત્યારે માનસિંહજીએ સુલતાનના ચરણે પોતાના તમામ શસ્ત્રો ધરી દઈને સલામ સાથે કહ્યું : 'હું ઝાલાવાડનો રાજા માનસિંહ છું અને મારું રાજ્ય પાછું માગવા આવ્યો છું.' માનસિંહજીની આવી હિંમત જોઈને સુલતાન ખુશ થયો. સુલતાને માનસિંહજીને હળવદની જાગીર પાછી આપી, પણ પાટડી, માંડલ અને વિરમગામનાં પરગણાં દંડ તરીકે ખાલસા કર્યાં. (ઈ.સ. ૧૫૩૭) પરંતુ માનસિંહજી ઈ.સ. ૧૫૬૪ સુધી હળવદની ગાદી પર રહ્યા.

આમ ઈ.સ. ૧૦૯૦ થી ૧૫૩૭ સુધીનાં એકધારાં ૪૫૦ વર્ષ સુધી પાટડી, માંડલ, વિરમગામ એ ત્રણેય પરગણાં પર ચાલેલા ઝાલાવંશના શાસનનો અંત આવ્યો.

હરપાળદેવથી માનસિંહજી ઘેલા સુધીના ઝાલાવંશના પચીસ રાજવીઓના રાજ્ય અમલમાં વખતોવખત રાજગાદી પાટડી, ધામા, માંડલ, કૂવા (કંકાવટી) અને હળવદ એમ પાંચ જગ્યાએ ફરતી રહી હતી અને છેલ્લે ઝાલાવંશની મુખ્ય પાટડી શાખાની ગાદી હળવદથી ધ્રાંગધ્રા ફેરવવામાં આવી હતી.

ઉપરોક્ત ૨૫ ઝાલા રાજવીઓના પાટડી પરના રાજ્ય શાસનનાં વર્ષો તેમના પ્રત્યેકના નામ પાછળ જણાવેલાં છે.

ઝાલાઓના રાજ્યઅમલ પછી પાટડી, માંડલ, વિરમગામ એ ત્રણેય પરગણાં ઈ.સ.૧૫૩૭ થી ૧૫૭૨ સુધી ગુજરાતના સુલતાનોના અધિકાર નીચે આવ્યાં હતાં.

ઈ.સ. ૧૫૭૨માં મોગલ બાદશાહ અકબરે ગુજરાત જીતી લીધું ત્યારથી આ પરગણાંઓ પર મોગલાઈની સત્તા શરુ થઈ.

## ઝાલા રાજવંશ — ઉડતી નજરે :

હરપાળદેવે ઈ.સ. ૧૦૯૦માં પાટડીમાં ઝાલાવંશની રાજસત્તા સ્થાપી ત્યારથી લગભગ ઈ.સ. ૧૩૦૦ સુધીના ૨૦૦ વર્ષ ઉપરાંતના સમયગાળામાં ગુજરાતમાં સાર્વભૌમ સત્તા સોલંકી-વાઘેલા વંશની રહેવાને કારણે પાટડી તેમજ સમગ્ર ગુજરાત માટે એ શાંતિ અને આબાદીનો સમય હતો.

ઈ.સ. ૧૨૯૯ તથા ઈ.સ. ૧૩૦૩—૧૩૦૪ માં દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખિલજીની ફોજે પાટણના મહારાજા કર્ણદેવ વાઘેલા પર ચઢાઈ કરી સોલંકી—વાઘેલા વંશની એકંદરે ૩૬૨ વર્ષ જુની મજબૂત રાજસત્તાને ઉખાડી નાંખી.

(ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ—ગ્રંથ ૪)

ગુજરાતમાં હવે નાનાં રાજ્યોનું અસ્તિત્વ રહ્યું, જેમાં પાટડીનું ઝાલાઓનું રાજ્ય પણ હતું. બહારના કોઈ મોટા આક્રમણ સામે મજબૂત સામનો કરી શકે એવી કોઈ મહાસત્તાનું ગુજરાતમાં અસ્તિત્વ ન રહેતાં, એક પછી એક મુસ્લિમ સત્તાઓને ગુજરાતમાં પ્રવેશવાનું સરળ થઈ પડ્યું. મુસ્લિમોના પ્રવેશથી ગુજરાતમાં અશાંતિ અને સંઘર્ષનો યુગ શરૂ થયો.

સૂલતાનો, મોગલ સૂબાઓ અને મરાઠાઓ લશ્કરના જોરે મુલ્કગીરી ઉઘરાવતા, ભયંકર ત્રાસ આપી ખંડણી બેસાડતા, પ્રતિકાર કરનાર રાજ્યને જોરજુલમથી દબાવી દેતા — ભારે દંડ વસૂલ કરતા અને રાજ્યને ખાલસા કરતા. માર્ગમાં આવતાં ગામડાઓને આ મુલ્કગીરીનાં લશ્કરો વેરાન કરી મૂકતાં. જ્યારે સુલતાનો કે મોગલ સૂબાઓ નબળા પડતા ત્યારે નાનાં નાનાં રાજ્યો નિરંકુશ બની જતા અને તેમાં જે બળિયો હોય તે પડોશના નબળા રાજ્યને હજમ કરી જતો.

મુસ્લિમ સત્તાનાં મોટા લશ્કરો મુલ્કગીરી ઉઘરાવવા, ખંડણી બેસાડવા અને પોતાનું વર્ચસ્વ સ્થાપવા નીકળતાં, તેની સામે સ્વાતંત્ર્યપ્રિય ઝાલા રાજવીઓ સત્રસાલજી, જેતસિંહજી, વાઘોજી, રાજોધરજી, માનસિંહજી વગેરેને ભારે સંઘર્ષ કરવો પડેલો. પાટડી—માંડલના ઝાલા સત્રસાલજી અને જેતસિંહજીએ ગુજરાતમાં મુસ્લિમ સલ્તનતને સ્થાયી ન થવા દેવા મિત્ર રાજ્યોનો સાથ મેળવી સંયુક્ત પ્રયાસ કર્યો હતો. તેઓ જીવ્યા ત્યાં સુધી સુલતાન સામે ઝઝૂમતા રહ્યા અને સુલતાનને જંપીને બેસવા દીધા નહીં.

મરાઠાઓ ગુજરાતમાં પ્રવેશ્યા પછી થોડાક મજબૂત થતાં મુસ્લિમોની જેમ ખંડણી ઉઘરાવવા મોટાં લશ્કરો લઈને ત્રાસ વર્તાવતા. તેમની સાથે પણ ઝાલાઓને સંઘર્ષમાં ઉતરવું પડેલું.

ઈ.સ. ૧૦૯૦ થી ઈ.સ. ૧૫૩૭ સુધી લગભગ ૪૫૦ વર્ષ સુધી પાટડીની ભૂમિ પર ઝાલાઓનો સૂરજ તપતો રહ્યો. તેમાં પાછલાં વર્ષોમાં સંજોગોવશાત્ ઝાલાઓને રાજગાદી પાટડીથી માંડલ, કૂવા (કંકાવટી), હળવદ બદલતા રહેવું પડ્યું હતું. આમ ગાદી બદલાતી રહેતાં કર્મસંજોગે પાટડી ભયંકર યુદ્ધોના વિનાશમાંથી ઉગરી ગયું હતું.

સંઘર્ષના કાળમાં ય ઝાલાઓ ટકી શક્યા કેમકે તેમને પોતાના પ્રતાપી પૂર્વજ હરપાળદેવ અને શક્તિમાતા પાસેથી શૌર્યનો અદ્દ્ભૂત વારસો મળ્યો હતો.

સ્વાતંત્ર્યની રક્ષા માટે મરણીયો જંગ ખેલવો, આપેલા વચનનું જીવના જોખમે પાલન કરવું, શરણે આવેલાની પ્રાણના ભોગે રક્ષા કરવી, સ્વમાન અને ટેક સાચવવા હસતે મુખે બલિદાન આપવાં એમાં જ ઝાલાકુળે પોતાનું ગૌરવ માન્યું છે.

તેમણે સાહસ અને વીરતા દાખવીને નવાં નવાં રાજ્યો અને જાગીરો સ્થાપ્યાં છે. જેમની પડખે એ રહ્યા છે તેમને માટે માથાં આપી દેતાં એ અચકાયા નથી. અમણે શૌર્ય અને વફાદારી બદલ મેવાડમાં સાદડી, દેલવાડા, ગોગીન્ડા, તાણાનાં પરગણાં તથા માળવામાં 'માળવા ઝાલાવાડ' નામે ઓળખાતો પ્રદેશ વગેરે મેળવીને ગુજરાત બહાર પણ શક્તિમાતાનો કીર્તિધ્વજ ફરકતો રાખ્યો છે.

ઝાલા રાજવીઓને ઊંચા ગણાતા મેવાડના સિસોદિયા કુળની તેમજ બારમેર કોટડાના રાઠોડકુળની કન્યાઓ વરી હતી તેથી ઝાલાઓનો સામાજિક મોભો રાજપૂત સમાજમાં ઘણો ઊંચો ગણાતો.

મુસ્લિમો—મરાઠાઓના ઓચિંતા વિરાટ હુમલાઓ સામે બાથ ભીડવાની હિંમત અને શૌર્ય ઝાલાઓએ દાખવ્યાં છે, એટલું જ નહિ પણ વખત આવ્યે કેસરિયાં કરી કુરબાનીનો ઈતિહાસ સર્જ્યો છે. રણસંગ્રામમાં શૌર્ય દાખવી ખપી જવામાં તેમણે ગૌરવ માન્યું છે. શિયળની રક્ષા કાજે ઝાલા રાણીઓ અને તેમની વડારણો સતી થયેલી છે. વીરગતિને પામેલા રણવીરોની અને સતીઓની યાદ આપતા અસંખ્ય પાળિયા ઝાલાવાડની ધરતીનું ગૌરવ થઈને આજે ય ઊભા છે. શહાદતની યાદ આપતા અસંખ્ય પાળિયા પાટડીની ભૂમિના ગૌરવને વાચા આપતા આજે ય ઉન્નત મસ્તકે ઊભા છે.

ઓગણીસમી સદીના પ્રારંભમાં અંગ્રેજ સત્તાનું ભારતમાં સાર્વભૌમત્વ સ્થપાયા પછી રાજ્ય-રાજ્ય વચ્ચેની લડાઈઓ અસ્ત પામી. આમ શાંતિનો સમય આવતાં રાજ્યની પ્રજાના ઉત્કર્ષ માટે ધ્રાંગધ્રા અને અન્ય ઝાલા રાજ્યો, કેળવણી સંસ્થાઓ, ખેતીવાડી સુધારણા, ઉદ્યોગોનું નિર્માણકાર્ય, તબીબી સેવા જેવી પ્રવૃત્તિઓ ઊભી કરવામાં મોખરે રહ્યાં છે. લડાઈમાં વિજય મેળવવા કરતાંય અધિક ગૌરવ આવાં લોકોપયોગી કાર્યોમાં રહેલું છે. એની પ્રતીતિ તેમની આ પ્રકારની પ્રવૃત્તિઓ કરાવે છે.



# ૩ સોલંકી—વાઘેલા વંશ પછીનું ગુજરાત

**(૧) ખિલજી-તઘલખ સમય (ઈ.સ.૧૨૯૯—૧૪૦૭)**

દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખિલજીએ ઈ.સ. ૧૨૯૯—૧૩૦૦ (સંવત ૧૩૫૫—૧૩૫૬)માં ઉલુઘખાનને લશ્કર લઈ અણહિલપુર પાટણ પર ચઢાઈ કરવા મોકલ્યો. તેણે પાટણ પર ભયંકર વિનાશ વેર્યો અને ભારે લૂંટ ચલાવી. કર્ણદેવ વાઘેલાને પાટણ છોડી નાસી જવું પડ્યું. ત્યારથી ગુજરાત પર અનુક્રમે ખિલજી અને તઘલખ બાદશાહોની આણ વર્તાઈ. આ સમયમાં દિલ્હીથી મોકલવામાં આવતા સૂબેદારો ઘણી વખતે બાદશાહને બેવફાદાર રહેતા અને તેથી રાજ્યમાં ગેરબંદોબસ્ત ફેલાયેલો રહેતો. એક માત્ર લશ્કરી તાકાત સિવાય બીજી કોઈ રીતે સત્તા-ધારીનું ચલણ રહેતું નહિ. એ વખતે રૈયતને સર્વપ્રકારનાં દુઃખ ભોગવવાં પડતાં. સૂબેદારોની ફોજને માટે ઘાસદાણા વગેરે લોકોએ ફરજિયાત પૂરું પાડવું પડતું. ગામના લોકોને ભૂખ્યા રહી ફોજને માટે ધાન્ય પૂરું કરવું પડતું. લોકોને વારંવાર રાજ્યની વેઠ કરવા જવું પડતું. શેઠ—શાહુકારો પાસેથી બળજબરાઈથી દ્રવ્ય પડાવી લેવામાં આવતું. મુસલમાની ફોજ નિર્દય અને બેકાયદા હોવાથી લોકોને ઘડી પણ જંપવાનો વખત મળતો નહિ.

(ગુજરાતનો અર્વાચીન ઈતિહાસ)

ગુજરાતમાં ઠેરઠેર બળવા થતાં સુલતાન મુહમ્મદશાહ તુગલુક બળવા સમાવવા મોટું લશ્કર લઈને ગુજરાત આવ્યો. તે અણહિલપુર પાટણમાં થોડું રોકાઈને પાટડી—માંડલના ઝાલા રાજવી પાસે આવી પહોંચ્યો. ઝાલા રાજવીએ સુલતાનને બળવા સમાવવામાં મદદ કરવા ખાત્રી આપીને સુલતાનની સત્તા માન્ય રાખી. (ઈ.સ. ૧૩૪૭). સુલતાને અણહિલવાડ પાટણમાંથી પોતાની છાવણી ઉઠાવી લઈ માંડલ અને પાટડીમાં આવી ચોમાસું ગાળ્યું. (ઈ.સ. ૧૩૪૮). ત્યાર પછી સુલતાને પીરમ-બેટના મોખડાજી ગોહિલ અને જુનાગઢના રાજવીને નમાવ્યા.

(ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ-ગ્રંથ-૫)

ઈ.સ. ૧૨૯૨માં માર્કોપોલો લખે છે કે, "ગુજરાતમાં મરી, આદુ અને ગળી ઘણાં થાય છે. કપાસ પણ ઘણો થાય છે અને તેનો છોડ વીસ વર્ષ સુધી રહે છે."

આ સમયમાં ગુજરાતની ભૂમિ સમૃદ્ધ હતી એ વિષે ઈલિયટકૃત "હિન્દુસ્તાનનો ઈતિહાસ" (વો.૩ પાન ૩૧—૩૨). લખે છે કે, "ગુજરાતની હવા આરોગ્યતાને અનુકૂળ છે અને તેની જમીન રળિયામણી છે. દ્રાક્ષના વેલા પર વર્ષમાં બે વખત દ્રાક્ષ થાય છે. જમીનની રસાળતા એવી છે કે, કપાસના છોડ ઝાડ જેવા મોટા થાય છે અને ઘણા વર્ષ સુધી કપાસ આપે છે. વસતિ અને દોલત માટે હિન્દુસ્તાનમાં સર્વથી વધારે પ્રખ્યાત થયેલા ખંભાતનગર ઉપરાંત બીજા ૭૦,૦૦૦ની વસ્તીવાળાં નગરો અને ગામો પણ ગુજરાતમાં છે અને લોકો પાસે ઘણું દ્રવ્ય અને ભોગવિલાસની વસ્તુઓ છે."

**(૨) ગુજરાતના સુલતાનોનો સમય**

**(ઈ.સ.૧૪૦૭—૧૫૭૩)**

સુલતાન અહમદશાહ (પહેલાના)સમયમાં (ઈ.સ.૧૪૧૧—૧૪૪૨) અમીરોએ કરેલા બળવામાં પાટડીના ઝાલા, ઈડરના રાવ, પાવાગઢના રાઓળે બળવાખોરોને ટેકો આપ્યો હતો. ગુજરાતમાંથી મુસ્લિમોની સત્તા ખતમ કરવાનો આ ત્રણેયનો સંયુક્ત ઈરાદો હતો. સુલતાનના સરદાર લતીફખાન સામે ઝાલા રાજા જેતસિંહજી ટકી શક્યો નહોતો. મુસ્લિમ સત્તા સાથેના સંઘર્ષમાં જેતસિંહજીને સફળતા ન મળતાં યા અન્ય કોઈ મહત્ત્વના કારણે ઈ.સ. ૧૪૧૬માં રાજધાની પાટડીથી બદલી માંડલમાં લઈ જવામાં આવી હતી. ઝાલાઓને માંડલમાં પણ સલામતી ન દેખાતાં ઈ.સ. ૧૪૨૬માં માત્ર દસ વર્ષના ગાળામાં રાજધાની માંડલમાંથી કૂવા(કંકાવટી) લઈ જવી પડી હતી.

(ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ—ગ્રંથ-૫)

સુલતાન મહમદ બેગડાએ ઈ.સ. ૧૪૮૬માં ઝાલાની રાજધાની કૂવાને ઘેરો ઘાલ્યો. ઝાલા રાજવી વાઘોજી અને બેગડા વચ્ચે ભયંકર યુદ્ધ ખેલાયું, જે ઈતિહાસમાં "કૂવાનો કેર" તરીકે ખૂબ જાણીતું છે. આ યુદ્ધમાં ઝાલા વાઘોજી મરાયો અને કૂવામાં મુસ્લિમ થાણું નંખાઈ ગયું. તેથી ઈ.સ. ૧૪૮૮માં વાઘોજીના પુત્ર રાજોધરજીએ હળવદમાં રાજધાની સ્થાપી. રાજોધરજી પછી રાણોજી હળવદની ગાદીએ આવ્યો ત્યારે એના પર અમદાવાદના મુઝફ્ફરશાહ (બીજા)નું વર્ચસ્વ હતું. ત્યાર પછી ઝાલા માનસિંહજી ઈ.સ. ૧૫૨૩માં ગાદીએ આવ્યો ત્યારે ગુજરાતમાં સાર્વભૌમ સત્તા બહાદુરશાહની હતી.

સુલતાનોના સમયમાં રાજકીય વ્યવસ્થા બે પ્રકારની હતી. કેટલોક વિસ્તાર સુલતાનના ખાસ અમલ તળે હતો. અને તે ખાલસા કહેવાતો. બાકીનો ભાગ રોકડ ખંડણી અથવા નોકરી લેવાની શરતે ત્યાંના આગલા રાજ્યકર્તાને તાબે રહેવા દેવામાં આવ્યો હતો. ખંડણી લેવાની, તે પ્રદેશના ઉત્પન્ન પ્રમાણે નહિ, પણ જે કબૂલાતે રાજા તાબે થયો હોય તે પ્રમાણે લેવાતી. વળી ખંડણી નિયમથી કે નિયમસર કોઈ ભરતું નહિ, પણ સુલતાનની ફોજના ડરથી તે ઉઘરાવવામાં આવતી. ખંડણી ઉઘરાવવા સુલતાનની સવારી નીકળતી અને તે મુલ્કગીરી કહેવાતી. સુલતાન બહાદુરશાહના વખતમાં ફોજ વધારવામાં આવી અને મહાલો ઈજારે આપવામાં આવ્યા. તેથી રાજ્યને મહેસૂલ વધારે મળ્યું પણ હિસાબી અમલદારોને છૂટા કરવાથી ગુજરાતમાં બંદોબસ્ત રહ્યો નહિ અને જ્યાં ત્યાં બંડ થયાં. આ સમયે પાટડીના ઝાલા રાજવીઓની "પ્રદેશ સત્તા" ગણાતી અને સાર્વભૌમ સત્તા સુલતાનોની ગણાતી. ઝાલાઓની મુખ્ય પાટડી શાખાના ૨૫ મા રાજવી માનસિંહજી પાસેથી સુલતાન બહાદુરશાહે ઈ.સ. ૧૫૩૭માં પાટડી, માંડલ, વિરમગામનાં પરગણાં દંડ તરીકે ખાલસા કર્યા અને તેને ફક્ત હળવદની જાગીર પાછી આપી હતી.

**(૩) દિલ્હીના મોગલ બાદશાહોનો સમય**

**(ઈ.સ.૧૫૭૩—૧૭૬૦)**

સુલતાન બહાદુરશાહને ઈ.સ. ૧૫૩૫માં મોગલ બાદશાહ હુમાયુએ હરાવ્યો ત્યારથી તે ઈ.સ. ૧૫૭૩માં મોગલ બાદશાહ અકબરે ગુજરાતને પોતાની બાદશાહી સાથે જોડ્યું ત્યાં સુધીનાં આડત્રીસ વર્ષમાં ગુજરાતમાં બંડ—બખેડા અને ગેરબંદોબસ્ત રહ્યો.

બાદશાહ શાહજહાંન બીમાર પડ્યો ત્યારે તેના ચારેય પુત્રો સત્તા માટે ઝગડવા લાગ્યા. તે વખતે ગુજરાતનો સૂબો શાહજાદો મુરાદ હતો. મુરાદને લડાઈમાં દેવું થઈ જવાથી દેસાઈ ભાણજીભાઈ પાસેથી મીઠાના અગરની ઉપજમાંથી રૂપિયા ત્રીસ હજારનું નજરાણું તેણે વસુલ કર્યું હતું.

બાદશાહ ઔરંગઝેબ દિલ્હીના તખત પર બેઠા પછી અહમદપુર(દસાડા) પરગણું આલા દાદુ નામના બહારવટિયાએ ઉજ્જડ કરી નાંખ્યું હતું. દેસાઈ

ભાણજીભાઈએ આલા દાદુને વશ કરી એ પરગણું ફરીથી આબાદ કર્યું. તેથી ઔરંગઝેબે ખુશ થઈ દેસાઈ ભાણજીભાઈને દસાડા પરગણાનાં સાવડા, ગોરિયાવડ, બ્રાહ્મણવા, નવરંગપુરા અને જરવલા એ પાંચ ગામો ઈ.સ. ૧૬૯૦માં બક્ષિસ આપ્યાં હતાં.

સુલતાનોના વખતમાં શરુ થયેલી ઈજારા પદ્ધતિ થોડોક વખત સારી ચાલી પણ પાછળથી સરદારો, ઠાકોરો, જાગીરદારો વગેરે મહેસૂલ ભરવામાં અખાડા કરવા લાગ્યા. આ કારણે ઈજારા પદ્ધતિ નિષ્ફળ ગઈ ઈ.સ. ૧૭૦૭માં બાદશાહ ઔરંગઝેબના મરણ પછી ઠેર ઠેર બંડબખેડા થયા. રાજપૂત ઠાકોરો, જાગીરદારો, મુસલમાન સરદારો પોતાના હવાલાનાં પરગણાંના માલિક થઈ બેઠા. ઔરંગઝેબના મરણ પછી મરાઠાઓ વધુ ને વધુ જોરમાં આવતા ગયા. આખરે ઈ.સ. ૧૭૬૦માં મોગલ સત્તા ગુજરાતમાં અસ્ત પામી.

**(૪) મરાઠાઓનો સમય (ઈ.સ.૧૭૬૦—૧૮૧૯)**

મરાઠાઓ લશ્કરના જોરે ખંડણી બેસાડતા અને લૂંટફાટ કરતા પણ તેમની કોઈ સ્થિર સરકાર સ્થપાઈ ન હતી. તેઓ કોઈ પ્રદેશ પર હુમલો કરી લશ્કરી બળના આધારે સત્તા બેસાડતા. મોટે ભાગે તો બે ઝઘડતી રાજસત્તાઓમાંથી તેઓ એકનો પક્ષ કરી તેને લશ્કરી કુમક આપીને બદલામાં કેટલોક મુલક મેળવતા. પુના અને વડોદરાની મરાઠા સત્તાઓ વચ્ચે ટંટા ચાલવાથી ગુજરાતમાં મરાઠાઓની સત્તા જામતાં પહેલાં જ નબળી પડી ગઈ. છેવટે ઈ.સ. ૧૮૧૯માં બાજીરાવ પેશ્વા હાર્યો અને તેણે અંગ્રેજ સત્તાને પોતાના સર્વ હક્ક સોંપી દીધા અને ત્યાર પછી ગાયકવાડે પણ ખંડણી ઉઘરાવવાની સત્તા અંગ્રેજ સત્તાના હવાલે કરી દીધી.

આ સમયે પાટડી પર દેસાઈ રાજવીઓની હકુમત ચાલતી હતી. મરાઠા સરદારો વખતોવખત સૌરાષ્ટ્રના પ્રદેશમાં ખંડણી ઉઘરાવવા મોટા લશ્કરો સાથે આવતા અને દેસાઈઓ તેમને ખંડણી ઉઘરાવવામાં મદદ કરતા તેથી પેશ્વાના પ્રતિસ્પર્ધી ગાયકવાડને દેસાઈઓ તરફ નફરત થતી. દેસાઈ નથુભાઈના રાજ્ય અમલમાં ફત્તેહસિંહરાવ ગાયકવાડે ૮૦૦૦ની ફોજ લઈ પાટડી પર હુમલો કર્યો હતો. ફરીથી, દેસાઈ વખસિંહજીના રાજ્ય અમલમાં ગાયકવાડના સેનાપતિ બાબાજીરાવે, પાટડી રાજ્ય ગાયકવાડના દુશ્મન મલ્હાવરાવને છૂપી મદદ કરે છે એવી શંકા પરથી, પાટડી પર ઈ.સ.૧૮૦૩માં ભારે આક્રમણ કર્યું હતું. અજેય રાજગઢી અને નગરને ફરતા મજબૂત કિલ્લાથી સુસજ્જ પાટડીએ મરાઠાઓના આક્રમણોનો જડબાતોડ પ્રતિકાર કર્યો હતો. આ લડાઈઓમાં દેસાઈઓએ બહાદુરી બતાવી હતી. દેસાઈઓ રણવીર હતા. તેમ મુત્સદ્દી પણ હતા. તેમણે સમયસૂચકતાથી રાજ્ય અને પ્રજાને વિનાશમાંથી બચાવી લેવા, દુશ્મન સાથે સંધિ કરી લેવાનું ડહાપણ વાપર્યું હતું. ''જીવતો નર ભદ્રા પામે'' એવી રાજનીતિ તેઓ અપનાવતા.

એવો એ સમય હતો, જ્યારે કાઠી, જત, મિયાંણા અને બીજી લુટારુ ટોળીઓ ઝાલાવાડનાં દુઃખિત ગામડાંના લોકોને નિરંતર ત્રાસ ઉપજાવતી હતી. ઝાડપાનની બહુ ખોટ પડી ગઈ હતી અને તેથી ખેતીવાડીની દુર્દશા જણાઈ આવતી. ઝાલાવાડના ઘણાખરા ભાગના ખેડૂતો હથિયાર સજીને પોતાનાં ખેતરનાં રખોપાં કરતા હતા. ગામના કોઈ ઊંચા ઝાડ પરથી અથવા કોઈ ઊંચા મિનારા જેવી જગ્યાએથી ગામની ચોકી કરવામાં આવતી. દૂરથી લુંટારાનું ટોળું કે ઘોડેશ્વારોની ટુકડી જોવામાં આવતાં જ ઢોલ પીટીને તરત જ ગામને સાવધ કરી દેવામાં આવતું. આવી ખબર મળતાં જ લોકો પોતાનાં ઢોર, વાપરવા જેટલાં વાસણ, હળ વગેરે લઈને તાબડતોબ જીવ લઈને નાસી જતા. શક્ય હોય તો ઢોરને રક્ષણ થઈ શકે એવા કોઈ દુરના ગામડે પહોંચાડતા અને ભૂલેચૂકે લુટારાઓના હાથમાં ઢોર આવી જાય તો લુટારા ઢોરને કચ્છના રણમાં થઈને કચ્છ પ્રદેશમાં અથવા દૂરના ચોરવાડના પ્રદેશમાં વેચી આવતા. પેશ્વા ગાયકવાડ અને સોરઠના સૂબાની વાર્ષિક મુલ્કગીરીની વારંવારની ચડાઈઓને લીધે આ પ્રદેશ વિશેષ ઉજ્જડ અને પાંખી વસતિવાળો થઈ ગયો હતો. આ મુલ્કગીરીનાં લશ્કરોને જ્યારે બળતણની તંગી જણાય ત્યારે તેઓ ગામનાં ગામ ઉજ્જડ કરી દેતાં લશ્કરના ઘોડા અને લશ્કરના સરંજામનો બોજ ઉઠાવતાં પશુઓ ખેતરમાંનો ઊભો મોલ ભેળાવી દેતાં. હુમલાખોર લશ્કર ઘણું દૂર નીકળી ગયા પછી, જીવ બચાવવા નાસી ગયેલ લોકો, પોતાના ગામે પાછા ફરતા અને ફરીથી પાછા સ્થિર થવા પ્રયત્ન કરતા. આવી રીતે લુટારુઓ અને દુશ્મન લશ્કરોની તલવાર સદાય માંથે લટકતી હોય એમ ભયભીત દશામાં અસલામતી વચ્ચેથી પ્રજાને કષ્ટદાયક જિંદગી ગુજારવી પડતી હતી. આવા અણધારી આફતોના સમયમાં, પાટડી એની મજબૂત સંરક્ષણ વ્યવસ્થાને લીધે બીજાં ગામો કરતાં ઘણું વધારે સુરક્ષિત હતું.



# ૪ પાટડી : ઝાલાઓ પછી અને દેસાઈઓ પહેલાં (ઈ.સ.૧૫૩૭–૧૭૪૧)

ઝાલાઓની મુખ્ય શાખા પાટડીના ૨૫મા રાજવી ઝાલા માનસિંહજી, જેઓ હળવદથી રાજ્ય ચલાવતાં હતાં, તેમની પાસેથી ગુજરાતના સુલતાન બહાદુરશાહે ઈ.સ. ૧૫૩૭માં પાટડી, માંડલ અને વિરમગામનાં પરગણાં દંડ તરીકે ખાલસા કર્યાં અને માનસિંહજીને ફક્ત હળવદની જાગીર પાછી સોંપી. પાટડી પર ઈ.સ. ૧૦૯૦ થી ઈ.સ. ૧૫૩૭ સુધી લગભગ ૪૫૦ વર્ષ ઝાલાવંશનું શાસન રહ્યું. પાટડી પરથી ઈ.સ. ૧૫૩૭માં ઝાલાવંશની રાજસત્તા અસ્ત પામી અને ઈ.સ. ૧૭૪૧માં દેસાઈ વંશની રાજસત્તાનો ઉદય થયો. "કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ" જણાવે છે કે : "આ બંને વચ્ચેના ૨૦૦ વર્ષના સમયમાં પાટડી તથા માંડલ પર કઈ ચોક્કસ સત્તાનું આધિપત્ય હશે તે ઈતિહાસ પરથી સ્પષ્ટ થઈ શક્તું નથી, પરંતુ એમ માનવાને કારણ છે કે, ઝાલાઓનું આ તરફથી ખસવું થયું તે અરસામાં દેસાઈઓ વિરમગામ આવ્યા હતા. અને મેલવીલ સાહેબે દર્શાવ્યું છે તે પ્રમાણે દેસાઈઓએ વિરમગામને આબાદ કરી આ તરફ પોતાની સત્તા જમાવી હશે. તેથી આ બે કસ્બાઓ (પાટડી અને વિરમગામ) પણ તેમની સત્તામાં આવેલા હોવા જોઈએ. અલબત્ત, તે વખતની અનિયમિત રાજપદ્ધતિ પ્રમાણે અવારનવાર અમદાવાદના સૂબાઓનું પણ સર્વોપરિપણું થઈ ગયું હશે."

આ બસો વર્ષના સમયગાળામાં પાટડી પરગણા ઉપર "પ્રદેશ સત્તા" દેસાઈઓની હોય, કોઈ મુસ્લિમ થાણદારની હોય કે આજુબાજુના કોઈ મુસ્લિમ થાણદારનો તેના પર વહીવટ હોય અને "સાર્વભૌમ સત્તા" જે તે વખતના અમદાવાદના સુલતાનની, મોગલ બાદશાહના સૂબાની કે મરાઠા સરદારની હોય એ સંભવિત છે.

ઈ.સ. ૧૭૪૧માં દામાજીરાવ ગાયકવાડના સરદાર રંગોજીએ દેસાઈ ભાવસિંહજી પાસેથી વિરમગામ લઈ લીધું અને બદલામાં પાટડીનું પરગણું આપ્યું. તે સમયે ગાયકવાડ જોરમાં હતા અને એમનું ધાર્યું થતું. ઈ.સ. ૧૭૦૭માં મોગલ બાદશાહ ઔરંગઝેબના મરણ, પછી ગુજરાતમાં મોગલ સૂબાની સત્તા નબળી પડી હતી. વળી મોગલસૂબા અને મરાઠાઓ વચ્ચે સત્તાની ભારે સાઠમારી પણ ચાલતી હતી.

પાટડીના દરબારગઢની દીવાલ ઉપરના ઈ.સ. ૧૭૪૫ના શિલાલેખમાં પાટડીના તે વખતના રાજવી દેસાઈ ભાવસિંહજીનો તેમજ દિલ્હીના તેરમા મોગલ બાદશાહ મુહમ્મદશાહ (ઈસ.૧૭૧૯–૧૭૪૮)નો ઉલ્લેખ છે, એ ઉપરથી "પ્રદેશ સત્તા" દેસાઈ રાજવીની હોય અને "સાર્વભૌમ સત્તા" મોગલ બાદશાહની હોય એવું સંભવિત છે.

ઝાલા રાણા વાઘોજીના સમયના ચાર શિલાલેખો રામપુર (જિ.સુરેન્દ્રનગર)માંથી મળેલા છે. જે સંવત ૧૫૩૮ના માઘ સુદી ૧૩ શુક્રવાર (તા.૧-૨-૧૪૮૨)ના છે આ શિલાલેખોમાં "સાર્વભૌમ સત્તા" "પાતસા શ્રી મહમૂદ"ની અને "પ્રદેશ સત્તા" "રાણા શ્રી વાઘોજી"ની સૂચવાઈ છે.

આ બધા ઉપરથી એવું સંભવે છે કે, આ બસો વર્ષના ગાળામાં "સાર્વભૌમ સત્તા" અમદાવાદના સુલતાનોની કે ગુજરાતના મોગલ સૂબાઓની હોય અને "પ્રદેશ સત્તા" જે તે સાર્વભૌમ સત્તાના તાબામાં રહી રાજકારોબાર સંભાળતી હોય અને સાર્વભૌમ સત્તાને મુલકગીરી–ખંડણી અને નજરાણું ભરતી હોય એવી એ સમયની રાજકીય પરિસ્થિતિ હોવાનો સંભવ છે.

મજબૂત "સાર્વભૌમ સત્તા"ની ગેરહાજરીના કારણે આ સમયગાળો રાજકીય અસ્થિરતાનો હતો એવું માનવાને પૂરતું કારણ છે. આવા સમયમાં પાટડી જેવાં નાનાં નાનાં રાજ્યો પર રાજકીય અંધારપટ છવાઈ જવાનું સંભવિત છે. "બળિયાના બે ભાગ" જેવી સત્તા માટેની રાજ્યો રાજ્યો વચ્ચેની ખેંચા-ખેંચીમાં આવા નાના રાજ્યનું પ્રજાજીવન કેટલું બધું અસ્ત-વ્યસ્ત થઈ ગયું હશે ?

આવા અસ્થિરતાના સમયમાં, સરહદોની રખવાળી કરતા પાટડીને પણ કોઈ કોઈ વાર આંચકા લાગ્યા હશે. તેમ છતાં પાટડી આવી વિષમ પરિસ્થિતિમાં ય ટકી રહ્યું, કેમ કે રાજધાનીના નગર તરીકે સૈકાઓથી એનું મજબૂત ઘડતર થયું હતું. રાજકીય અસ્થિરતાના સમયે સ્વાતંત્ર્યના રક્ષણ માટે પાટડીની પ્રજાએ કેવી હિંમત, બહાદુરી, સહિષ્ણુતા અને કુનેહ દાખવ્યાં હશે ? સંકટ કાળમાંથી સાંગોપાંગ પાર ઉતરી જઈને, ઉજ્જવળ ભવિષ્યના નિર્માણ માટે ત્યારે કેવી પ્રબળ આશા પાટડીની પ્રજાએ સેવી હશે ?

આ વિપત્તિકાળના ઈતિહાસે પાટડીની પ્રજાના ઘડતરમાં કેવો મૂલ્યવાન ફાળો આપ્યો હશે !



# ૫ પેશ્વાઈના પતન અને અંગ્રેજીસત્તાના આરંભકાળે સામાજિક સ્થિતિ

પેશ્વાઈના પતન અને અંગ્રેજી સત્તાના આરંભ કાળે ગામડાઓ પર ચોર–પીંઢારા–લુટારુટોળીઓ ભારે ત્રાસ વર્તાવતી હતી. ચોર–લુટારાના આકસ્મિક ભયથી સુખી લોકો પણ સાંકડાં ઘરોમાં ખીચોખીચ વસ્તી વચ્ચે જ રહેતા. ઘર અંધારિયાં, બારી વગરનાં, સ્નાન–પેશાબની સગવડ વિનાનાં હતાં. પાકાં ચોકડી–પાણિયારાં પણ ભાગ્યે જ જોવા મળે. ઘરો મોટે ભાગે માટીનાં બનેલાં, એક માળિયાં હતાં. કોઈ શ્રીમંત હોય તે જ બે માળના ઘરમાં રહેતા.

લાજમર્યાદા એટલી બધી હતી કે, સ્ત્રીઓ માથે ઘૂમટો કાઢતી અને વડીલોની આમન્યા જાળવવા બળબળતા બપોરે પણ એમનાથી પગરખાં પહેરીને ગામ વચ્ચેથી પસાર થઈ શકાતું નહિં. છોકરીઓને માથે મોશલો ઓઢવો પડતો અને પુરુષોને માથે ફાળિયું વીંટવું પડતું. ઉઘાડું માથું અપશુકનિયાળ ગણાતું.

ત્યારે લૂગડાં જાડા વેજાનાં પહેરાતાં. છોકરા ધોતલી પહેરતા અને કન્યાઓ ઘાઘરી–કબજો પહેરતી. પુરુષો જાડુ ધોતિયું, વેજાનો કબજો, કોસવાળું કેડિયું ને માથે ફાળિયું. ફેંટો કે પાઘડી બાંધતા. મુસલમાનો પણ માથે ફાળિયું વીંટતા. શ્રીમંતો જ ખભે ખેસ નાંખતા. કપડાં હાથ સિલાઈનાં પહેરાતાં. સાડી ત્યારે બે પનિયા જ પહેરાતી. સ્ત્રીઓ દાગીનામાં ટુંપિયો, બલોયાં, કડાં, કડલાં, કાંબીઓ, ઠોળિયાં અને વેઢ પહેરતી.

જેમની પાસે વધારે પાલતુ પશુઓ હોય તેઓ ધનવાન ગણાતા. મુસાફરી પગે ચાલીને, ગાડે, ઘોડે કે ઊંટે ચઢીને થતી.

ખેતી અને વણાટકામ બે જ મુખ્ય ધંધા હતા. ઘણાં કુટુંબોમાં વણાટકામ માટેની સાળો હતી.

તે વખતે જાર–બાજરી આઠ–દસ આને, ઘઉં ચૌદ આને અને ચોખા બે રૂપિયે મણ હતા. રૂપિયાનું દસ શેર ઘી અને પચીસ શેર ગોળ મળતો. અનાજ ભરવા માટીની કોઠીઓ વપરાતી. થાળી વાડકા કાંસાના વપરાતા.

નાત–જાતના વાડા ખૂબ જ મજબૂત હતા. ગોળ બહાર કન્યા આપનારને ભારે દંડ થતો. પરજ્ઞાતિની કન્યા લાવનારને જ્ઞાતિબહાર મૂકવામાં આવતો. આભડછેટનાં મૂળ ખૂબ ઊંડા પેંસી ગયેલાં. ઊંચ વર્ણના લોકો જ ઘોડે બેસીને ગામ સોંસરા નીકળી શકતા. હલકા ગણાતા લોકોને વરઘોડો કાઢવાનો અધિકાર ન હતો.

લગ્ન પ્રસંગના તેમજ મરણ પાછળના નાતવરા પાછળ ઘણું બધું ખર્ચ થતું. મિષ્ટાનમાં શીરો અને સુખડી સામાન્ય હતાં. ઊંચી વર્ણના લોકોમાં ફેણી, સાટાં, ગુંદવડાં, બરફી, પેંડા, મોતિચુરના લાડવા, અને ચૂરમાના લાડુ વપરાતા. લગ્નની જાન ૮–૧૦ ટંક કે તેથી વધુ રોકવામાં આવતી.

ભજનમંડળીઓ તંબૂરા મંજીરાં, કાંસીઓ અને પખાજ સાથે મોડી રાત સુધી ભજનો લલકારતી માણભટ્ટો રામાયણ, મહાભારતની કથાઓ કરતા અને રામલીલા દ્વારા મનોરંજન થતું. લગ્ન પ્રસંગે શરણાઈ, ઢોલ કે નગારું વાગતાં.

પ્રકાશ માટે એરંડિયાનાં કોડિયાં પ્રગટાવતાં અને કોડિયું મૂકવા બારણે લાકડાની દીવી જડવામાં આવતી. શ્રીમંતો અબરખના ગોળાવાળાં ફાનસો વાપરતા ને તેમાં તેલ કે એરંડિયું પૂરતા.

કલારસિક ધનવાનો ઉત્તરંગ, સાખ, ટોડલા અને બારણે બારીક કોતરણીવાળી આકૃતિઓ કે પૂતળીઓ બેસાડતા. ચાકળા, ચંદરવા, તોરણ વગેરે ઘરને શોભા અને સાહ્યબી ગણાતાં.

બાજોઠ કે માંચી અતિથિનું આસન ગણાતાં. ઘરે ઘર પટારા રાખવાનો ચાલ હતો. ત્યારે ભણવા માટે કોઈ સ્કૂલ નહોતી. બાળકો પંડ્યાના ઘેર ભણવા જતાં. લખાણ કિત્તા વડે કાળી શાહીથી લખાતું ને ઉપર રેતી છાંટવામાં આવતી.

તે સમયે કેળવણી નહિવત હતી. વહેમો, જંતરમંતર અને અંધશ્રદ્ધા પાર વગરનાં હતાં. રવિવાર કે મંગળવારે લાકડાં–છાણાં કોઈ ખરીદતું નહિ. ભૂતપ્રેત–ડાકણ–શિકોતરું વગેરેનો ખૂબ જ ભય સેવાતો.

મહાજનની દુકાને ધર્માદાનો લાગો હિંદુ–મુસલમાન સૌ વેપારીઓ સમયસર ભરી જતા. સદાવ્રતનો ઘણો મોટો મહિમા હતો.

અંગ્રેજી રાજ્યની શરૂઆતમાં રૂપિયા જોખીને અપાતા. ગીનીનું પણ ચલણ હતું. પાઈ, અડધો પૈસો, ઢબુ અંગ્રેજી રાજ્યમાં વપરાતા થયા. તેના અગાઉના જમાનામાં કોડી–બદામો ચાલતી.

રેલગાડી શરૂ થઈ ત્યારે ચમત્કારી શક્તિ માની લોકો એંજિનને હાર પહેરાવતા ને શ્રીફળ વધેરતા.

હોટલમાં જવું હલકું કામ ગણાતું. લોકવર્ણમાં દારૂ ખૂબ પીવાતો અને જુગાર ખેલાતો. ત્યારે ડોશીમાનું વૈદું વધારે ચાલતું. ટપાલ ખેપિયા મારફતે અને લગ્ન પત્રિકા બ્રાહ્મણો દ્વારા પહોંચાડાતી.

તમાકુ પીવા માટે ચલમ, ચુંગી કે હોકો વપરાતાં. ડાયરામાં અફીણના કસુંબાનો રિવાજ હતો.

સ્ત્રીઓને ગરબા ગાવામાં તેમજ લગ્નગીતો ગાવામાં રસ પડતો. બાળકો ગેડીદડા, મોઈદંડા અને ભમરડા રમતાં તેમજ મોટેરાઓ ચોપાટ ખેલતા. વહેલી સવારે ઘરે ઘરે વલોણાના ધમકારથી ગુંજી ઊઠતાં હતાં અને પ્રભાતિયાં ગવાતાં.

અંગ્રેજી રાજ્ય બરાબર સ્થિર થયા પછી જ વ્યવસ્થિત શાળાઓ શરૂ થઈ. અંગ્રેજી કેળવણી આવતાં વિજ્ઞાનનો પ્રસાર વધવા માંડયો અને રાષ્ટ્રભાવના વિકસવા લાગી. અંગ્રેજી રહેણીકરણીનું અનુકરણ અમલદારો, રજવાડાંઓ અને શ્રીમંત લોકોમાં થવા લાગ્યું.



# ૬ પાટડીના દેસાઈઓના પૂર્વજોની લાંબી વિકટ યાત્રા

મહર્ષિ કશ્યપના વંશમાં થયેલા કૂર્મ ઋષિને દેસાઈ—પાટીદારો પોતાના આદિપુરુષ માને છે. કૂર્મ શબ્દનું અપભ્રંશ કણબી છે. કણબીઓ ક્ષત્રિયો હતા અને તેમણે સદીઓથી વીર યોદ્ધા તરીકે, પ્રસિદ્ધ રાજકુળોના સેનાપતિ તરીકે અને સ્વતંત્ર કે અર્ધસ્વતંત્ર રાજવી તરીકે ઉજ્જવળ કીર્તિ પ્રાપ્ત કરેલી છે.

પામીરના પ્રદેશમાંથી આવેલા આ કણબીઓનો પ્રથમ વાસ અફઘાનિસ્તાનમાં હતો અને ત્યાંથી તેઓ હિંદુકુશ પર્વત ઓળંગી ખૈબરઘાટને માર્ગે પંજાબમાં આવી વસ્યા. પંજાબ પર વારંવાર વિદેશી આક્રમણો થતાં તેથી ત્યાંથી કણબીઓ ખસીને મગધ પ્રાંતમાં આવીને વસ્યા.

**મહારાજ ચંદ્રગુપ્તના સેનાપતિ તરીકે :**

પ્રાચીન સમયમાં તેઓ પંજાબથી નીકળી મગધપ્રાંતના કુશાવતી (પટણા)માં આવી વસ્યા હતા અને ત્યાં મહારાજા ચંદ્રગુપ્તના સમયમાં તેમણે ભારે વીરતા દાખવેલી એવું અમરસિંહ નામના એક સેનાપતિની હકીકત પરથી જાણવા મળે છે. મહાપરાક્રમી પાટીદાર સેનાપતિ અમરસિંહે ઘણી લડાઈઓમાં વિજય મેળવ્યો હતો તેથી મહારાજાએ તેને એક જાગીર બક્ષિસ આપેલી, જયાં તેણે રાજ્ય સ્થાપેલું. મહારાજા ચંદ્રગુપ્તને પ્રસન્ન કરવા સાંચીના બુદ્ધ સ્તુપમાં તેણે પોતાની જાગીરમાંથી એક ગામ દાનમાં આપ્યું હતું. (બો.ગે.વો. ૧ ભા. ૧)

**કૃશાવતી (પટણા) પાસેની જાગીરમાં :**

(૧) અમરસિંહ (૨) વડવીર (૩) કરણપાલજી (૪) વીરધવલજી (૫) ગંભીરસિંહજી (૬) અચલસિંહજી (૭) કામકીર્ત (૮) પાટંબર (૯) દલજીત (૧૦) ચંદ્રસેન (૧૧) કીર્તિરાવ (૧૨) પૃથુરાજ (૧૩) દુર્લભરાજ (૧૪) અજાુજી (૧૫) ધૈર્યરાય. આટલા રાજવીઓ થયા.

ત્યાર પછી વીર દલભેદજી થયા. તેમણે પોતાની બહાદુરીથી માળવામાં માધાવતીની જાગીર મેળવી હતી તેમજ રાજબંધનગરના રાજવીને હરાવી કેદ પકડયા હતા. આ વિજયની ખુશાલીમાં તેમણે પંચાવન યજ્ઞ કર્યા હતા.

**માધાવતી (માળવા)ની જાગીરમાં :**

(૧૬) દલભેદજી (૧૭) રઘુજી (૧૮) વડવીર (૧૯) ચાંગડદે (૨૦) ડુંગરસિંહ (૨૧) માલજી (૨૨) પહેચાનજી (૨૩) સાયરજી (૨૪) સરજનજી (૨૫) સારંગજી (૨૬) મહિપજી (૨૭) માંડણજી (૨૮) સરતાનજી (૨૯) યશવીર (૩૦) નાગજી (૩૧) પરિબ્રહ્મજી (૩૨) પાંચોજી (૩૩) રાજાજી (૩૪) યોગરાજ (૩૫) યશપાલ (૩૬) હરપાલ (૩૭) મહિપાલ (૩૮) હરદાસ. એટલા રાજવીઓ થયા.

ત્યાર પછી વ્રજપાલજી થયા. તેમને મહેત દેશના રાજા ચંદ્રસેન સાથે લડાઈ થઈ. તેમાં વ્રજપાલજી હાર્યા તેથી તેઓ માધાવતી છોડી પોતાનો રસાલો અને માલમિલકત

લઈ તે આનર્ત પ્રદેશ - ગુજરાતમાં આવ્યા અને સિદ્ધપુરમાં તેમણે માતૃ શ્રાદ્ધ કર્યું. ત્યાં તેમને જુદા જુદા ગામોમાંથી આવેલા જ્ઞાતિભાઈઓ મળ્યા અને તેમના ખૂબ આગ્રહથી તેઓ ત્યાં જ રહી ગયા. શુભ મુહૂર્ત જોઈને સંવત ૨૧૨ ઈ.સ. ૧૫૬માં ઉમાપુર (ઊંઝા) ગામ વસાવ્યું અને ત્યાં રાજ્ય સ્થાપ્યું. તેઓ મહાદેવજીના પરમ ભક્ત હતા તેથી તેમણે પોતાનાં કુળદેવી તરીકે જગદંબા ઉમિયાજીની ઉમાપુર (ઊંઝા)માં સ્થાપના કરી.

**ગુજરાતમાં ઉમાપુર (ઊંઝા)ના રાજ્યમાં**

(૩૯) વ્રજપાલજી (૪૦) વડવીરજી (૪૧) નંદજી (૪૨) જીવરાજજી (૪૩) રઘુજી (૪૪) લખુજી (૪૫) યોગરાજ (૪૬) વડવીર (૪૭) હરિકર્ણજી. આટલા રાજાઓ થયા.

ત્યાર પછી વ્રજપાલજી (બીજા) થયા. એવામાં વનરાજ ચાવડાએ ઈ.સ. ૭૪૬માં અણહિલપુર પાટણ વસાવી આસપાસના મુલકમાં એક મજબૂત રાજસત્તા જમાવી. તેથી વ્રજપાલજી (બીજા)ને પોતાની સ્વતંત્રતા આ પ્રદેશમાં સચવાય તેમ નહિ લાગવાથી ઈ.સ.૭૪૬માં તેઓ ઊંઝા છોડી પોતાના રસાલા સાથે ઈડર નજીક આવ્યા અને ત્યાં પોતાના પરાક્રમથી કાવર નામે ગામ વસાવી શરૂઆતમાં બાવન હજાર વીઘા જમીનનો કસ્બો બાંધી રાજ્ય સ્થાપ્યું.

**ઈડર પાસેની કાવરની જાગીરમાં :**

(૪૮) વ્રજપાલજી(બીજા) (૪૯) સમધરજી (૫૦) સોઢાભાઈ (૫૧) ધર્મસિંહજી (૫૨) શામળદાસ (૫૩) દેશપાળજી (૫૪) જેતસિંહજી (૫૫) ઈશ્વરદાસ (૫૬) દીપસિંહજી (૫૭) ઉગ્રસિંહજી (૫૮) અર્જુનસિંહજી (૫૯) મહિપતજી. આટલા રાજાઓ થયા.

કાવરમાં વ્રજપાલજી (બીજા)એ કાવરની પૂર્વ દિશામાં શિવાલય, શ્રી ચામુંડાદેવીનું મંદિર, દરિયાસર તળાવ અને વાવ બંધાવેલાં તથા વટેમાર્ગુઓ માટે સદાવ્રત શરૂ કરેલું.

દેશપાળજીને રાજ્યની સરહદની બાબતમાં ઈડરના ભીલ રાજા શૂરા શામળિયા સાથે લડાઈ થતાં દેશપાળજી મરાયા. દેશપાળજીનાં રાણી આણંદબાઈ સતી થયાં અને તે સ્થળે તેમના પુત્ર જેતસિંહજીએ ભવ્ય શિવાલય બંધાવ્યું.

ઈડરના ભીલ રાજા શૂરા શામળિયાએ, પોતાના દીવાન નાગર બ્રાહ્મણની અનિચ્છા છતાં, તેની સ્વરૂપવાન કન્યા સાથે પરણવાનો હઠાગ્રહ કર્યો. દીવાને ભીલ રાજાના આ હઠાગ્રહની વાત જેતસિંહજીને કરી અને તેમની સહાયતા માંગી જેતસિંહજીએ નાગર દીવાનની કન્યાને બચાવવા સામેત્રાના ઠાકોર સોનરંગજીની મદદ મેળવી. જેવો આ ભીલ રાજાનો વરઘોડો આવ્યો કે જેતસિંહજી અને સોનરંગજ બંનેય ભીલ રાજા ઉપર તૂટી પડ્યા. ભીલ રાજા મરાયો. જેતસિંહજીએ ઈડરના રાજ્યમાંથી જનોડ, કાનપર, નરમાલી, માનપર, ઈલોડ વગેરે મોટાં ગામો પોતાની કાવરની જાગીર સાથે જોડી દીધાં અને પોતાનું રાજ્ય વિસ્તૃત કર્યું અને સોનરંગજીને બાકીનું ઈડરનું રાજ્ય સોંપ્યું.
(દેસાઈ પટેલના વહીવંચાના ચોપડા; 'રાસમાલા' ભા. ૧ પા. ૫૫૧)

મહિપતજી પછી અજમલજી થયા, જેમને ઈડરના દીવાન મુગટરામ નાગર સાથે પોતાની સ્વતંત્રતા વિષે ખટપટ થતાં તે ઈડર છોડી ચાંપાનેર ગયા.

**ચાંપાનેર પાસેની જાગીરમાં :**

(૬૦) અજમલજી (૬૧) સમધરજી (૬૨) દેવીસિંહજી (૬૩) જયમલજી (૬૪) મથુરદાસ (૬૫) અવિચલજી (૬૬) ગિરિધરજી (૬૭) તુલજાદાસ (૬૮) મંડલિકજી (૬૯) ભીમસિંહજી. આટલા રાજાઓ થયા.

અજમલજીને ઈડરના રાજાના દીવાન મુગટરામ નાગર સાથે પોતાની સ્વતંત્રતા વિષે ખટપટ થઈ અને છેવટે લડાઈ થતાં દીવાન મરાયો. તેથી ઈડરના રાજા સામે અણબનાવ થયો. એવામાં અજમલજી નર્મદાની યાત્રાએ જતાં ત્યાં રસ્તામાં ચાંપાનેરના રાજા રાઓળ ગંભીરસિંહજીનો મેળાપ થયો. અજમલજીએ ઈડરના રાજા સાથે પોતાને થયેલા અણબનાવની વાત ચાંપાનેરના રાજાને કરી. ચાંપાનેરના રાજાએ અજમલજીને ઈડર છોડી ચાંપાનેર આવવા કહ્યું તેમજ સારી જાગીર આપવા વચન આપ્યું. તેથી અજમલજી પોતાના રસાલા સાથે ચાંપાનેર આવ્યા, જ્યાં પૂરા માનમરતબા સાથે રાજાએ તેમને આવકાર્યા અને હરણીઉ, મેદાપર, વાસીઉ, વીટોદ, વાઘોસીઉ, ઉસેટીવાસેટી અને ગાંગડીઉ વગેરે મોટાં ગામોની જાગીર આપી અને ચાંપાનેર રાજ્યના સરદાર બનાવ્યા.

સમધરજીએ ચાંપાનેરની ઉત્તરે મોટું શિવાલય તથા હવાડા સાથે વાવ બંધાવી.

બાદરીઆ ભીલ નામના બહારવટિયાએ ચાંપાનેરના રાજ્ય સામે બળવો કરતાં મંડલિકજીએ તેને માર્યો. મંડલિકજીની બહાદુરીથી ખુશ થઈ ચાંપાનેરના રાજા પાલનસિંહે મંડલિકજીને અલીદરૂં, અજાડીઉં, કેવડાસણ અને ભદામ વગેરે ગામોની જાગીર બક્ષિસ આપી અને મંડલિકજીનો મોભો વધાર્યો. ઈ.સ. ૧૪૧૭, ૧૪૧૮ અને ૧૪૨૦માં ગુજરાતના સુલતાન અહમદશાહે ચાંપાનેર પર હુમલા કર્યા. [બોમ્બે ગે.વો. ૧ પા. ૨૩૭] પ્રથમ હુમલા વખતે મંડલિકજીએ હાલોલની સીમમાં અહમદશાહને હરાવ્યો. (ગુ. સર્વસંગ્રહ પા. ૩૦૪) અને છેલ્લા હુમલા વખતે મંડલિકજી પોતે ખપી ગયા.

(ગુ. પ્રાચીન ઈતિહાસ; બો.ગે. વો. ૧ પા. ૨૩૭)

મંડલિકજી પછી ચાંપાનેરની સરદારી તેમના પુત્ર ભીમસિંહજીના હાથમાં આવી, ત્યારે ચાંપાનેરના રાજા ગંગાદાસના પુત્ર જયસિંહજીએ ઈ.સ. ૧૪૩૧માં અહમદશાહ સામે બળવો કર્યો. (ગુ.પા.ઈ.) છેવટે ઈ.સ. ૧૪૫૦માં મહમદશાહ (બીજા)એ ગંગાદાસ પર સ્વારી કરી.

(ગુ. સર્વસંગ્રહ પા. ૩૦૫; ઓ.ગે.વો. ૧ પા. ૨૩૭)

ભીમસિંહજી દેવ થતાં વેરીસિંહજીના હાથમાં સરદારી આવી.

**વેરીસિંહજી**

વેરીસિંહજી દેસાઈ વંશનો એક મહાપ્રતાપી રાજવી હતો. તે એક મહાન શૂરવીર હતો એટલું જ નહિ પણ યુદ્ધની વ્યૂહરચના ગોઠવવામાં એ નિપુણ હતો. એના યુદ્ધકૌશલ્ય આગળ દુશ્મનની વિરાટ સેનાઓને પીછેહઠ કરવી પડતી. પતાઈ રાસોળના સૈન્યનો એ સેનાપતિ હતો એટલું જ નહિ પણ રાઓળના રાજ્યનો એ સર્વે સર્વા હતો. વેરીસિંહજીના ભરોસે એના ખોળામાં માથુ મૂકનારનું માથું સલામત રહેતું. રાજ્ય પ્રત્યેની વફાદારી અદા કરતાં એ પોતાનું સર્વસ્વ હોડમાં મૂકી દેતો. અશક્ય ગણાતા કામ માટે એ હિંમતથી બીડું ઝડપી લેતો અને આકાશ પાતાળ એક કરીને પણ એને સિદ્ધ કરીને જ એ જંપતો. વાઘના મોઢામાં માથું નાખવા જેટલી હિંમત દાખવીને એણે બાનમાં રાખેલી સ્ત્રીઓને મૂક્ત કરવાનો ક્ષત્રિયધર્મ બજાવીને ક્ષાત્રધર્મની ધજા ફરકાવી હતી. એ જેવો શૂરવીર હતો એવો જ મુત્સદ્દી પણ હતો. સમય પારખીને કળથી કામ લેવામાં એ નિપુણ હતો.

વેરીસિંહજી શૂરવીર અને મુત્સદ્દી હતો એવો જ એ ધાર્મિક અને લોકકલ્યાણનાં કાર્યો માટે ભારે ચાહના ધરાવનારો હતો. તેણે ચાંપાનેરમાં નિર્મલાનંદ મહાદેવ, વીરાસર તળાવ, હવાડા અને કૂવા બંધાવ્યા હતા.

(રાસમાલા ભા. ૧ પા. ૬૧૯ : વહીવંચાના ચોપડા)

માળવાની સરહદે આવેલ બારનોલીની જાગીરનો રાજા કીર્તિસિંહ સરહદ પર લૂટફાટ કરી નિર્દોષ પ્રજાને રંજાડતો હતો. તેને વેરીસિંહજીએ નમાવ્યો. હારેલા કીર્તિસિંહે ચાંપાનેરના પતાઈ રાઓળનાં રાણી હાડોતિજીને તેમના પિયર જતાં માર્ગમાં પકડીને બાનમાં રાખ્યાં. ''શઠ પ્રતિ શાઠયમ્'' એ ન્યાયે વેરીસિંહજીએ કીર્તિસિંહને પકડી લઈ બાનમાં રાખ્યો તેથી કીર્તિસિંહના માણસોએ રાણી હાડોતિજીને વિના યુધ્ધે સહિસલામત પાછાં મોકલી દીધાં.

સમૃધ્ધ શહેર ચાંપાનેર પર અમદાવાદના સુલતાનની કરડી નજર હતી. લાગ મળે તો ચાંપાનેર સર કરવાની સુલતાનને ભારે લાલસા હતી. વેરીસિંહજી સુલતાનની બાજી ઊંધી વાળવા સદાય જાગૃત રહેતો. ઈ.સ. ૧૪૭૪માં વેરીસિંહજીએ અમદાવાદના સુલતાન તરફથી ગુજરાતની સરહદે મૂકેલ થાણા પર એકાએક હુમલો કર્યો અને થાણદારને મારી, સુલતાનના કેટલાક હાથીઓ પકડી ચાંપાનેર મોકલી દીધા.

(બો.ગે.વો. ૧ પા. ૨૪૭)

ઈ.સ. ૧૪૮૨માં સુલતાન મહમદ બેગડાએ મહેમદાવાદથી એક મોટા સૈન્ય સાથે આવી ચાંપાનેર પર હુમલો કર્યો. સને ૧૪૮૩ની ૧૭મી માર્ચે તેનું સૈન્ય પાવાગઢની તળેટીમાં આવી પહોચ્યું. વીસ માસ સુધી લડાઈ ચાલી છતાં કોઈ હારજીત ન થઈ. તેથી બેગડાએ ચાંપાનેરના કિલ્લા પર જોરદાર આક્રમણ કર્યું. ત્યારે સેનાપતિ વેરીસિંહજીએ તોપદળ ઉપર જાતદેખરેખ રાખી રાતદિવસ ભયંકર તોપમારો ચાલુ રખાવ્યો. આખરે બેગડો કંટાળીને ઘેરો ઉઠાવી હાલોલના રસ્તે ચાલતો થયો. વેરીસિંહજીએ તેનો પીછો પકડ્યો અને હાલોલ પાસે બંને સેનાઓ વચ્ચે ભયંકર યુદ્ધ થયું. બંને પક્ષે ભારે ખૂવારી થઈ. વેરીસિંહજી પણ ઘવાયો. સુલતાનના ઘણા સરદારો મરાયા. બેગડો ખૂબ મૂંઝાયો અને પોતાની છાવણી બે મજલ પાછી ખસેડી લીધી. વેરીસિંહજી જેવા વીરને સામી

છાતીએ પહોંચી વળવું મુશ્કેલ થઈ પડતાં બેગડાએ વેરીસિંહજીને મોટી મોટી લાલચો આપવા માટે કહેણ મોકલ્યાં. પણ આ વફાદાર રણવીર સામે બેગડાની મેલી રમત કામિયાબ ન નિવડી. આખરે ઈ.સ. ૧૪૮૩ની ૨૮મી એપ્રિલે ફરીથી વિરાટ સેના લઈને બેગડો ચાંપાનેરના કિલ્લા પર ત્રાટક્યો. તેણે કિલ્લાને ઘેરી લીધો તેથી બહારથી આવતી ખાદ્યસામગ્રી અને દારૂગોળો અટકી ગયાં. કિલ્લામાંના ઘણાખરા અન્નભંડારો ખાલી થઈ ગયા. રાજા પતાઈ રાઓળનો સાળો સિયાજી બાકલીયો પોતાના કબજામાંના કોઠારમાંથી પોતાની ખાસ લશ્કરી ટુકડી સિવાયના બીજા સૈનિકોને અનાજ આપતો નહિ. વેરીસિંહજીએ બાકલીયા પાસેથી કોઠાર જપ્ત કરી તમામ સૈન્યને અન્ન આપ્યું. આથી માનભંગ થયેલો બાકલીયો વેરીસિંહજી પર ખૂબ ગુસ્સે થયો. છેવટે બાકલીયો નિમકહરામ થયો અને યુદ્ધની કટોકટી વખતે સુલતાનને તેણે છુપી રીતે મદદ કરી.

એક દિવસે વહેલી સવારે નિત્યનિયમ મુજબ વેરીસિંહજી નિર્મલાનંદ મહાદેવે દર્શન કરવા જતા હતા ત્યારે બાકલીયા તરફથી થયેલ ગુપ્ત બાતમીના આધારે સુલતાને મહાદેવના મંદિરને ઘેરી લીધું. તેથી મંદિરનો દરવાજો બંધ કરી દેવામાં આવ્યો પરંતુ બાકલીયાએ વિશ્વાસઘાત કરી મહાદેવના બંધ દરવાજાને અંદરથી ઉઘાડી નાંખ્યો. બાદશાહની ચુનંદી સેના મહાદેવમાં ઘૂસી ગઈ અને વેરીસિંહજીને પકડી લીધા.

(ઈ.સ.૧૪૮૪) – (બો.ગે.વો. ૧ પા. ૨૪૭)

વેરીસિંહજીને મહેમદાવાદ લાવી ચીનાખાના પાસે કેદ કર્યા. તે જ સમયે માતર પરગણાનો રજપૂત રાજા માતરિયો રાવ સુલતાનની સામે થતાં તેનું પરગણું ખાલસા કરી સુલતાને તેને પણ વેરીસિંહજીની સાથે કેદમાં રાખ્યો. આ માતરિયા રાવની બેન વિરમગામના ઝાલા સરદાર વિરમદેવ સાથે પરણી હતી. માતરિયાની બેન પોતાના પતિ વિરમદેવને, બેગડાની કેદમાંથી માતરિયાને છોડાવવા વારંવાર કહ્યા કરતી હતી. તેથી વિરમદેવે છૂપી બાતમીના આધારે સરખેજના રોજા પર ફૂલ ચડાવવા આવતી બેગડાની બેગમને બાનમાં પકડી લીધી અને તેને વિરમગામ લઈ ગયો.

બેગડાએ બેગમ પાછી સોંપી દેવા વિરમદેવને ખૂબ ધમકી આપી. તેના પ્રત્યુત્તરમાં વિરમદેવે કહેવડાવ્યું : ''બેગમ મારાં બેન છે. અહીં તે ખૂબ સલામત છે. પણ તમારે જો બેગમનાં દર્શન કરવાં હોય તો મારા સાળા માતરિયા રાવને કેદમાંથી મુક્ત કરો અને તેને તેનું રાજ્ય પાછું સોંપી દો.''

આવું સાંભળી બેગડો ખૂબ ક્રોધાયમાન થયો. બેગમને છોડાવવા તેણે લશ્કર મોકલ્યું પણ તેમાં કાંઈ ફાવટ ન મળી. વિરમદેવે સખત સામનો કરતાં બેગડાનું લશ્કર પાછું વળ્યું. ઝાલા વિરમદેવ મહાબળવાન હતો. એની સાથે કામ લેવું એટલે વાઘના મોઢામાં માથું નાખવા જેટલું જોખમ વહોરવા જેવું હતું.

બેગડાએ માતરિયાને કેદમાંથી છોડ્યો તો ખરો, પણ વટલાવીને. આ જાણી વિરમદેવ ઘણો ગુસ્સો થયો. બેગડા અને વિરમદેવ વચ્ચે કડવાશ ખૂબ વધી પડી અને બંને પક્ષે ક્રોધના તણખા ઝરવા લાગ્યા.

બેગડાએ છેવટે બેગમની મુક્તિ માટે પોતાના વજીરની સલાહ લીધી. વજીરે બેગડાને કહ્યું કે. ''જહાંપનાહ, ચાંપાનેરના બહાદુર સેનાપતિ વેરીસિંહજીને આ કામ સોંપો. મને ઈતબાર છે કે, એ જ આ કામ પાર પાડશે.''

બેગડાએ સત્વરે વેરીસિંહજીની લોખંડી બેડીઓ દૂર કરાવી અને એના હાથમાં સુવર્ણનાં કડાં પહેરાવ્યાં, પોષાક આપ્યો અને સેના સાથે બેગમને છોડાવવા વિરમગામ મોકલ્યો. વેરીસિંહજી સેના સાથે સીધો વિરમગામ ન જતાં ચૂંવાળમાં સીતાપુર ગામે ગયો. થોડાક ચુનંદા સૈનિકોને સાદા વેશે છૂપી રીતે વિરમગામના કિલ્લામાં ઘૂસી જવા રવાના કરી દીધા અને પાછળથી વેરીસિંહ પોતાના લશ્કર સાથે વિરમગામ ગયો. બેગમ પાછી સોંપી દેવા ઝાલા વિરમદેવને કહેણ મોકલાવ્યું. વિરમદેવે આ કહેણને ઠુકરાવ્યું. તેથી વેરીસિંહજીએ વિરમગામ પર હુમલો કર્યો. કિલ્લામાં અગાઉથી છુપા વેશે પ્રવેશી ચૂકેલ વેરીસિંહજીના સૈનિકોએ દરવાજો ખોલી નાંખ્યો. વેરીસિંહજી લશ્કર સાથે કિલ્લામાં પ્રવેશ્યો અને વિરમદેવ સાથે થયેલ ભયંકર યુદ્ધમાં વિરમદેવ વેરીસિંહજીના હાથે મરાયો.

વેરીસિંહજીએ બેગમને પાલખીમાં બેસાડી મહેમદાવાદ લાવી સહિસલામત બેગડાને સોંપી દીધી. સુલતાને મહેમદાવાદમાં દરબાર ભરી વેરીસિંહજીનું બહુમાન કર્યું અને બેગમની ઈચ્છાનુસાર વિરમગામ પરગણાની જાગીર વેરીસિંહજીને સ્વતંત્ર રીતે બક્ષિસ આપી.

આમ અનેક કસોટીઓમાંથી પાર ઉતરી જઈને, મહાપરાક્રમી વેરીસિંહજીએ વિરમગામમાં દેસાઈ વંશની ગાદી સ્થાપી.



# ૭ દેસાઈઓની વિરમગામ પરગણાની જાગીર

પંદરમાં સૈકાની આખરે અને સોળમા સૈકાની શરૂઆતમાં પાટડી, વિરમગામ અને માંડલ વગેરે ઝાલાઓના તાબામાં હતાં. તે વખતે વિરમગામ વિરમદેવ નામના બહાદુર ઝાલા સરદારના તાબામાં હતું. ('ઝાલાઓનો ઈતિહાસ')

ઝાલા વિરમદેવે ગુજરાતના સુલતાન મહંમદ બેગડા સામે બાથ ભીડી તેથી તેના પર દેસાઈ વેરીસિંહજીજીએ સુલતાન તરફથી સવારી કરી તેને હરાવ્યો અને વિરમગામ કબજે લીધું. આ સમયથી ઝાલાઓ કાઠિયાવાડ તરફ ખસ્યા અને મહંમદ બેગડાએ વેરીસિંહજી પર પ્રસન્ન થઈ તેને વિરમગામ પરગણાની જાગીર સ્વતંત્ર રીતે બાક્ષિસ આપી.

ગુજરાતના સ્વતંત્ર સુલતાનોના સમયમાં વહીવટી દ્રષ્ટિએ કાઠિયાવાડના બે વિભાગ હતા – સોરઠ અને ઝાલાવાડ. બંને વિભાગ પર ડેપ્યુટી સુબેદારો નીમાતા. સોરઠના સૂબાનું મથક જુનાગઢ હતું અને ઝાલાવાડના સૂબાનું મથક વિરમગામ હતું.

**વિરમગામ પરગણાની જાગીર :**

(૭૦) વેરીસિંહજી (૭૧) કિશોરદાસ (૭૨) રામજી (૭૩) ગંગાદાસ (૭૪) કરમણદાસ (૭૫) મુલ્કદાસ (૭૬) સિયોજી (૭૭) રણમલજી (૭૮) નાથાભાઈ (૭૯) વેણીદાસ (૮૦) મકનજી (૮૧) મહોતજી (૮૨) ત્રિકમજી (૮૩) ભાણજીભાઈ (૮૪) ઉદયકર્ણજી. આટલા રાજવીઓ થયા.

કિશોરદાસના વખતમાં તેમનાં ભાયાત પ્રહ્‌લાદજીએ જુનાગઢના વહીવટદાર કાસમઅલીને સૌરાષ્ટ્ર પ્રદેશની બંધ થઈ ગયેલી જોરતલબી ઉઘરાવી આપી અને તેના બદલામાં બાર ગામનું સુપેડી પરગણું ઈનામમાં મેળવ્યું અને ત્યાં દેસાઈગીરીનો હક્ક પ્રાપ્ત કર્યો. કિશોરદાસના ફટાયા કુંવરો ભારોજી અને ભાથીજી ઈંદોર રાજ્યમાં ગયા અને ત્યાં દેસાઈગીરીનો હક્ક પ્રાપ્ત કર્યો.

કિશોરદાસ પછી કેટલીક પેઢીએ નાથાભાઈ ગાદીએ આવ્યા અને નાથાભાઈ પછી તેમના પુત્ર વેણીદાસ ગાદી પર આવ્યા. તે પહેલાં જ ગુજરાતના સુલતાનોની સત્તાનો અંત આવ્યો હતો અને ગુજરાત મોગલોના તાબામાં આવ્યું હતું. મોગલ સૂબાઓ ગુજરાતનો કારોબાર ચલાવતા હતા. ઈ.સ. ૧૬૧૭માં બાદશાહ જહાંગીર ગુજરાતમાં આવ્યો હતો પણ તેને ગુજરાતની હવા અનુકૂળ નહિ આવતાં પોતાના વતી શાહજહાનને સૂબો નીમ્યો. (ઈ.સ.૧૬૧૮) શાહજહાનના વજીર બાકરઅલીખાનથી કાઠિયાવાડની ખંડણી વસૂલ ન થઈ શકી તેથી દેસાઈ વેણીદાસને કાઠિયાવાડની ખંડણીની વસૂલાત કરવાની સત્તા બાદશાહ જહાંગીરે આપી. કુલ વસૂલ પર સાડાસાત ટકાનું વેતન બાંધી આપી **વેણીદાસને દેસાઈશ્રીનો હોદ્દો** આપ્યો તથા ધંધૂકા, રાણપુર અને આસપાસના મુલકમાંથી ટોલ તથા રાહદારી જકાત લેવાની સત્તા આપી. (ભારત રાજ્ય મંડળ) અગાઉના સમયમાં વાણિયા અને નાગરબ્રાહ્મણ દેસાઈગીરી કરતા પણ તેઓ વસૂલાતનું કામ બરાબર ન કરી શક્યા તેમજ સૂબાઓનો રાજયઅમલ બરાબર જામ્યો ન હતો તેથી ધંધૂકા, ચૂંવાળ અને કાઠિયાવાડ વગેરે વિભાગોમાં મહેવાસી લોકોનું તોફાન બહુ જામ્યું હતું. તેઓ લૂંટ કરતા અને લોકો ઉપર, ભારે જુલમ કરતા. ગુજરાતના સૂબાની સૂચનાથી દેસાઈ વેણીદાસે આ લુટારાઓને હરાવી વશ કર્યા.

વેણીદાસના સ્વર્ગવાસ પછી મકનજી ગાદીએ આવ્યા. તેમણે પોતાના કાકા શાણાજીના પુત્ર મેગળજીને દેસાઈ દસ્તુરીમાં ભાગ આપવા ના કહેતાં મેગળજીના પુત્રો ગણેશજી અને ભીમજી દિલ્હીના જહાંગીર બાદશાહ પાસે ફરિયાદ કરવા પહોંચી ગયા. તેથી જહાંગીરે તેમને નવી સનંદ કરી આપી. આ ગણેશજી અને ભીમજીના વંશજોને પેશ્વા, ગાયકવાડ વગેરે સત્તાઓ તરફથી જુદાજુદા વખતે નવ સનંદો મળી હતી. તેઓ મારફતિયા દેસાઈ કહેવાતા હતા.

મકનજી પછી મહોતજી અને મહોતજી પછી દેસાઈ ત્રિકમજી ગાદીએ આવ્યા. ત્યારે દિલ્હીની ગાદી પર શાહજહાન બાદશાહ હતો અને શાહજાદો ઔરંગઝેબ ગુજરાતનો સૂબો હતો. ઔરંગઝેબે દેસાઈ ત્રિકમજી તથા નાગર રૂપજીને વિરમગામની સંયુક્ત દેસાઈગીરીની સનંદ આપી હતી, જે મેલવીલ સાહેબને બતાવવામાં આવી હતી તેમ તેમના ગવર્નમેન્ટ રીપોર્ટ પરથી જણાય છે. તે સનંદની રાહે તેમની દેસાઈગીરી નીચે આખું ઝાલાવાડ આવી જાય છે, પણ ચૂંવાળ તેથી જુદું રહી જાય છે.

ત્રિકમજી પછી ભાણજીભાઈ ગાદી પર આવ્યા. તેઓ ત્રણવાર દિલ્હીના બાદશાહ શાહજહાન પાસે સલામીએ જઈ આવ્યા હતા. બાદશાહે તેમને પોષાક આપ્યો હતો. ત્યારે ગુજરાતનો સૂબો ઔરંગઝેબ હતો. ઈ.સ. ૧૬૪૪ (બો.ગે.વો. ૧ પા. ૨૮૧)

પછી, ઔરંગઝેબ દક્ષિણમાં સૂબા તરીકે ગયો અને તેની જગ્યાએ તેનો મામો શાહિસ્તખાન ગુજરાતનો સૂબો થયો. તેના વખતમાં ચૂંવાળ અને ધંધૂકાના મહેવાસીઓએ લૂંટ ચલાવી. દેશને પાયમાલ કરવા માંડ્યો, ત્યારે હુલ્લડ દબાવી દેવામાં દેસાઈ ભાણજીભાઈએ ભારે શૌર્ય દાખવી સૂબાને શાંતિ સ્થાપવામાં ઘણી મદદ કરી. (ઈ.સ. ૧૬૪૮–૧૬૫૩). પછી, સૂબા તરીકે શાહિસ્તખાનની જગ્યાએ મુરાદ આવ્યો. શાહજહાન બિમાર પડ્યો ત્યારે તેના ચારેય શાહજાદા ગાદી માટે લડવા લાગ્યા. શાહજાદા મુરાદે પણ દિલ્હીની સત્તા મેળવવા ગુજરાતમાંથી સૈન્ય લઈ દિલ્હી પર ચડાઈ કરી હતી. આથી તેને લશ્કરના ખર્ચ માટે રૂપિયા પાંચ લાખનું દેવું થઈ ગયેલું, તેમાં દેસાઈ ભાણજીભાઈ પાસેથી ત્રીસ હજાર રૂપિયાનું નજરાણું મીઠાના અગરની ઉપજમાંથી વસૂલ કર્યું હતું. (ઈ.સ.૧૬૫૭) (ગુ.સ.સં. પા. ૩૨૫; બો.ગે.વો. ૧ પા. ૨૮૨)

થોડા સમય પછી દિલ્હીની ગાદીએ ઔરંગઝેબ આવ્યો ત્યારે અહમદપુર (દસાડા) પરગણું ત્યાં આલા દાદુ નામના બહારવટિયાએ ઉજ્જડ કરી નાખ્યું હતું, તેથી તેના પર ચઢાઈ કરી દેસાઈ ભાણજીભાઈએ તેને હરાવ્યો અને એ ઉજ્જડ પરગણું પુનઃ આબાદ કર્યું. આથી ઔરંગઝેબ બાદશાહે ખુશ થઈ દેસાઈ ભાણજીભાઈને દેસાઈગીરીના ગરાસ ઉપરાંત દસાડા પરગણાનાં સાવડા, ગોરીઆવડ. બ્રાહ્મણવા, નવરંગપુરા અને જરવલા એ પાંચ ગામો ઈ.સ.૧૬૯૦માં બક્ષિસ આપ્યાં હતાં. ('દરબારી ઈતિહાસ') ત્યાર પછી કેટલાક સમય પછી ભાણજીભાઈ સ્વર્ગવાસી થયા.

પછી દેસાઈ ઉદયકર્ણજી ગાદી પર આવ્યા. તેમણે ઈ.સ. ૧૭૨૫ (સંવત૧૭૮૧ના વૈશાખ સુદ પાંચમને સોમવારના દિવસે વિરમગામ ફરતો પાકો કિલ્લો બંધાવ્યો અને અત્યારે પરકોટો કહેવાય છે તે ભાગમાં પોતાની જુદી કિલ્લાબંધ રાજગઢી બંધાવી. ઈ.સ.૧૭૨૯માં પેશ્વાના સેનાપતિ ચીમનાજી આપા તથા કંથાજી કદમ બંનેએ એંસી હજારની ફોજ લઈ ધોળકા કબજે કર્યું અને ત્યાંથી વિરમગામ આવી વિરમગામના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ઉદયકર્ણજીએ એક પખવાડિયા સુધી મરાઠાના આ હુમલાનો સખત સામનો કરી પાછો મારી હઠાવ્યો. પરંતુ ગામના શેઠ–શાહુકારોએ મરાઠાના હાથે લુંટાઈ જવાના ભયથી સાડાત્રણ લાખ રૂપિયા એકઠા કરી મરાઠાને આપી પાછા વાળ્યા. (બો.ગે.વો. ૧ પા. ૩૦૫) દેસાઈ ઉદયકર્ણજીને વિરમગામના કસબાતીઓ સાથે છુપું વેર ચાલતું હતું, છતાં પણ તેમણે કસબાતીઓના આગેવાન દોલુ ટાંકના ભાઈ અલી ટાંકને પોતાનો ખાસ હજુરી બનાવ્યો હતો અને તેને હાંસલ ગામ ઈનામમાં આપ્યું હતું. તેણે કસબાતીઓની ખોટી ચઢવણીથી વિશ્વાસઘાત કરી પોતાના માલિક ઉદયકર્ણજીનું દગો કરી ઈ.સ.૧૭૩૦માં ખૂન કર્યું.

ઈ.સ. ૧૭૩૦માં ઉદયકર્ણજીના પુત્ર ભાવસિંહજી ગાદીએ આવ્યા. જ્યારે પિતાનું ખૂન થયું ત્યારે ભાવસિંહજી ધંધૂકા પરગણાના મહેવાસીઓએ મચાવેલા હુલ્લડના બંદોબસ્તમાં ગયા હતા. ત્યાંથી તે તાબડતોબ વિરમગામ આવ્યા. હળવદવાળા રાસાજીના નાના નાના ઠાકોરો પોતાના રસાલા લઈ દેસાઈની મદદે વિરમગામ આવી પહોંચ્યા. પણ અલી ટાંક નાસીને અમદાવાદ જતો રહ્યો. ત્યાંથી તે અમદાવાદના સૂબા શેરબુલંદખાનને સૈન્ય સાથે તેડી લાવ્યો. બંને પક્ષ વચ્ચે ખૂનખાર લડાઈ ચાલી. દેસાઈ તરફી સલાબતખાનને કસબાતીઓએ ઝેર દેવડાવ્યું એટલે તેનું સૈન્ય દેસાઈઓને છોડી ભાગવા માંડ્યું. આ તકનો લાભ થઈ કસબાતીઓએ શેરબુલંદખાનની સરદારી નીચે દેસાઈઓ પર જોરદાર હુમલો કર્યો દેસાઈ ભાવસિંહજી અને તેમના કાકા ભૂખણદાસ તથા પટાવત શંભુ વહોરા લડતાં લડતાં કેદ પકડાયા. શેરબુલંદખાને પોતાના પુત્ર બાબી કમાલુદ્દીનને વિરમગામની સરદારી આપી. શેરબુલંદખાન ભાવસિંહજી વગેરે કેદીઓને લઈ અમદાવાદ જતો હતો ત્યાં રસ્તામાં જ દેસાઈ પીતાંબરે ભંકોડાના ઠાકોર કાનાજી અને ચૂંવાળીયાઓની મદદ લઈ શેરબુલંદખાનના સૈન્ય પર રાત્રે અણધાર્યો હુમલો કર્યો અને ભાવસિંહજી વગેરેને છોડાવ્યા. (બો.ગે.વો.ક્ષ.પા.૩૧૪) ત્યાર પછી ભાવસિંહજીએ ચુંવાળીયાઓના સૈન્યના ટેકાથી વિરમગામ પર હુમલો કરી કમાલુદ્દીનને હરાવ્યો અને વિરમગામ કબજે કર્યું.

દિલ્હીના પાદશાહ તરફથી જોધપુરના રાજાને ગુજરાતની સૂબાગીરી પર નીમવામાં આવ્યા. તેણે પોતાની વતી ગુલાબચંદ નામના પોતાના સરદારને વહીવટ કરવા અમદાવાદ મોકલ્યો. અલી ટાંકે ખટપટ કરી ગુલાબચંદ પાસેથી લશ્કર લીધું અને વિરમગામ પર ચઢાઈ કરી દેસાઈને હરાવ્યા ને વિરમગામ કબજે કર્યું. તેથી દેસાઈ ભાવસિંહજી ધોળકા ગયા અને દામાજી ગાયકવાડ સાથે સંધિ કરી મરાઠી સૈન્ય સાથે વિરમગામ આવ્યા. (ઈ.સ.૧૭૩૪). માનસરોવર તરફથી ભાવસિંહજીએ પોતાની રાજગઢીના કિલ્લાની દિવાલ તોડી મરાઠા લશ્કરને અંદર ઘાલ્યું. (બો.ગે.વો. ૧ પા. ૩૧૭). લડાઈ થતાં દોલુ ટાંક મરાયો અને અલી ટાંક નાસી ગયો. દામાજીનો સરદાર રંગોજી લશ્કર લઈને અલી ટાંકની પાછળ પડ્યો. છનીયારના ઠાકોરે તેને છૂપાવેલો તેથી છનીયારનો તેણે નાશ કર્યો. અલી ટાંક ત્યાંથી અમદાવાદ નાસી ગયો.

આ સમયે ગુજરાતના સૂબા જોધપુરના રાજા અભયસિંહ તરફથી રત્નસિંહ ભંડારી નાયબ સૂબો નિમાયો હતો. રત્નસિંહ ભંડારીને ભાવસિંહજી સાથે વેર હતું તેથી અલી ટાંક તેને મળ્યો. આથી રત્નસિંહ ભંડારીએ પોતાની વતી બાબી જવાંમર્દખાન નામના સરદારને અલી ટાંક સાથે લશ્કર આપી મોકલ્યો. ઈ.સ. ૧૭૩૫માં વિરમગામ આગળ દેસાઈ અને જવાંમર્દખાનના લશ્કરો વચ્ચે લડાઈ થઈ તેમાં દેસાઈ ભાવસિંહજી વગેરે ફરીથી કેદ પકડાયા. આ કેદીઓને લઈ જવાંમર્દખાન અમદાવાદ જતો હતો, ત્યારે દેસાઈના પટાવતોએ ચૂંવાળીયાઓનું સૈન્ય લઈ સાણંદ મુકામે રાત્રે હલ્લો કરી દેસાઈ ભાવસિંહજી વગેરેને છોડાવ્યા. જવાંમર્દખાન નામની જ જીત મેળવી અમદાવાદ પાછો ગયો. તેથી રત્નસિંહ ભંડારી જાતે મોટું લશ્કર લઈ વિરમગામ પર ચઢી આવ્યો. ખંભાતના સૂબા મોમીનખાનને પણ લશ્કર લઈ મદદે આવવા ભંડારીએ જણાવેલું છતાં તે આવેલો નહિ. ભંડારીએ વિરમગામના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. બરાબર એ જ સમયે દામાજીરાવ લશ્કર લઈ ભાવસિંહજીની મદદે આવી પહોંચ્યો. બહારથી મરાઠા અને અંદરથી દેસાઈઓના એમ બેવડા મારાથી ભંડારીનું સૈન્ય ખાખાવીખ થઈ ગયું અને ભંડારી હારીને પાછો અમદાવાદ જતો રહ્યો.

પેશ્વાની વતી મહેસુલ ઉઘરાવવા આવેલા સૂબા માધવ પંડિતના લશ્કર પર દામજીરાવ તથા દેસાઈના સંયુક્ત સૈન્યે હુમલો કર્યો ને તેને હરાવી પાછો કાઢી પોતે જ કાઠિયાવાડની ખંડણી વસૂલ કરી.

દેસાઈના સરદાર હરખજી તથા મરાઠા સૈન્ય ઈ.સ. ૧૭૩૯માં ભેમદાદના ખાચર મહેરામણજી પાસેથી ખંડણી વસુલ કરી અને ભેમદાદ લૂટ્યું; પડધરી અને લોલાડુના મહેવાસીઓએ નવાનગરના જામને ગાદી પરથી ઉઠાડી મૂકેલો તેથી મહેવાસીઓને હરાવી જામને પુનઃ ગાદીએ બેસાડી તેની પાસેથી ખંડણી વસૂલ કરી; સાયલાના ઠાકોરો પાસેથી સલામી લીધી ને ગામ લૂંટ્યું. આ રીતે કાઠિયાવાડમાંથી ખંડણી ઉઘરાવી આપવા દામાજીરાવ ગાયકવાડ સાથે દેસાઈ ભાવસિંહજી અને તેમના સરદાર મદદમાં રહ્યા ને દામાજીરાવને ખંડણી ઉઘરાવી આપી. ઈ.સ. ૧૭૪૦માં ૧૧,૦૦૦ની ફોજ લઈ આખા ગુજરાતમાં દામાજીરાવ સાથે ફરી દેસાઈએ સલામી વસૂલ કરી આપી.

દેસાઈને દામાજીરાવ ગાયકવાડ સાથે ઘણો સારો નાતો હોવા છતાં કિલ્લાથી રક્ષાયેલા વ્યૂહાત્મક મથક વિરમગામ પર હવે દામાજીરાવની નજર બગડી હતી. એક વખત દામાજીરાવનો સરદાર રંગોજી વિરમગામ આવ્યો અને દેસાઈની રાજગઢીમાં તેણે પડાવ નાંખ્યો. થોડીવારમાં દેસાઈને તેની બદદાનતની ગંધ આવી ગઈ. દેસાઈએ આરબ—મકરાણી સિપાઈઓના ટેકાથી મરાઠા પર હુમલો કરી તેમને કાઢી મૂક્યા અને વિરમગામ પર મજબૂત કબજો જમાવી દીધો. (ઈ.સ. ૧૭૪૦) (બો.ગે.વો. ૪ પા. ૩૪૭) તેથી રંગોજી અને અમદાવાદના સૂબા મોમીનખાન બંનેએ એક સાથે વિરમગામને ઘેરો ઘાલ્યો. મોમીનખાન અંદરખાનેથી મરાઠા ખોખરા થાય એવું ઈચ્છતો હતો. એવામાં દેસાઈ પરની આફત ટાળવા માટે દેસાઈના મળતિયા ચૂંવાળના ઠાકોરોએ કડી પરગણા પર લૂંટ ચલાવી. એ જાણીને મોમીનખાન કડી પરગણા તરફ પોતાના લશ્કર સાથે ઉપડી ગયો. હવે ગાયકવાડી સેનાપતિ રંગોજીએ એકલે હાથે ઘેરો ટકાવી રાખ્યો. દેસાઈઓનાં સાધન સરંજામ ખૂટી પડવા આવ્યાં હતાં અને રંગોજી પણ મોમીનખાન જતાં એકલો પડી ગયો હતો. એવામાં રંગોજીએ સુલેહ માટે કહેણ મોકલ્યું, જેને દેસાઈએ

સમયસૂચકતા વાપરીને વધાવી લીધું. બંને વચ્ચે સંધિ થતાં એવું નક્કી થયું કે, પાટડી પરગણાનાં ૨૦ ગામ. મીઠાનો અગર ઝાલાવાડની રેવન્યુ પર સાડાસાત ટકા દેસાઈદસ્તુરી, રાહદારી, માંડવીની જકાત દેસાઈ ભાવસિંહજીને મળે અને તેના બદલામાં વિરમગામનો કિલ્લો મરાઠા સેનાપતિ રંગોજીને હવાલે કરવો.

દેસાઈ ભાવસિંહજીએ ઈ.સ. ૧૭૪૧માં (સંવત ૧૭૯૭ના ચૈત્ર સુદ ૨ ને શનિવાર) વિરમગામ છોડી પાટડી તરફ પ્રયાણ કર્યું. (બો.ગે.વો. ૧ પા. ૩૨૩). આ વખતે વિરમગામના માનસરોવર તળાવ પર વિષ્ણુદત્ત નામના સિદ્ધ–પુરુષ રહેતા હતા, તેમના આશીર્વાદ લેવા ભાવસિંહજી ગયા. ગુરુ વિષ્ણુદત્તે ભાવસિંહજીને સ્મરણચિહ્ન તરીકે ભભૂતનો ગોળો, ચીપિયો અને ધોકો આપ્યાં અને ભાવભર્યા આશીર્વાદ આપ્યા. ગુરુ વિષ્ણુદત્તે આપેલ વસ્તુઓને પાટડીના રાજવીઓ રાજચિહ્ન તરીકે સન્માનપૂર્વક સાચવી રાખે છે અને તેનું પૂજન કરે છે. ભભૂતનો ગોળો ધર્મમય જીવનનું પ્રતીક છે. ચીપિયો એ ચાણક્યબુદ્ધિનું પ્રતીક છે. (જેમ ચીપીયો અંગારાને સરળતાથી પકડવાનું સાધન છે, તેમ ચાણક્યબુદ્ધિથી ભયંકર આફતને સરળતાથી કાબૂમાં લઈ શકાય છે.) ધોકો એ દંડશક્તિનું પ્રતીક છે. (આક્રમણનો સામનો શસ્ત્રો ધારણ કરી બહાદુરીપૂર્વક કરવો જોઈએ.)

દેસાઈ ભાવસિંહજીએ દામાજીરાવ ગાયકવાડના સેનાપતિ રંગોજી સાથેના કોલકરાર મુજબ પાટડી વગેરે જે ૨૦ ગામો તેમને મળ્યાં હતાં તેમાં માંડલ પણ હતું અને તે ભાવસિંહજીએ પોતાના ભાઈ વેણીદાસને જીવાઈમાં આપ્યું હતું. ('કણબી ક્ષત્રિય ઉત્પતિ અને ઈતિહાસ').

ગાયકવાડ અને પેશ્વા વચ્ચે ગુજરાતના મુલકની વહેંચણી થતાં ઝાલાવાડ પેશ્વાના ભાગમાં આવ્યું તેથી તેમણે વિરમગામનો જુદો તાલુકો બનાવ્યો. પાટડી ગયા પછી, દેસાઈ ભાવસિંહજીના કાકા ભૂખણદાસને પેશ્વાના સૂબા સાથે સારો સંબંધ હોવાથી તેમણે પાટડીની જુની સનંદ રદ કરાવી અને નવી સનંદ કરાવી, જેના આધારે દેસાઈ વંશની મુખ્ય શાખા પાટડીની ગણાય અને પાટડીના રાજવી દેસાઈ ભાવસિંહજીના વંશજોને ૧૧ ગામો અને મીઠાના અગરની ઉપજનો ૩/૪ ભાગ મળે; જ્યારે દેસાઈઓની પેટા શાખાના દેસાઈ ભૂખણદાસના વંશજોને બે ગામો (ધોડા અને થુલેટા) મળે તથા તેમના હાથ નીચેના મજમુદારને એક ગામ (ઝીજરા) મળે. (બો.ગે.વો ૪ પા. ૩૪૭) – (મેલવીલ્સ સીલેક્શન નં. ૧૦ પા. ૫૯) આ નવી સનંદના આધારે દેસાઈ ભૂખણદાસ અને તેમના વંશજો વિરમગામમાં આવી હવેલી બંધાવીને રહ્યા અને સ્વતંત્ર રીતે પોતાનાં ગામો ભોગવવા લાગ્યા.

નોંધ : વિરમગામના શ્રી ધનજી રામજીના વંશજ શેઠ જીભાઈદાસ કેવળદાસ પટેલના ઘેરથી વિરમગામના દેસાઈ–પટેલોનું એક ઘણું જુનું પેઢીનામું મળ્યું છે. જેમાં પાટડી–વિરમગામના દેસાઈઓના સુવિખ્યાત પૂર્વજ વેરીસિંહજીજી સૌ પ્રથમ ચાંપાનેરથી વિરમગામ આવ્યાનો ઉલ્લેખ છે. આ દેસાઈ–પટેલો વિરમગામથી સૌરાષ્ટ્રના જુનાગઢ અને ભાવનગર વિસ્તારમાં તેમજ માળવા પ્રદેશમાં ફેલાયાનો તેમાં ઉલ્લેખ છે. વેરીસિંહજીજીથી વેણીદાસ સુધીની દેસાઈઓની વંશાવળી પણ તેમાં દર્શાવી છે. આ વેણીદાસના વંશમાં જોરાવરસિંહજી કુબેરસિંહજીના તાબામાં પાટડી–વિરમગામની દેસાઈગીરી રહી હતી એવો ઉલ્લેખ પણ તેમાં છે.






*"યતો ધર્મ સ્તતો જય:"*

# કડવા પાટીદાર રજવાડુ
# "સોનાની હાટડી"

# પાટડીના
## રાજવી દરબારશ્રી

૧

**દરબારશ્રી ભાવસિંહજી ઉદેકરણસિંહજી દેસાઈ**
**ઈ.સ. ૧૭૪૧ થી ૧૭૫૩**

૨

**દરબારશ્રી નાથુસિંહજી ભાવસિંહજી દેસાઈ**
**ઈ.સ. ૧૭૫૩ થી ૧૭૯૬**

૩

**દરબારશ્રી વખતસિંહજી નાથુસિંહજી દેસાઈ**
**ઈ.સ. ૧૭૯૬ થી ૧૮૨૮**

૪

**દરબારશ્રી હરિસિંહજી વખતસિંહજી દેસાઈ**
**ઈ.સ. ૧૮૨૮ થી ૧૮૩૭**

૫

**દરબારશ્રી કુબેરસિંહજી વખતસિંહજી દેસાઈ**
**ઈ.સ. ૧૮૩૭ થી ૧૮૪૫**

નોંધ : ફોટોગ્રાફ્સ ઉપલબ્ધ નથી.




**દરબારશ્રી જોરાવરસિંહજી કુબેરસિંહજી દેસાઈ**
**ઈ.સ. ૧૮૪૫ થી ૧૮૭૫**




**દરબારશ્રી હિંમતસિંહજી જોરાવરસિંહજી દેસાઈ**
**ઈ.સ. ૧૮૭૫ થી ૧૮૮૪**




**દરબારશ્રી સૂર્યમલસિંહજી જોરાવરસિંહજી દેસાઈ**
**ઈ.સ. ૧૮૮૪ થી ૧૯૧૩**




**દરબારશ્રી દોલતસિંહજી સૂર્યમલસિંહજી દેસાઈ**
**ઈ.સ. ૧૯૧૩ થી ૧૯૨૮**




દરબારશ્રી રઘુવીરસિંહજી દોલતસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૯૨૮ થી ૧૯૪૦
સગીર હોવાથી સરકારશ્રી તરફથી મેનેજમેન્ટ થયેલ હતું.




દરબારશ્રી નારણસિંહજી ચંદ્રસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૯૪૦ થી ૧૯૪૧




દરબારશ્રી પ્રતાપસિંહજી નારણસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૯૪૧ થી ૧૯૪૮




દરબારશ્રી કિશનસિંહજી પ્રતાપસિંહજી દેસાઈ

# પાટડી રાજવી પરિવારની વંશાવલી




યાદી મોહાળ પ્રમાણે વિરમગામના તાલુકાદાર તથા મુખી મતાદાર લોકોની વંશ, વાલીની બુક વિરમગામ તથા પાટડીના દેસાઈ તથા પટેલ વાળાનું પેઢીનામું છે. પટેલ નાથા રણમલના દિકરા-વેણાજી, તેના વંશમાં પાટડી-વિરમગામના દેસાઇ જોરાવરસિંહજી કુબેરસિંહજી તથા બાપુભાઇ નરસીદાસ વગેરેના તાબામાં દેસાઈ ગીરીની નોકરી રહીને બીજો દીકરો શાણો તેનો વંશ મારફતિયા, ત્રીજો ભાણાના વંશમાં પટલાઇનું કામ ચલાવે છે. પરખો મતાદાર છે.

સંવત ૧૩૩૧ ના કારતક સુદ ૫ ના રોજ
શ્રી ચાંપાનેર થી વિરમગામ આવ્યા તેનું વંશ.

(વેણીદાસ)
વેણાજી નાથાજીનો વંશ, દેસાઈગીરીનું કામ કરે છે.
મુગલ બાદશાહે દેસાઈગીરીના ૫૫૫/- આપીને ઝાલાવાડના ધંધુકા પરગણામાં ૭.૫% સેકડે વચન આપુ છું.

- શાણા નાથાનો વંશ મારફતીયાનો વંશ છે.
- ભાણા નાથાનો વંશ પટેલ કહેવાય છે તે વિરમગામમાં છે.
- પરખા નાથાનો વંશ પટેલવાળા કહેવાય છે વિરમગામ-પાટડીમાં છે.

દેસાઈ ભાવસિંહ ઉદેકરણ ઇ.સ. ૧૭૪૧
સાલમાં પાટડી આવ્યા.

# પાટડી રાજવી પરિવારની વંશાવલી



# ૮ પાટડીમાં દેસાઈવંશની રાજસત્તા

**(૧) ભાવસિંહજી (ઈ.સ. ૧૭૪૧–૧૭૫૩)**

દેસાઈઓએ એક લાંબી અને વિકટ યાત્રા પંજાબથી શરૂ કરી પ્રથમ પડાવ મગધપ્રાંતના કુશાવતી (પટણા)માં, કુશાવતીથી માળવાના માધાવતીમાં, માધાવતીથી ગુજરાતના ઉમાપુર(ઊંઝા)માં, ઉમાપુરથી ઈડરના કાવરમાં, કાવરથી ચાંપાનેર રાજ્યની જાગીરમાં, ચાંપાનેરથી વિરમગામમાં અને વિરમગામથી નીકળી યાત્રાનો અંતિમ પડાવ પાટડીમાં કર્યો.

એમની આ લાંબી અને વિકટ યાત્રા સદીઓના ભયંકર સંઘર્ષની યાદ આપે છે. દેસાઈઓમાં સાહસ, શૌર્ય, ધૈર્ય, મુત્સદ્દીગીરી, ભક્તિ અને દાનવીરતાના ગુણોનો સંગમ થયેલો છે, એની સૈકાઓનો ઈતિહાસ સાક્ષી પૂરે છે.

**પાટડીમાં દેસાઈ વંશનું શાસન :**

(૮૫) ભાવસિંહજી (૮૬) નાથુભાઈ
(૮૭) વખતસિંહજી (૮૮) હરિસિંહજી
(૮૯) કુબેરસિંહજી (૯૦) જોરાવરસિંહજી
(૯૧) હિંમતસિંહજી (૯૨) સૂર્યમલસિંહજી
(૯૩) દોલતસિંહજી (૯૪) નારાયણસિંહજી
(૯૫) પ્રતાપસિંહજી

ભાવસિંહજીએ વિરમગામ પર પોતાની સત્તા ટકાવી રાખવા માટે સંગ્રામ ઉપર સંગ્રામ ખેલ્યા હતા. અલી ટાંક, શેરબુલંદખાન, રત્નસિંહ ભંડારી, રંગોજી વગેરે સામે ભાવસિંહજીએ સતત જંગ ખેલ્યા કર્યો છે અને છતાંય એ વીરને સંજોગોને આધિન થઈને અફસોસ સાથે વિરમગામ મજબૂરીથી છોડવું પડ્યું હતું.

ઈ.સ. ૧૭૪૧–સંવત ૧૭૯૭ના ચૈત્ર સુદ ૨ શનિવારે દેસાઈ ભાવસિંહજીએ વિરમગામના માનસરોવરના સિદ્ધપુરુષ વિષ્ણુદત્તના આશીર્વાદ લઈ પાટડીમાં રાજગાદી સ્થાપી હતી.

પાટડીને સુરક્ષિત રાજધાની બનાવવા ભાવસિંહજીએ સને ૧૭૪૫માં ધ્રાંગધ્રાના પાકા પત્થરથી રાજગઢીનો કિલ્લો બંધાવ્યો હતો.

ઈ.સ. ૧૭૫૦માં ભાવસિંહજીએ પોતાના ભાઈ વેણીદાસને છ હજારની ફોજ આપી કાઠિયાવાડની મુલ્કગીરી ઉઘરાવવા મોકલ્યા. ઝીંઝુવાડાના ઠાકોરે સલામી આપવા ઈનકાર કરતાં તેમણે તેનાં સુરેલ તથા ધામા ગામ લૂંટ્યાં અને સલામી વસૂલ કરી.

પિતા ઉદયકર્ણજીનું ખૂન કરનાર અલી ટાંકે લુટારાઓની ટોળી જમાવી વિસાવડી ગામ લૂંટ્યું અને ત્યાંથી તેણે દસાડા આવી મુકામ કર્યો છે એવી છૂપી બાતમી મળતાં જ દેસાઈ ભાવસિંહજી અને તેમના ભાઈ વેણીદાસ બંને ય દસાડા પર ચડી ગયા અને અલી ટાંકને ઝડપી લીધો. બંને વચ્ચે ખુનખાર લડાઈ થઈ તેમાં અલી ટાંક દેસાઈના હાથે મરાયો. અલી ટાંકના મરણના સમાચાર જાણી તેનું વેર લેવા બાબી કમાલુદ્દીને દેસાઈ વેણીદાસના માંડલ પર સાત હજારની ફોજ લઈ હલ્લો કર્યો. કમાલૂદ્દીનનો મરણીઓ સામનો કરતાં ભાવસિંહજી યુદ્ધમાં ખપી ગયા અને વીરગતિને પામ્યા. ઈ.સ.૧૭૫૩.

(મખવાણનો ઈતિહાસ પૂ.૭૭)

દેસાઈ ભાવસિંહજીએ એક એવો રણવીર હતો કે જેણે જીવનમાં ક્યારેય હથિયાર હેઠે મૂકી વિસામો ખાધો નથી. એણે જીવનભર સંગ્રામ ખેલ્યા છે; ઘા ઝીલ્યા છે અને ઘા દીધા છે. એના બાવડામાં શૌર્ય અને દિમાગમાં હિંમત, ખંત અને ધૈર્ય છલોછલ ભર્યાં હતાં. પિતાનું વિશ્વાસઘાતથી ખૂન કરનાર હજુરિયા કસબાતી અલી ટાંકે વારંવાર વિરમગામ પર ચઢી આવી ભાવસિંહજીની ઊંઘ હરામ કરી દીધી હતી. બે બે વખત ભાવસિંહજી અમદાવાદના સૂબાઓના હાથે લડાઈમાં કેદ પકડાયેલા અને ચૂંવાળના ઠાકોરોની મદદથી એ માર્ગમાં અધવચ્ચે જ છૂટી ગયેલાં. અલી ટાંક, સૂબા શેરબુલંદખાન, જવાંમર્દખાન, મોમીનખાન, નાયબ સૂબા રત્નસિંહ ભંડારી, ગાયકવાડનો સરદાર રંગોજી, પેશ્વાના સૂબા માધવ પંડિત, બાબી કમાલુદ્દીન વગેરે સાથે એમને રણસંગ્રામ જીવનભર ચાલ્યા જ કર્યો હતો. યુદ્ધમાં વિજય મેળવવા એ આકાશ–પાતાળ એક કરતા. દુશ્મનનો મુકાબલો કરવામાં પોતાનું સૈન્ય નાનું પડે તો એ તાબડતોબ સહાયક મિત્રોની મદદ આવી પહોંચે એવી ગોઠવણ કરી લેતા. ચૂંવાળના ઠાકોરો, દામાજીરાવ ગાયકવાડ કે હળવદના ઝાલાઓની મદદ ઈશારો કરતાંની સાથે જ ભાવસિંહજીને મળી રહેતી.

વિજય મળે ત્યાં સુધી એ જંપીને બેસતા નહિ. ક્યારેક પરાજય મળે તો એ ધૈર્ય ગૂમાવતા નહિ, પણ યુદ્ધનો નવો દાવ ખેલી પરાજયને વિજયમાં ફેરવી દેતા. વિરમગામ સૌરાષ્ટ્રનું નાકું હોવાથી એનું વ્યૂહાત્મક દ્રષ્ટિએ વિશિષ્ઠ મહત્ત્વ હોવાથી મુસ્લિમ અને મરાઠા સત્તાઓની, વિરમગામ પોતાના કબજે રહે એવી તીવ્ર લાલસા રહેતી. ભાવસિંહજીએ પણ વિરમગામને પોતાની સત્તા નીચે રાખવા જીવસટોસટની બાજી ખેલી છે. જ્યારે વિરમગામ પર મુસ્લિમ–મરાઠાની બેવડી સેનાઓએ એક સાથે આક્રમણ કર્યું ત્યારે ભાવસિંહજીએ તે બંને સેનાઓનો પૂરી તાકાતથી મુકાબલો કરેલો. કમનસીબે લશ્કરી પૂરવઠો ખૂટી પડવા આવ્યો હતો, એવામાં દુશ્મન મરાઠા સરદાર રંગોજી તરફથી સુલેહનું કહેણ આવતાં સમયસૂચકતા વાપરીને મજબૂરીથી તે સ્વીકારી લીધું હતું. સુલેહની શરતમાં વિરમગામ હાથમાંથી સરકી ગયું ત્યારે ભાવસિંહજી જેવા વીર સેનાની પાંપણો જિંદગીમાં પહેલી વાર ભીની થઈ હશે.

ભાવસિંહજી જેવા રણવીર હતા એવા જ મુત્સદ્દી પણ હતા. રાજકારણના ઉલટાસુલટી દાવ એ બરાબર ખેલી જાણતા. કાંટાથી કાંટો કાઢવાની રાજનીતિ વખત આવ્યે એ અજમાવી જાણતા.

જેણે જીવનભર બખ્તર હેઠે ઉતાર્યું નહોતું, એવો રણવીર ભાવસિંહજી માંડલ પરના બાબી કમાલુદ્દીનના આક્રમણનો મરણીઓ સામનો કરતાં રણસંગ્રામમાં પોઢી ગયા અને એ રણવીર પાટડીનું નામ રોશન કરતા ગયા. (ઈ.સ. ૧૭૫૩)

**(૨) નાથુભાઈ (નાથુભાઈ) (ઈ.સ. ૧૭૫૩–૧૭૯૬)**

ભાવસિંહજીના દેહાંત સમયે એમના પુત્ર નાથુભાઈની ઉંમર નાની હતી, તેથી કાકા ભૂખણદાસ તથા ભાણજીભાઈના પૌત્ર જેઠાભાઈ પાટડીનો રાજય કારોબાર સંભાળતા હતા. ત્યારે ગુજરાત પર મરાઠા તથા મુસલમાનોની બેવડી સત્તાનો અમલ હતો. તેને કારણે લડાઈ માટે હંમેશાં તૈયાર રહેવું પડતું. ઈ.સ. ૧૭૫૭માં નાથુભાઈએ પાટડી ગામને ફરતો ચુનાનો કેલબંધ કિલ્લો બંધાવવો શરૂ કર્યો હતો, જેમાં રૂા.૧,૩૫,૦૦૦ ખર્ચ થયું હતું. આ કિલ્લો ઈ.સ.૧૭૬૧માં પૂરો બંધાઈ રહ્યો હતો.

પેશ્વા સરદાર રાઘોબા પંડિતે અમદાવાદ શહેરને ઘેરો ઘાલ્યો પણ શહેર કબજે લેવાયું નહિ. ગુજરાતનો સૂબો જવાંમર્દખાન રાઘોબાને મચક આપતો નહિ. બંને વચ્ચે ભારે સાઠ-મારી જામી હતી. એક કહે અમદાવાદ મારું અને બીજો પણ કહે અમદાવાદ મારું. પેશ્વા રાઘોબાએ પાટડીથી દેસાઈ નાથુભાઈને બોલાવ્યા, કેમ કે દેસાઈઓ પેશ્વા વતી ખંડણી ઉઘરાવવાનું કામ કરતા હતા. નાથુભાઈ ઉંમરે નાના હતા તેથી એમની સાથે ભૂખણદાસ તથા જેઠાભાઈ વિષ્ટિકાર તરીકે અમદાવાદ ગયા. ભૂખણદાસ અને જેઠાભાઈ બંને ય મુત્સદ્દીગીરીના આટાપાટા બરાબર ખેલી જાણતા હતા. તેમણે બંને ય પક્ષો સાથે ખૂબ મસલત કરી આખરે એવો ઉકેલ કાઢ્યો કે, વડનગર, વિસનગર, પાટણ, ખેરાલુ તથા રાધનપુર પર જવાંમર્દખાનનો કબજો રહે અને અમદાવાદ શહેર પર પેશ્વાનો કબજો રહે. દેસાઈ મુત્સદ્દીઓની આ સેવાથી ખુશ થઈ પેશ્વા સરદારે પાટડીનાં ૨૦ ગામોમાંથી ૨ ગામ પાછાં લઈ દેસાઈ ભૂખણદાસને સોંપ્યાં અને એ ઉપરાંત સચાણા ગામની જાગીર પણ આપી. નાથુભાઈની નાની ઉંમરનો ગેરલાભ ઉઠાવી પેશ્વાએ પાટડીનાં બીજાં ૬ ગામો પણ પડાવી પોતાના કબજે લીધાં. પાટડીના દેસાઈ નાથુભાઈ મોટા થતાં ભૂખણદાસ પોતાની વિરમગામની અને જેઠાભાઈ માંડલની જાગીર સંભાળવા ગયા.

પેશ્વા રાઘોબા અને જવાંમર્દખાન વચ્ચે સુલેહ થયા પછી થોડા સમય બાદ બાબી મોમીનખાને અમદાવાદ પર હુમલો કર્યો. ત્યારે ફરીથી દેસાઈ નાથુભાઈ અને ભૂખણદાસ અમદાવાદ ગયા અને બંને પક્ષો સાથે મસલત કરી ફરીથી અમદાવાદ શહેર પેશ્વાને સોંપાવ્યું.

દેસાઈઓ પેશ્વા વતી મુલ્કગીરી ઉઘરાવવાનું કામ કરતા તેથી ગાયકવાડને તેની ઘણી ઈર્ષ્યા હતી. તેથી દામાજીરાવના પુત્ર ફતેહસિંહરાવ ગાયકવાડે એક મોટી ફોજ સાથે પાટડી પર હુમલો કર્યો. પાંચ દિવસ સુધી ઘેરો ચાલ્યો પણ દેસાઈ નાથુભાઈએ સખત સામનો કર્યો તેથી ફતેહસિંહરાવ ફાવ્યો નહિ અને આખરે ઘેરો ઉઠાવી અને પાછા જવું પડ્યું. (ઈ.સ.૧૭૭૮)

ઈ.સ.૧૭૯૨માં નાથુભાઈના રાજ્યઅમલ દરમ્યાન ભારે અતિવૃષ્ટિ થઈ તેથી આ વિસ્તારનો પાક સદંતર નિષ્ફળ ગયો. ઘાસચારો થતાં ઢોર જીવી ગયાં. પરંતુ માણસોને ખાવા અન્નનો દાણો મેળવવો દોહ્યલો હતો તેથી ગરીબ માણસોને અન્નની આ કારમી તંગીમાં જીવ બચાવવા માટે છાણમાં ઘી ભેળવીને ખાવું પડેલું.

ઈ.સ.૧૭૯૬માં દેસાઈ નાથુભાઈનો સ્વર્ગવાસ થયો.

**(૩) વખતસિંહજી (ઈ.સ. ૧૭૯૬–૧૮૨૮)**

દેસાઈ નાથુભાઈ પછી તેમના વીર પુત્ર વખતસિંહજી ગાદીએ આવ્યા.

ઈ.સ. ૧૮૦૨માં વખતસિંહજીએ દસાડા જીતી લીધું.

પેશ્વાની પડતીના દિવસો આવ્યા તેથી ઝાલાવાડના તાલુકદારોએ પેશ્વાને ખંડણી આપવી બંધ કરી. ત્યારે ૮૦૦૦નું લશ્કર લઈ વખતસિંહજીએ પેશ્વાની ઝાલાવાડની ચઢેલી ખંડણી વસુલ કરી આપી.

કડી પ્રાંતના સૂબા મલ્હાવરાવે વિસનગર-વિજાપુર કબજે કરી ગાયકવાડ સામે બંડ ઉઠાવ્યું. ગાયકવાડ અને અંગ્રેજ સરકારે સંયુક્ત રીતે કડી પર હુમલો કરી મલ્હાવરાવને હરાવ્યો. ત્યારબાદ, પાટડીના દેસાઈ, મલ્હાવરાવને છૂપી મદદ કરે છે એવા સંશયથી, પાટડી પર ગાયકવાડના સેનાપતિ બાબાજીરાવે મોટી ફોજ લઈને હુમલો કર્યો. (ઈ.સ. ૧૮૦૩) ત્યારે પાટડીની સંરક્ષણ વ્યવસ્થા મજબૂત ગણાતી. પાટડીનગરને ફરતો બુરજો વાળો મજબૂત કિલ્લો, રાજગઢીને ફરતો બુરજો સહિતનો બીજો મજબૂત કિલ્લો, રાજગઢીની ત્રણ બાજુએ પાણીથી ભરેલી ઊંડી ખાઈઓ અને ઊંચા થોરિયાની ત્રેવડી વાડ, રાજગઢીની ચોથી બાજુએ સરોવર જેવું પાણીથી ચિક્કાર ભરેલું વિશાળ તળાવ–આવી અસાધારણ મજબૂત સંરક્ષણ વ્યવસ્થાનો ખ્યાલ આવવાથી બાબાજીરાવનું પાણી ઉતરી ગયું. ગાયકવાડી સેનાપતિ બાબાજીરાવના ઘેરા સામે દેસાઈઓએ સખત સામનો કર્યો. તોપો તથા બંદૂકોનો સખત મારો ચલાવી દુશ્મનના હુમલાને પાછો વાળ્યો, છ માસથી વધુ લાંબા સમય માટે આ ઘેરો ચાલ્યો તેથી દેસાઈનો દારૂગોળો ખૂટી જવા આવ્યો તેમજ બહારથી આવતી ખાદ્ય સામગ્રી નાકાબંધીને લીધે સંપૂર્ણ અટકી ગઈ. દેસાઈઓ કટોકટીભરી સ્થિતિમાં મુકાઈ ગયા. બાબાજીરાવના સૈન્યને બહારથી દારૂગોળો તથા ખોરાકી સામાન સારી રીતે મળતો રહ્યો. બાબાજીરાવના સૈન્યના સતત તોપમારાથી પાટડીનગરના કિલ્લામાં ઠેર ઠેર ગાબડાં પડી ગયાં. તેમ છતાં, દેસાઈઓના બહાદુરીભર્યા પ્રતિકારને લીધે મરાઠી સૈન્ય હજુ સુધી કિલ્લામાં પ્રવેશવા હિંમત કરી શકેલું નહિ. બાબાજીરાવ ખૂબ અકળાઈ ગયો હતો. આખરે તેણે પોતાના સૈન્યની મજબૂતમાં મજબૂત ગણાતી ''નાગડા ટુકડી''ને કિલ્લામાં પડેલાં ગાબડામાંથી નગરમાં પ્રવેશવા હુકમ કર્યો. નાગડા ટુકડી સંપૂર્ણ શસ્ત્રસજ્જ થઈ તેના સરદારની આગેવાની નીચે કિલ્લાની ગાબડાવાળી જગ્યા સામે નગરમાં પ્રવેશવા માટે આવીને ઊભી રહી કે તરત જ દેસાઈએ કિલ્લામાંથી તોપોનો ભયંકર મારો ચલાવ્યો. તોપના એક આબાદ ગોળાથી નાગડા ટુકડીના સરદારના શરીરના ફૂરચેફૂરચા ઊડી ગયા. આથી નાગડા સૈનિકો હેબક ખાઈ ગયા અને નાસભાગ કરવા લાગ્યા. સૈન્યની આ ખાસ ટુકડીની નાસભાગથી બાબાજીરાવના બાકીના સૈન્ય પર ઘણી જ માઠી અસર થઈ. બાબાજીરાવ પોતાના લશ્કરમાં ઊભી થયેલી કટોકટીને બરાબર પામી ગયો હતો. જ્યારે બીજી તરફ, લંબાઈ ગયેલા ઘેરાને કારણે દારૂગોળો અને ખાદ્ય-ખોરાકીની કટોકટીને લીધે દેસાઈઓ પણ અણી પર આવી ગયા હતા. એવામાં બાબાજીરાવે યુદ્ધનો વાવટો ઉતારી નાંખી દેસાઈના સામંતોને સુલેહ માટે વાટાઘાટ કરવા બોલાવ્યા. આખરે બંને વચ્ચે સંધિ થઈ જેમાં એવું ઠરાવવામાં આવ્યું કે, દેસાઈએ લડાઈના ખર્ચ પેટે ગાયકવાડને દોઢ લાખ રૂપિયા આપવા તથા દર વર્ષે ઘાસદાણા પેટે રૂપિયા ૫૬૫૨ સિક્કાઈ આપવા. (બો.ગે.વો.૪ પા.૩૪૭; મેલવીલ્સ સીલેક્શન્સ નં.૧૦ પા. ૫૯)

ઈ.સ. ૧૮૦૭માં અંગ્રેજ સરકારે જમાબંધીનું ધોરણ નક્કી કરવા ''વોકર્સ સેટલમેન્ટ'' નીમ્યું અને કર્નલ વોકરને મોટા લશ્કર સાથે કાઠિયાવાડમાં મોકલ્યા. કર્નલ વોકર સાહેબે દેસાઈ વખતસિંહજી સાથે વાટાઘાટ કરી પાટડી રાજ્યની જમાબંધી મુકરર કરેલી અને પાટડી સંસ્થાન માટે જાથુકની બાંહેધરી આપેલી. (મે.સી.નં. ૩૭ પા. ૭૦–૭૩). ત્યાર બાદ સને ૧૮૧૭માં પેશ્વા તથા ગાયકવાડ સાથે અંગ્રેજ સરકારને કોલ–કરાર થયા મુજબ પાટડી આસપાસનો મુલક અંગ્રેજ સરકારને મળ્યો અને તેથી જ્યારે અમદાવાદ જિલ્લો બાંધ્યો ત્યારે તેમાં પાટડી

પરગણાનાં કેટલાંક ગામો મુકાયાં હતાં. તેમ છતાં પાટડી રાજ્યની સ્વતંત્ર સત્તાની શાન જાળવી રાખવા તે ગામોમાં પોલીસ અને મેજીસ્ટ્રેટની સત્તાઓ પાટડીના દરબારશ્રીની રાખેલી.

પાટડી પાસેના કચ્છના નાના રણને કાંઠે ખારાઘોડા પાસે મીઠાના અગર છે. જ્યારે ઈ.સ. ૧૭૪૧માં મરાઠા સરદાર રંગોજીને દેસાઈ ભાવસિંહજીએ વિરમગામ સોંપી દેવું પડ્યું ત્યારે મીઠાના આ અગર ઉપર દેસાઈનો સંપૂર્ણ સ્વતંત્ર ભોગવટો હતો. પરંતુ ત્યાર પછી દેસાઈ નાથુભાઈના સમયમાં જ્યારે પેશ્વાના સરદારે દેસાઈને નવી સનંદ કરી આપી ત્યારે દેસાઈના ૬ ગામો પેશ્વાએ લઈ લીધાં અને મીઠાના અગર ઉપર સંપૂર્ણ સ્વતંત્ર ભોગવટાને બદલે અગરની ઉપજનો ૩/૪ ભાગ દેસાઈએ લેવો અને ૧/૪ ભાગ પેશ્વાને આપવા ઠરાવ્યું. પરંતુ ઈ.સ. ૧૮૧૮માં અંગ્રેજ સરકારે મીઠા અંગેનો સઘળો વહીવટ પોતાને હસ્તક લઈ લીધો અને તેના બદલામાં પાટડીના દરબારશ્રીને દર વર્ષે રૂપિયા બાર હજાર આપવાનું ઠરાવ્યું હતું. (ગેઝેટિયર– અમદાવાદ ડિસ્ટ્રીકટ; ગુજરાત સર્વસંગ્રહ). ઉપરાંત, ‘કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ’ના જણાવ્યા મુજબ દર વર્ષે ૩૪૦ બંગાળી મણ મીઠું બ્રિટીશ સરકારે પાટડીના દરબારશ્રીને આપવા ઠરાવેલું.

દેસાઈ વખતસિંહજીના વખતમાં પાટડીએ લડાઈનો છેલ્લો અનુભવ કરી લીધો. લડાઈઓના કારણે, દેસાઈ વખતસિંહજીના વખતમાં, પાટડી રાજ્ય આર્થિક રીતે ભયંકર કટોકટીમાં મૂકાઈ ગયું હતું. લગભગ ચાર દાયકા સુધી આ આર્થિક કટોકટીની અસરો પાટડી રાજ્ય પર રહેવા પામી હતી.

યુદ્ધ અને યુદ્ધ પછીની આર્થિક કટોકટી સામે ઝઝૂમનાર વીર વખતસિંહજી જીવનના અંતકાળે કાશીપુરીની યાત્રાએ ગયા અને આ પ્રભુના જ ધામમાં ચિરઃ શાંતિમાં એ પોઢી ગયા. (ઈ.સ.૧૮૨૮).

**(૪) હરિસિંહજી (ઈ.સ. ૧૮૨૮–૧૮૩૭)**

વખતસિંહજીના અવસાન પછી તેમના પુત્ર હરિસિંહજી પાટડીની ગાદીએ આવ્યા.

ત્યારે દેશમાં અંગ્રેજ સરકારનું વ્યવસ્થિત રાજતંત્ર સ્થિર થયું હતું. ભારતની સાર્વભૌમ સત્તા અંગ્રેજ સરકારના હાથમાં આવી હતી. ચોર–લુટારાનો ત્રાસ દૂર થયો હતો અને નાનાં નાનાં રાજ્યો પર અંગ્રજ સરકારનો કાબુ આવી જતાં તેમના વચ્ચે આપસ આપસમાં થતી લડાઈઓ બંધ પડી હતી. હવે વિદેશી હુમલાનો કોઈ ભય રહ્યો નહોતો. સર્વત્ર શાંતિ પ્રસરી ગઈ હતી.

ઈ.સ. ૧૮૦૩માં પિતાજીના સમયમાં ગાયકવાડના સેનાપતિ બાબાજીરાવ સાથેની છ માસથી પણ વધુ સમય માટે ચાલેલી ભયંકર લડાઈમાં પાટડીના અડીખમ રક્ષક ગણાતા તેના કિલ્લામાં ઠેરઠેર ગાબડાં પડ્યાં હતાં. દેસાઈ હરિસિંહજીએ કિલ્લાને સમરાવી પુનઃ મજબૂત કરી દીધો. ત્યાર પછી, પાટડીની આબાદી વધવા માંડી હતી. (બો.ગે.વો. ૪ પા. ૩૪૭)

હરિસિંહજીએ હરિપુર ગામ વસાવી રાજ્યના ગામોમાં એકનો વધારો કર્યો.

ઈ.સ. ૧૮૩૭માં દેસાઈ હરિસિંહજીનો સ્વર્ગવાસ થયો.

**(૫) કુબેરસિંહજી (ઈ.સ. ૧૮૩૭–૧૮૪૫)**

હરિસિંહજીને પુત્ર સંતતિ ન હોવાથી તેમના ભાઈ કુબેરસિંહજી ગાદીએ આવ્યા.

તેમણે ગાદીએ આવતાં રાજ્યના અઢાર ગામોની જાગીરમાં કુબરપરુ વસાવી એક ગામનો વધારો કર્યો. રાજ્યની આર્થિક સ્થિતિ તેમના સમયમાં દિનપ્રતિદિન સુધરતી જતી હતી અને પાટડીનગર પણ આબાદ થતું જતું હતું. ઈ.સ.૧૮૪૫માં દેસાઈ કુબેરસિંહજી દેવલોક પામ્યા.

**(૬) જોરાવરસિંહજી (ઈ.સ. ૧૮૪૫–૧૮૭૫)**

કુબેરસિંહજીના અવસાન પછી તેમના પાટવી કુંવર દેસાઈ જોરાવરસિંહજી ગાદીએ આવ્યા.

દેસાઈ જોરાવરસિંહજી ભક્તિપરાયણ, કેળવણીપ્રિય અને સમાજસેવાને વરેલા રાજવી હતા. તેમના રાજ્ય અમલમાં પાટડીની આબાદીમાં ઉત્તરોત્તર ઘણો વધારો થતો ગયો. સોલંકી કાળ પછી પાટડી માટે આ બીજો સુવર્ણકાળ હતો. ત્યારે “પાટડી સોનાની હાટડી” તરીકે ખૂબ પંકાતું હતું.

રાજ્યને આર્થિક રીતે સમૃદ્ધ બનાવવા પાટડીની જાગીરનાં ૧૯ ગામોમાં જોરાવરપુરા, દેસાઈપુરા અને હિંમતપુરા એમ ત્રણ ગામો નવાં વસાવી તેમણે ઉમેરો કર્યો.

આ પવિત્ર, સાદા, ઈશ્વરપરાયણ, પ્રગતિશીલ અને કોઠાસૂઝવાળા રાજવીની નજર સમક્ષ એક સદી પછીના પાટડીના સર્વાંગી વિકાસનું સુરેખ ચિત્ર હતું.

રાજ્યની તિજોરી, રાજ્યની પ્રજાનો ઉત્કર્ષ સાધવા માટે છે એવી દઢ માન્યતા આ રાજવીના હૈયામાં વસી ગઈ હતી. તેથી પાટડી રાજ્યની સમૃદ્ધિ વધતાંની સાથે જ તેમણે કેળવણી ક્ષેત્રે, સામાજિક સુધારણાના ક્ષેત્રે તેમજ ધાર્મિક અને લોક–કલ્યાણનાં કાર્યોમાં દાનનો વેગીલો પ્રવાહ વહેવડાવવામાં રાજધર્મ માન્યો હતો.

ત્યારે અમદાવાદ શહેરમાં ગુજરાત કોલેજની સ્થાપના થતાં, તેના ફાળામાં રૂપિયા દસ હજારનું ઉદાર દાન આપી તેઓશ્રીએ ઉચ્ચ કેળવણીના કાર્યને ઉત્તેજ્યું હતું.

દેસાઈ રાજવી જોરાવરસિંહજી વીર નર્મદના સમકાલીન હોઈ નર્મદના સમાજસુધારા આંદોલનની અસરો તેમના માનસપટ પર ઝીલાઈ ગયેલી. ત્યારે દેસાઈશ્રીની કડવા પાટીદાર જ્ઞાતિમાં ઠેર ઠેર ગોળ બંધાઈ ગયા હતા, વરવિક્રય અને કન્યાવિક્રય વધી પડેલાં. આર્થિક સ્થિતિ ઘણી ખરાબ હોવા છતાં દીકરીનાં માબાપને લગ્ન પ્રસંગે ગજા ઉપરાંતના કરિયાવર સામાજિક દબાણ હેઠળ કરવા પડતા. દીકરા–દીકરી વચ્ચે મા–બાપનું ભેદભાવભર્યું વલણ રહેતું. લગ્નના ખર્ચને કારણે દીકરી ભારરૂપ ગણાતી હતી. દીકરીનો જન્મ થતાં જ લોકો ''પથરો જન્મ્યો'' એવું કહેતા થઈ ગયા હતા. દીકરીને ''દૂધ પીતી'' કરી દેવાના ઘાતકી બનાવો પણ ગુજરાતના પાટીદારોમાં બનવા લાગ્યા હતા. કુલીનતાને કારણે સામાજિક અસમાનતા ઊભી થઈ હતી. આ બધી સામાજિક પરિસ્થિતિથી અને ખાસ કરીને દીકરીઓ પ્રત્યેના સમાજના અન્યાયી વર્તાવથી દેસાઈ જોરાવરસિંહજીનું દિલ હચમચી ઉઠ્યું હતું. પોતાના કડવા પાટીદાર સમાજને આ દુઃખદ પરિસ્થિતિમાંથી ઉગારી લેવાનો સમાજ-ધર્મ સમજી ઈ.સ. ૧૮૬૯ના ફેબ્રુઆરીમાં પોતાની રાજધાની પાટડીમાં એક વિરાટ સમાજ–સુધારા પરિષદનું જોરાવરસિંહજીએ આયોજન કર્યું હતું. આ પરિષદમાં દેશભરમાંથી જ્ઞાતિના ૪૦,૦૦૦ જેટલા પ્રતિનિધિઓએ ઉમળકાભેર ભાગ લીધો હતો. દેસાઈશ્રીએ આ સુધારા પરિષદમાટે રૂપિયા ૫૦,૦૦૦ જેટલું ખર્ચ એ જમાનામાં કરેલું. આ પરિષદમાં વરપક્ષ તરફથી લેવાતા ચાંલ્લા (પરઠણ) પર મર્યાદા મૂકવાનો, દીકરીને અપાતા કરિયાવરમાં મર્યાદા મૂકવાનો, દીકરીઓ પ્રત્યે ન્યાયી અને સમાન વર્તાવ રાખવાનો, કન્યાવિક્રય, વરવિક્રય અને ગોળપ્રથા બંધ કરવાનો, જ્ઞાતિમાંથી ઊંચ–નીચના ભેદભાવ દૂર કરવાનો, લગ્નના ખર્ચાળ રીતરિવાજો બંધ કરવાનો વગેરે ઠરાવો થયા હતા. અમદાવાદના મિલમાલિક બહેચરદાસ લશ્કરીએ પણ પાટડીની આ પરિષદમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. પાટડીના દરબારશ્રી અને અમદાવાદના શેઠશ્રી લશ્કરી જેવા બે સમકાલીન શ્રીમંત અગ્રેસરોએ સમાજસુધારાના આંદોલનની આગેવાની લીધી હતી એ હકીકત જાણી આજે લોકો આશ્ચર્ય અનુભવે છે. શ્રીમંતોને સમાજના સામાન્ય સ્થિતિના માનવીઓ પ્રત્યે કેટલી બધી લાગણી હતી તેનું આ ઉમદા દ્રષ્ટાંત છે.

દેસાઈ જોરાવરસિંહજીના રાજ્યકાળમાં ઈ.સ. ૧૮૭૨માં ખારઘોડા–પાટડીથી મુંબઈ સુધીની સળંગ બ્રોડગેજ રેલ્વે શરૂ થઈ હતી, તેથી પાટડીનો વિકાસ અને સમૃદ્ધિ ખૂબ ઝડપથી વધવા લાગ્યાં. બહુચરાજી, ચાણસ્મા, હારિજ, સમી, રાધનપુર અને સમગ્ર વઢિયારનો પ્રદેશ તેમજ પાટડીની આસપાસનાં ઝાલાવાડ અને ચૂંવાળના પ્રદેશ માટે પાટડી એક ગંજાવર વેપારી મથક બની ગયું હતું. તેને કારણે જ, ''પાટડી સોનાની હાટડી'' એવી લોકોક્તિ શરૂ થયેલી.

પાટડીના દેસાઈ રાજવીઓ લોકસેવા માટે દાનનો પ્રવાહ વહેવડાવતા એટલું જ નહિ, પણ પાટડીનાં રાજમાતા–જોરાવરસિંહજીનાં ધર્મપત્ની જામનાબાઈએ ઈ.સ. ૧૮૫૯માં પાટડીમાં કાશીવિશ્વનાથ મહાદેવ સામે તળાવના 'બારી' તરીકે ઓળખાતા આરા પાસે એક ધર્મશાળા બંધાવી સમાજને બ્રહ્માર્પણ કરેલી એવો શિલાલેખ ધર્મશાળાની જગ્યાએ આજે જોવા મળે છે.

''વૈષ્ણવ જન તો તેને રે કહીએ, જે પીડ પરાઈ જાણે રે''–એ પંક્તિ અનુસાર જોરાવરસિંહજી સાચા અર્થમાં વૈષ્ણવજન હતા. તેઓ દુઃખી લોકોને અન્ન-વસ્ત્રની છૂપી મદદ કરતા તેમજ ગરીબનું ખોરડું ઊભું કરવામાં આર્થિક સહાય કરતાં તેમણે પાટડીમાં વૈષ્ણવ મંદિર બંધાવવામાં અગ્ર ભાગ લીધો હતો અને શ્રી દ્વારિકાનાથજીની મૂર્તિ પધરાવી હતી. આ મંદિરની નિયમિત સુવ્યવસ્થા જળવાતી રહે તે માટે દર વર્ષે રૂપિયા બે હજારનું રાજ્ય તરફથી ખર્ચ બાંધી આપ્યું હતું. (કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ પૃ.૧૦૪)

ઈ.સ. ૧૮૭૫માં તેમનો સ્વર્ગવાસ થયો હતો.

## (૭) હિંમતસિંહજી (ઈ.સ. ૧૮૭૫–૧૮૮૪)

જોરાવરસિંહજી પછી તેમના પાટવી કુંવર હિંમતસિંહજી ગાદીએ આવ્યા. દયા, ધર્મ અને શૌર્યનો અદ્‌ભૂત ત્રિવેણી સંગમ થયેલો તેમના જીવનમાં દ્દષ્ટિગોચર થતો હતો.

એક વાર એક વણિકનાં રોકડનાં ઊંટ વિરમગામથી પાટડી આવતાં હતાં. માર્ગમાં આ રોકડનાં ઊંટ લુટારાઓની એક ટોળીએ લુંટી લીધાં. હિંમતસિંહજીને આ લૂંટની જાણ થતાં જ રાત્રે ને રાત્રેજ પોતાના રસાલાને પાછળ આવવાનો હુકમ કરી, પોતે એકલા જ અઢાર અવાજની બંદૂક લઈ, ઘોડા પર સવાર થઈ લુટારાઓની પાછળ પડ્યા. તેમનો રસાલો તો તેમનાથી ઘણો જ પાછળ રહી ગયેલો. પ્રભાતના પાંચના સુમારે હિંમતસિંહજી બહારવટિયાઓની લગોલગ જઈ પહોંચ્યા. તેમને એકલા જોઈ પ્રથમ તો લુંટારાઓ સામા થઈ ગયા. પણ બંદૂક તાકતાં જ પેલા લુટારાઓ ટપોટપ ઊંટ ઉપરથી નીચે ઉતરી હાથ જોડી ઊભા રહ્યા. લુટારાઓને બંદીવાન કરી એ રોકડનાં ઊંટ પાછાં લઈ આવ્યા. જે વણિકનો રોકડનો માલ આ ઊંટોમાં ભરેલો હતો તેને બોલાવીને સઘળો માલ સોંપી દીધો. વણિક આભાર વશ થઈ હિંમતસિંહજીના પગમાં પડી ગયો.

દશેરાના દિવસે પાટડીના રાજવી હિંમતસિંહજીની સવારી માટે એક ઉત્તમ યુવાન અશ્વ ગામડેથી લઈને તેમનો સિપાઈ પાટડી આવતો હતો. રસ્તામાં બહારવટિયા પતિયા આહીરની નજર આ જાતવાન યુવાન અશ્વ પર પડી અને એ ખૂબ લોભાયો. દરબારી સિપાઈ પાસેથી અશ્વને અણધાર્યો ખૂંચવીને પતિયો પવનવેગે નાસી ગયો. હિંમતસિંહજીને ખબર પડતાં જ, શમી-પૂજન બીજાને સોંપી, બરછી પકડી, ઘોડી પર સવાર થઈ તેમણે પતિયાનો પીછો પકડ્યો. પતિયો તેના ગામમાં ભરાયો, તો હિંમતસિંજીએ ગામને ઘેરી લીધું. સુરંગ દ્વારા પતિયો ગામ છોડીને નાઠો. હિંમતસિંહજીએ ફરીથી તેનો પીછો પકડ્યો. વછેરા પર નાસતા પતિયાને જોઈ હિંમતસિંહજીએ પોતાની ઘોડીને પૂરપાટ દોડાવી પતિયાને પકડી પાડ્યો. હિંમતસિંહજીએ બરછી મારી પતિયાને અધ્ધર ઉપાડી લીધો. રાધનપુરના નવાબે પોતાના રાજ્ય સામે બહારવટું ખેડતા મૃત પતિયાનું માથું કાપી રાધનપુરના દરવાજે ટાંગવા હિંમતસિંહજી પાસે માંગણી કરી. પણ પતિયાની પત્નીએ પોતાના પતિના માથા પર તેને મારનાર હિંમતેમર્દ હિંમતસિંહજીનો હક્ક સ્વીકાર્યો. તેથી હિંમતસિંહજીએ પતિયાનું માથું નવાબને નહિ સોંપતાં પોતે જ પતિયાની અંતિમવિધિ કરાવી અને તેની વિધવાને પોતાના તરફથી જીવાઈ બાંધી આપી.

એક વખત એક ડુક્કરે ઘણા શિકારીઓને અને તેમના ઘોડાઓને ઘાયલ કર્યાં અને ઝાડીમાં છૂપાઈ ગયો. હિંમતસિંહજી પોતાની ઘોડી પર સવાર થઈ, બરછી લઈ, તેની પાછળ પડ્યા. ડુક્કર તેમના સામે થઈ ગયો. હિંમતસિંહજીની બરછીની એક જોરદાર ચોટથી ડુક્કર વીંધાઈને જમીન સાથે સજ્જડ જડાઈ ગયો.

હિંમતસિંહજીની છાતી વ્રજની હતી અને હૈયું પુષ્પથી ય વધુ મુલાયમ હતું.

તેઓશ્રી જ્ઞાનવૃદ્ધિને ચાહનારા હતા તેથી તેમણે પોતાના પિતાજીના સ્મરણાર્થે પાટડીમાં ''જોરાવરસિંહજી લાયબ્રેરી''ની સ્થાપના કરેલી.

હિંમતસિંહજીએ પોતાની ઉત્તરાવસ્થામાં રણવીર કરતાં ધર્મવીર તરીકે ઘણી મોટી નામના મેળવી હતી. તેમણે ઘણું દ્રવ્ય વાવ, કૂવા, તળાવ બંધાવવા પાછળ ખરચ્યું હતું. તેમણે ''શ્રી હિમતસિંહજી જોરાવરસિંહજી ડાકોરપુરી અન્નક્ષેત્ર ધર્માદા ટ્રસ્ટ''ની રચના કરીને પોતે રૂપિયા ૮૦,૦૦૦નું આ ટ્રસ્ટને દાન કર્યું હતું અને તેમનાં ધર્મપત્નીએ પણ આ ટ્રસ્ટને પોતાના તરફથી રૂપિયા ૨૦,૦૦૦નું દાન આપ્યું હતું. આ ટ્રસ્ટ તરફથી શરુમાં પાટડીમાં ધર્માદાની દુકાન ખોલી પાટડીના મધ્યમવર્ગના વેપારીઓને ટ્રસ્ટનાં નાણાં ધીરીને વેપારને ઉત્તેજન આપવામાં આવેલું અને તેના વ્યાજની ઉપજમાંથી શ્રી ડાકોરજીમાં તેમના સ્થાપેલા અન્નક્ષેત્રનો નિભાવ કરવામાં આવતો. આ પ્રમાણેની યોજનાથી પોતાની રૈયતને વેપાર–વાણિજ્યમાં સહાયરૂપ થવાનો તથા ટ્રસ્ટનો ધાર્મિક હેતુ પાર પાડવાનો–એમ બેવડો અર્થ સરતો હતો. હિંમતસિંહજીના દૂરંદેશીપણાનું આ એક સુંદર ઉદાહરણ છે.

ઈ.સ.૧૮૮૪માં તેમણે વૈકુંઠવાસ કર્યો.

## (૮) સૂર્યમલસિંહજી (સૂરજમલજી)

**(ઈ.સ. ૧૮૮૪–૧૯૧૩)**

હિંમતસિંહજીને પુત્ર સંતતિ ન હોવાથી તેમની પછી તેમના ભાઈ સૂર્યમલસિંહજી ગાદી પર આવ્યા.

સૂર્યમલસિંહજી ઊંચા અને મજબૂત બાંધાના એક પ્રતિભાશાળી રાજવી હતા. સાદગી અને પવિત્રતાનો ગંગા-જમનાની જેમ તેમનામાં સંગમ થયેલો હોય એવું દેખાતું. ધર્મમય જીવનને કારણે તેમના મુખારવિંદ પર રાજર્ષિની આભા વિલસી રહી હતી.

ખરા–ખોટાને પારખવાની કોઠાસૂઝને કારણે એક નિષ્પક્ષ મધ્યસ્થી તરીકે ગમે તેવી ભારે મડાગાંઠને પણ એ કુશળતાપૂર્વક ઉકેલી જાણતા અને બંને પક્ષ વચ્ચે મધુર સુમેળ કરાવી આપતા. તેમણે ઘણા લોકોને અદાલતના ધક્કા અને ખર્ચમાંથી ઉગારી લીધા હતા. તેઓ બીજા વર્ગના મેજીસ્ટ્રેટ તરીકે ઈન્સાફ આપવાનું કાર્ય પણ કરતા.

રાજ્યની વહીવટી બાબતો અંગે, સચિવમંડળની જેમ, પોતાના કારભારીઓની સાથે મસલત કર્યા પછી જ યોગ્ય નિર્ણય લેતા. રાજવહીવટ માટે મહદ્અંશે સ્થાનિક માણસોની સેવા ઉપર જ એ પસંદગી ઉતારતા.

એમની ગૌશાળા સમૃદ્ધ હતી અને તે ગોકુળની ઝાંખી કરાવતી હતી. અશ્વવિદ્યામાં એ નિપુણ હતા અને જાતવાન ઘોડાઓથી રાજ્યનો તબેલો શોભી ઉઠતો. પોતાના રાજ્યના ખેરવા ગામની પ્રખ્યાત "લાખી" ઘોડીઓ આ તબેલાની એક આગવી વિશેષતા હતી.

વાંચન અને સંગીતનો એમને ઘણો શોખ હતો. નવા વિચારને એ ઝડપથી સ્વીકારી લઈ તેને તરત જ પ્રોત્સાહન આપતા હતા. ઈ.સ. ૧૯૦૬માં તેમણે પાટડીમાં અંગ્રેજી સ્કૂલ શરુ કરાવેલી અને તેના નિભાવ માટેની સઘળી જવાબદારી પોતે ઉઠાવેલી.

સને ૧૯૧૨માં "કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ"માં પ્રસિદ્ધ થયેલ નીચેના આંકડાઓ ઉપરથી દરબારશ્રીની સર્વતોમુખી લોકસેવાની પ્રવૃત્તિઓ તેમજ રાજ્યની આબાદીનાં કાર્યોનો સ્પષ્ટ ખ્યાલ આવે છે.

| રૂપિયા | ખર્ચ કર્યાની વિગત |
|---:|---|
| ૧૮,૦૦૦ | દવાખાનામાં |
| ૭,૦૦૦ | સ્રીઓના દવાખાનામાં |
| ૮,૦૦૦ | અંગ્રેજી શાળા–પાટડી |
| ૭,૦૦૦ | ગુજરાત કોલેજ-અમદાવાદના ફંડમાં |
| ૧૫,૦૦૦ | કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ (વિદ્યાવૃદ્ધિ અર્થેની જ્ઞાતિસંસ્થા) |
| ૮૦,૦૦૦ | તળાવો અને બંધ બાંધવામાં |
| ૬૮,૨૮૪ | સને ૧૯૦૦-૧૯૦૨ના દુષ્કાળમાં મદદ |
| ૧૫,૦૦૦ | દુષ્કાળમાં ખેડૂતોને મહેસૂલ માફીમાં |
| ૨૭,૬૭૦ | વાવો, કૂવા, તળાવો, ધર્મશાળાઓમાં |
| ૬૦,૦૦૦ | ધાર્મિક કાર્યોમાં |
| ૩,૦૦,૦૦૦ | ખેતીવાડી માટે વાંટાની જમીન ખરીદવામાં |
| ૨,૦૦,૦૦૦ | રાજગઢીમાં મકાનો બંધાવવામાં |

આ ઉપરાંત, લોકસેવાનાં અનેક કાર્યોમાં તેમણે દાનગંગા વહાવી હતી.

પોતાની કડવા પાટીદાર જ્ઞાતિમાં દસ–બાર વર્ષે એક જ દિવસે ઉમિયા માતાજી (ઊંઝા) તરફથી જાહેર થતી તિથિએ ઘેરઘેર લગ્નો થતાં, જેને કારણે બાળલગ્નો થતાં. તેમજ કન્યાવિક્રય, વરવિક્રય વગેરે સામાજિક દુષણો ખૂબ વધી પડ્યાં હતાં. તેથી દરબારશ્રી સૂરજમલજીએ સને ૧૯૧૦ અને ૧૯૧૨ એમ બે વખત જ્ઞાતિના આગેવાનોનાં સંમેલનો પાટડી મુકામે યોજેલાં અને તેમાં દરબારશ્રીએ સામાજિક દુષણો દૂર કરવા જ્ઞાતિજનોને અનુરોધ કર્યો હતો. આ બે સંમેલનો પાછળ તેમણે ઘણું ખર્ચ કર્યું હતું.

કેળવણી, તબીબીસેવા, ખેતીવાડી વિકાસ, દુષ્કાળ રાહત, જ્ઞાતિસુધારણા અને ધાર્મિક એમ સર્વતોમુખી પ્રવૃત્તિઓને જોશ આપનાર દરબારશ્રીનો દૃષ્ટિફલક કેટલો વિશાળ હશે. તેનો ઉપરોક્ત આંકડા ખ્યાલ આપે છે.

ઈ.સ. ૧૭૪૧માં મરાઠા સરદાર રંગોજીએ પાટડીની ગાદીના સ્થાપક દેસાઈ ભાવસિંહજી પાસેથી વિરમગામ લઈ લીધેલું અને પાટડી સહિત ૨૦ ગામોની

પાટડીની જાગીર ભાવસિંહજીને આપેલી. ત્યારપછી દેસાઈ નાથુભાઈની નાની ઉંમરનો ગેરલાભ લઈ પેશ્વાના સૂબાએ આ ૨૦ ગામો પૈકીનાં ૬ ગામો પડાવી લીધાં, દેસાઈ વંશની પેટાશાખા તરીકે ૨ ગામો દેસાઈ ભૂખણદાસને આપ્યાં, ૧ ગામ મજમુદારને આપ્યું. આ રીતે ૨૦માંથી ૯ જતાં ૧૧ ગામ બાકી રહ્યાં. તેમાં કડવાસણ ઈનામમાં મળ્યું અને સાવડા, ગોરીઆવડ, બ્રાહ્મણવા, જરવલા અને નવરંગપુરા બાદશાહ ઓરંગઝેબ તરફથી દેસાઈ ભાણજીભાઈને બક્ષિશ મળેલાં એ રીતે ૬ ગામો ઉમેરાતાં ૧૭ ગામો થયાં, પછી હરિસિંહજીએ હરિપુરા, કુબેરસિંહજીએ કુબેરપુરા અને જોરાવરસિંહજીએ જોરાવરપુરા, દેસાઈપુરા, હિંમતપુરા એમ ૫ ગામો નવાં વસાવ્યાં, તે ઉમેરતાં કુલ નીચે જણાવ્યા મુજબ ૨૨ ગામો થયાં.

(૧) પાટડી (૨) ગોરૈયા (૩) વડગાસ (૪) ભોજવા (૫) ઉખલોડ (૬) ખેરવા (૭) સવલાણા (૮) કમીજલા (૯) લીંબડ (૧૦) વેકરીઆ (૧૧) જેતાપુર (૧૨) ગોરીઆવડ (૧૩) બ્રાહ્મણવા (૧૪) જરવલા (૧૫) નવરંગપુરા (૧૬) સાવડા (૧૭) હરિપુરા (૧૮) કુબેરપુરા (ઝુંડ) (૧૯) જોરાવરપુરા (ખાખરલા) (૨૦) દેસાઈપુરા (૨૧) હિંમતપુરા (૨૨) કડવાસણ

સૂર્યમલસિંહજીના વખતમાં આ ગામોનું એકંદર ક્ષેત્રફળ ૧૬૫ ચોરસ માઈલ અને વસ્તી ૧૫૧૯૬ માણસની હતી. કુલ ઉપજ અંદાજે એક લાખ રૂપિયાની હતી.

સૂર્યમલસિંહજીના વખતમાં પાટડી રાજ્યનો દરજ્જો પાંચમા વર્ગમાંથી વધીને ચોથા વર્ગનો થયો હતો.

બ્રિટિશ અધિકારીઓ તરફથી દરબારશ્રીને નીચે મુજબ સંબોધન કરવામાં આવતું.

**"મહેરબાન મુપલૌશાન સદાક્ત વ ઐખલાશ નિશાન દરબારશ્રી સૂર્યમલજી સાહેબ"**

સૂર્યના પ્રકાશનો સ્પર્શ થતાં વનસ્પતિ થનગની ઉઠે છે. તેમ સૂર્યમલસિંહજીની પ્રગતિશીલ વિચારધારાથી પાટડીને પ્રગતિનો એક નવો થનગનાટ મળ્યો છે જેની અસર આજે પણ વરતાય છે.

ઈ.સ.૧૯૧૩માં સૂર્યમલસિંહજીનો સ્વર્ગવાસ થયો. નોંધ : પાછળથી સૂર્યમલસિંહજીની યાદમાં સૂરજપુરા ગામ વસાવવામાં આવ્યું હતું. ત્યાર પછીના રાજવીઓ દોલતસિંહજીએ દોલતપુર અને નારાયણસિંહજીએ નારણપુરા (જુના પાદર) એમ બે ગામો વસાવ્યાં હતાં. ઉપરનાં ૨૨ ગામોમાં આ ત્રણ ગામો ઉમેરતાં કુલ ૨૫ ગામો થયા.

### (૯) દોલતસિંહજી (ઈ.સ. ૧૯૧૩–૧૯૨૮)

સૂર્યમલસિંહજીના દેહાંત પછી તેમના પુત્ર દોલતસિંહજી ઈ.સ. ૧૯૧૩ માં ગાદીએ આવ્યા.

તેઓશ્રી ઊંચા મજબૂત બાંધાના, પ્રભાવશાળી રાજવી હતા. તેમણે રાજકુમાર કોલેજ–રાજકોટમાં છ વર્ષ રહી મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો હતો. તેઓ કોલેજમાં પહેલો–બીજો નંબર રાખતા. અભ્યાસકાળ દરમ્યાન કોલેજ તરફથી તેમને સદ્‌વર્તન માટે સોનાનો ચાંદ મળ્યો હતો તથા કોલેજના અધ્યાપકો તરફથી સારી રીતભાતનાં પ્રમાણપત્રો મળ્યાં હતાં.

મુંબઈ સરકારે તેમને ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટની સત્તા એનાયત કરી હતી. તેઓ જિલ્લા લોકલબોર્ડના સરકાર નિયુક્ત સભ્ય હતા.

તેઓ કાયદાના સારા જાણકાર હતા અને અંગ્રેજી ભાષા પર સારો કાબૂ ધરાવતા હતા. તેથી પોતાની કચેરીના કેસોનું પ્રોસીડીંગ્સ અંગ્રેજી ભાષામાં રાખતા હતા.

તેઓશ્રીએ પોતાના પિતાશ્રી સૂર્યમલસિંહજીના સ્મરણાર્થે શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળને રૂપિયા ૧,૧૦,૦૦૦નું ઉદાર દાન ગામડાના કડવા પાટીદાર વિદ્યાર્થીઓને અમદાવાદમાં રહેવા-જમવા માટે "દરબારશ્રી સૂરજમલજી કડવા પાટીદાર બૉર્ડિંગ હાઉસ"ના મકાન માટે તથા ગરીબ છાત્રોને સ્કોલરશિપ આપવા માટે આપેલ.

સને ૧૯૧૮માં પાટડી રાજ્યની ગુરુગાદી કડવાસણની ઝાડીના પીઠાધીશ મહારાજ શ્રી ૧૦૮ દેવપુરીજીએ 'મહારુદ્રયજ્ઞ' અંદાજે એક લાખ રૂપિયાના ખર્ચે કડવાસણમાં કરાવ્યો હતો, ત્યારે દરબારશ્રીએ તે ધાર્મિક કાર્યમાં સેવા અને સહયોગ આપ્યો હતો.

સને ૧૯૧૮માં દરબારશ્રીએ પોતાનાં માતુશ્રી ઈચ્છાબાના સ્મરણાર્થે બારીના તળાવ કાંઠે સ્ત્રીઓ અને પુરુષો માટે એમ બે અલગ અલગ નહાવાના પાકા ઘાટો બંધાવ્યા હતા.

સને ૧૯૨૦માં દરબારશ્રીએ પોતાનાં માતુશ્રી મોતીબાના સ્મરણાર્થે પાટડીમાં ''મોતીબાઈ કન્યાશાળા''નું મકાન બંધાવી આપી કન્યા કેળવણીએ ઉત્તેજન આપ્યું હતું. ભરત–સીવણના શિક્ષણની તાલીમ માટે આ કન્યાશાળાને આર્થિક મદદ પણ તેઓશ્રી તરફથી અપાતી હતી.

સને ૧૯૨૪માં તેમણે દોલતપુર ગામ વસાવ્યું હતું.

સને ૧૯૨૮માં તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો હતો.

દોલતસિંહજીના સ્વર્ગવાસ પછી એમના કુંવર રઘુવીરસિંહજી સગીર હોવાથી સરકારશ્રી તરફથી મેનેજમેન્ટ મુકાયું હતું. પરંતુ એકના એક કુમાર રઘુવીરસિંહજી ગાદીએ આવતાં પહેલાં જ નાની ઉંમરમાં તેઓ સ્વર્ગવાસી થતાં. સ્વ.દરબારશ્રી સૂર્યમલસિંહજીના નાના ભાઈ ચંદ્રસિંહજીના પુત્ર શ્રી નારાયણસિંહજીને ગાદી મળી હતી.

દોલતસિંહજીના કુમાર સ્વ. રઘુવીરસિંહજીની યાદમાં પાટડીમાં 'શ્રી રઘુવીરસિંહજી પ્રાથમિક શાળા' બંધાવવામાં આવેલી છે.

**(૧૦) નારાયણસિંહજી (ઈ.સ. ૧૯૪૦–૧૯૪૧)**

સને ૧૯૪૦માં નારાયણસિંહજી ગાદીએ આવ્યા.

તેમણે મુંબઈમાં રહી અંગ્રેજી સાત ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો.

સને ૧૯૦૬માં પાટડીમાં ''સૂરજમલજી ઈંગ્લીશ સ્કુલ''ની સ્થાપના સમયે તેઓશ્રીએ ફંડ ઉઘરાવવામાં સક્રિય સેવાઓ આપી હતી.

પાટડીમાં ''શ્રી કૃષ્ણ કોટન પ્રેસ'' (જીનીંગ–પ્રેસીંગ ફેક્ટરી)ના નિર્માણમાં તેઓશ્રીનો મુખ્ય ફાળો હતો. વેપારીઓને સારી રીતે સંતોષવાની તેમની ઉત્તમ કાર્ય પદ્ધતિનું આ ફેક્ટરીના વહીવટ દરમ્યાન દર્શન થયું હતું.

'શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ'ની વડોદરા ખાતે સને ૧૯૧૧માં ભરાયેલ બેઠકમાં તેમના વરદ્દ હસ્તે વડોદરાના મહારાજા સયાજીરાવને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું.

સને ૧૯૧૦ અને ૧૯૧૨માં દરબારશ્રી સુરજમલજી સાહેબે પાટડીમાં સામાજિક સુધારણા અર્થે કડવા પાટીદાર જ્ઞાતિના આગેવાનોને ગામેગામથી નિમંત્ર્યા. પાટડીમાં યોજેલા સંમેલનોમાં નારાયણસિંહજીએ અગ્ર ભાગ ભજવ્યો હતો. સને ૧૯૧૨ના સંમેલનમાં જ્ઞાતિમાં વિદ્યાની વૃદ્ધિ અર્થે સ્થપાયેલ સંસ્થા ''શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ''ના ફાળાના કામકાજને તેઓશ્રીએ સારી રીતે આગળ ધપાવેલું.

ગાદીએ આવ્યા પછી ખૂબ જ ટૂંકા સમયમાં સને ૧૯૪૧માં તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો હતો.

**(૧૧) પ્રતાપસિંહજી (ઈ.સ. ૧૯૪૧–૧૯૪૭)**

સરદારશ્રી વલ્લભભાઈ પટેલે કરેલ ભારતનાં દેશી રાજ્યોનાં વિલીનીકરણ પહેલાંના ''પાટડી રાજ્ય''ના છેલ્લા રાજવી તરીકે દેસાઈ શ્રી પ્રતાપસિંહજીને તા.૧૭–૧૨–૧૯૪૧ના દિને રાજતિલક થયું હતું.

ખેતીવાડી, ફૂલવાડી અને પશુઉછેરની પ્રવૃત્તિઓમાં તેમને ખૂબ જ રસ હતો. પોતાનાં પ્રાયોગિક ફાર્મમાં સુધારેલાં બી તૈયાર કરાવી તેનું ખેડૂતોમાં તેઓ વિતરણ કરાવતા, ફૂલવાડી (નર્સરી)ના તેઓ ઊંડા અભ્યાસી હતા. છોડવાઓ સાથે વાત કરવા જેટલી તેમની આત્મિયતા હતી. સુધારેલી ઓલાદનાં ગાય, ભેંસ બળદ સાંઢ અને રેઈસના ઘોડા વગેરે પશુઓનો ઉમદા ઉછેર કરવાનો તેમને ભારે શોખ હતો. ભાવનગરમાં યોજાયેલ એક પશુ પ્રદર્શનમાં તેમણે તૈયાર કરાયેલ ૧૪ માંથી ૧૩ પશુઓને ઈનામો–પ્રમાણપત્રો મળ્યાં હતાં.

પશુ–ઉછેરમાં નિષ્ણાંત દરબારશ્રી પ્રતાપસિંહજીની વિશિષ્ટ પ્રેમાળ દેખભાળ તળે પાટડીમાં ઉછરેલ ઉમદા પ્રાણીઓ કાંકરેજી ગાયો અને સાંઢની બ્રાઝીલમાં ભારે માંગ રહેતી. વિશ્વભરમાં ખ્યાતિ ધરાવતા પાટડી અને ભાવનગરના સાંઢોની પ્રતિમાઓ (સ્ટેચ્યુ) બ્રાઝીલમાં આજે ય જોવા મળે છે. દરબારશ્રીની દેખભાળ નીચે પાટડીમાં ઉછરેલ ગીરની ગાયો અને ભેંસો, ''પાટડી સ્ટડ'' તરીકે ખ્યાતિ પામેલા રેઈસના પાણીદાર ઘોડા, કાઠિયાવાડી ઘોડા વગેરેની ભારતભરમાં સારી માંગ રહેતી.

શૂટીંગ, ઘોડેસવારીમાં તેઓ ખૂબ પ્રવીણ હતા. બિલીયર્ડ, પોલો, ગોલ્ફ. ટેનીસ વગેરેની સ્પર્ધાઓમાં તેઓ ચેમ્પીયન હતા.

તેઓશ્રીએ ખેલાડીઓને પ્રોત્સાહિત કરવા અમદાવાદમાં દર વર્ષે યોજાતી બિલીયર્ડ સ્પર્ધા માટેની ટ્રોફી, પાટડી દરબાર શ્રી પ્રતાપસિંહજી ફુટબોલ ટ્રોફી (આબુ), ઓલ ગુજરાત રાયફલ શૂટીંગ ચેમ્પીયનશિપ ટ્રોફી એનાયત કરી રમતજગતમાં સારું માન મેળવેલું.

તેઓ સાહિત્યપ્રેમી હતા અને સંસ્કૃતના અભ્યાસી હતા. શાસ્ત્રીય સંગીત પ્રત્યે તેમને સારી અભિરૂચિ હતી. તેઓ એક સારા વક્તા પણ હતા.

તેઓ ધાર્મિક વૃત્તિના હતા. પરોઢિયે વહેલા ઊઠીને ઈષ્ટદેવની પૂજાવિધિથી તેમની દિનચર્યાનો આરંભ થતો. તેમણે સહસ્રચંડી, શતચંડી, નવચંડી, વિષ્ણુયાગ, અતિરુદ્ર જેવા યજ્ઞો કરાવેલા. જગદ્‌ગુરુ શંકરાચાર્યે તેમની ધર્મનિષ્ઠા બદલ પદવી પણ એનાયત કરેલી.

રાજ્યની ખેતીવાડીની સમૃદ્ધિ વધે અને ખેડૂતો આબાદ બને તે માટે તળાવો ખોદાવીને, બોરીંગ–કૂવાઓ કરાવીને સિંચાઈનો લાભ ખેડૂતોને મળી રહે તે માટે તેઓ પ્રયત્નશીલ રહ્યા હતા.

પાટડી અને આસપાસનાં ગામોની જનતાને તબીબી સેવા પૂરી પાડવા માટે તેઓશ્રીએ ''પાટડી સ્ટેટ હોસ્પિટલ'' શરૂ કરેલી. તેની સાથે સાથે, ''રાણી શ્રી રૂક્ષ્મણીબા પ્રસુતિગૃહ'' અને ''શ્રી બેનકોરમા જનરલ વૉર્ડ'' પણ શરૂ કરેલ.

તેઓશ્રી સમાજસુધારાના હિમાયતી હતા. ચાંલ્લા અને લેવડદેવડની સામાજિક કુરૂઢિને તેમજ લગ્નપ્રસંગના બાહ્ય આડંબરને તિલાંજલી આપવાના તેઓ હિમાયતી હતા. કન્યા કેળવણીની વૃદ્ધિથી જ સમાજની કાયાપલટ થઈ શકે એવું તેઓશ્રી માનતા હતા.

અમદાવાદના ''દરબાર શ્રી સૂરજમલજી કડવા પાટીદાર બૉર્ડિંગ હાઉસ''ના તેઓશ્રી પ્રમુખ હતા તેમજ ડાકોરના ''દરબારશ્રી હિંમતસિંહજી જોરાવરસિંહજી ડાકોરપુરી અન્નક્ષેત્ર ધર્માદા ટ્રસ્ટ''ના તેઓશ્રી પ્રમુખ હતા.

તેઓશ્રીએ પોતાના મરહૂમ પિતાશ્રી નારાયણસિંહજીની સ્મૃતિમાં પાટડીમાં ''દરબારશ્રી નારાયણસિંહજી કડવા પાટીદાર જ્ઞાતિ ભુવન'' લગ્ન પ્રસંગે ઉપયોગમાં આવે તેવી સુવિધાવાળી વાડી બંધાવી આપી છે. પોતાનાં ધર્મપત્ની મરહૂમ ઈચ્છાલક્ષ્મીની પુનિત યાદમાં પાટડી કેળવણી મંડળને રૂા.૨૫,૦૦૦/- નું દાન આપી ''શ્રી ઈચ્છાલક્ષ્મીબા સાર્વજનિક છાત્રાલય''નું નિર્માણ કરવામાં તેઓશ્રીએ સહયોગ આપ્યો હતો.

તેઓશ્રીનો દેહાંત તા.૨૭–૧૧–૧૯૭૮ના દિને થયો હતો.

સ્વ. દેસાઈશ્રી પ્રતાપસિંહજી કન્યા કેળવણીના હિમાયતી હતા. તેથી તેઓશ્રીની પુનિત યાદમાં તેમના રાજકુટુંબ તરફથી રૂપિયા ત્રણ લાખ એંશી હજારનું ઉદાર દાન પાટડી કેળવણી મંડળને આપવામાં આવ્યું છે અને સ્વર્ગસ્થની યાદમાં પાટડીમાં ''શ્રી પ્રતાપસિંહજી ગર્લ્સ હાઈસ્કૂલ''ના અદ્યતન સુવિધાવાળા મકાનનું નિર્માણકાર્ય કરાવેલ.

પાટડીના આ છેલ્લા રાજવી પ્રતાપસિંહજીના રાજકુમારો અને રાજકુંવરીઓ નીચે મુજબ છે :

કિશનસિંહજી, પદ્માબેન, દીલીપસિંહજી, રાજેન્દ્રસિંહજી, સરલાબેન, લક્ષ્મણસિંહજી, વીરૂબેન, પ્રવીણાબેન, કીર્તિસિંહજી, લીનાબેન, ચૈતન્યસિંહજી અને સુરેશસિંહજી.

**નોંધ :**

(૧) પ્રત્યેક દેસાઈ રાજવીના શીર્ષક પાછળ દર્શાવેલ વર્ષો તેમના રાજ્યઅમલનો સમયગાળો બતાવે છે.

(૨) દેસાઈ પટેલોના પૂર્વજો પંજાબમાંથી નીકળી કુશાવતી (મગધપ્રાંત)માં આવી વસેલા. ત્યાં મહારાજા ચંદ્રગુપ્તના સમયમાં દેસાઈ પટેલોના સરદાર અમરસિંહે લડાઈઓમાં સારું પરાક્રમ દાખવી મહારાજાને વિજયો અપાવેલા. તેથી મહારાજાએ અમરસિંહને જાગીર આપી પોતાનો ખંડિયો રાજા બનાવ્યો હતો. મહારાજાને પ્રસન્ન કરવા અમરસિંહે પોતાને મળેલી જાગીરમાંથી એક ગામ સાંચીના બુદ્ધ સ્તુપમાં દાનમાં આપ્યાનું ઈતિહાસ પરથી જણાઈ આવે છે.

(બો.ગે.વો. ૧ ભા.૧)

સને ૧૯૧૨માં પ્રસિદ્ધ થયેલ ''કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ'' ઉપરોક્ત દેસાઈ પટેલ રાજવી અમરસિંહ (કુશાવતી)થી દેસાઈ પટેલ

વંશની શરૂઆત કરી, દોલતસિંહજી (પાટડી) સુધીની ૯૩ પેઢીનાં નામો પાના નંબર ૭૨ થી ૧૧૧ સુધીમાં આપે છે. આ ઈતિહાસ પ્રસિદ્ધ થયા પછી (૯૪) નારાયણસિંહજી અને (૯૫) પ્રતાપસિંહજી એમ બે પેઢીઓ ઉમેરતાં કુલ ૯૫ પેઢીઓ થાય છે.

'સુરેન્દ્રનગર ડિસ્ટ્રીક્ટ ગેઝેટિયર' અને 'ભારત મંડળ' આ દેસાઈ પટેલોની પેઢીનાં નામોનો નીચે મુજબ તૂટક તૂટક ક્રમ આપે છે : ૪૦ વ્રજપાલજી, ૫૪ દેવપાલજી, ૫૫ જેતસિંહજી, ૬૧ અજમલજી, ૭૧ વેરીસિંહજી, ૮૦ વેણીદાસ, ૮૬ ભાવસિંહજી. આ પેઢીનામું આગળ લંબાવીએ તો ૮૭ નાથુભાઈ, ૮૮ વખતસિંહજી, ૮૯ હરિસિંહજી, ૯૦ કુબેરસિંહજી, ૯૧ જોરાવરસિંહજી, ૯૨ હિંમતસિંહજી, ૯૩ સૂર્યમલસિંહજી (સૂરજમલજી), ૯૪ દોલતસિંહજી, ૯૫ નારાયણસિંહજી ૯૬ પ્રતાપસિંહજી. આ રીતે કુલ ૯૬ પેઢીઓ થાય.

દેસાઈ રાજવંશની ૯૫ પેઢીનાં નામો "કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ"ના આધારે "પાટડી દર્શન"માં આપ્યાં છે. સંભવ છે કે, શરૂઆતની ૧ થી ૪૦ પેઢીઓ પૈકી, કોઈ એક પેઢીનું નામ "કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ"માં શરતચૂકથી લેવાનું રહી ગયું હોય અગર તે મળ્યું જ ન હોય.





# ૯ દેસાઈ કુળની વીરાંગના માણેકબાઈ

**માણેકબાઈ !**

હા, માણેકબાઈ, શક્તિદેવીનું એક બીજું સ્વરૂપ. એ દૈવી શક્તિ ધરાવતી, પવિત્ર, તેજસ્વી દેસાઈકુળની વીરાંગના હતી. એની દેદીપ્યમાન મુખાકૃતિ પરથી તેજનો અંબાર છૂટતો. એ માંડલની રાજમાતાએ દેસાઈઓના રાજમુગુટને રોશન કર્યો છે.

મુસ્લિમો, મરાઠાઓ અને લુટારુ ટોળીઓના હુમલાઓ સામે એ જવાંમર્દ નારીએ માંડલનગરની પ્રાણના ભોગે રક્ષા કરી હતી. સમગ્ર ચૂંવાળ પ્રદેશ પર એ વીરાંગનાની હાક વાગતી હતી.

પાટડીના રાજવી દેસાઈ ભાવસિંહજીના પિત્રાઈ ભાઈ માંડલના પરાક્રમી અને મુત્સદ્દી રાજવી જેઠાભાઈની એ ધર્મ-પત્ની હતી. એક વખતે જેઠાભાઈ હળવદ રાજ્ય પાસે પેશ્વાની ચઢી ગયેલી રૂપિયા બે લાખની ખંડણી વસૂલ કરવા ગયા હતા. ખંડણીની વસૂલાત માટે તેમણે હળવદની વિધવા રાણી જીજીબાને બે આકરાં વેણ કીધાં. તેથી રાણી ખૂબ છંછેડાઈ. જીજીબાઈએ પોતાના મરહૂમ પતિના મિત્ર પનારના કુંપાજી ઠાકોરને જણાવ્યું કે, "માંડલના જેઠાભાઈ ખંડણીની વસૂલાત માટે હળવદ આવ્યા હતા. ત્યારે ખંડણી માટે મારા પર તગાદો કરતાં આકરાં વેણ કીધાં હતાં. એ વેણથી મારું હૈયું વીંધાયું છે. તમે જેઠાભાઈને ઠાર મારો કે જેથી ફરીથી મારે એવાં વેણ સાંભળવાં ન પડે." અને જેઠાભાઈનાં એ આકરાં વેણ ખતરનાક તીર સમાન નિવડ્યાં.

જેઠાભાઈ જ્યારે નવા ગામને તોરણ બાંધવા ગયેલા ત્યારે એમને નિઃશસ્ત્ર જોઈ પનારના કુંપાજી ઠાકોરે અચાનક હુમલો કરી જેઠાભાઈને ઠાર માર્યા. અને ત્યારથી માણેકબાઈની નિંદ્રા હરામ થઈ ગઈ હતી. પોતાના નિઃશસ્ત્ર પતિને હણનાર કુંપાજી ઠાકોર સામે માણેકબાઈ ભારે રોષે ભરાયેલી. પતિના ખૂનીના લોહીથી પનારની ભોમકા રંગી દેવાનો વિચાર રાતદિવસ એના હૃદયને કોરી ખાતો હતો.

એક દિવસે માણેકબાઈએ યોદ્ધાનો વેશ ધારણ કર્યો. છાતી પર બખ્તર ધારણ કર્યું, કેડે કમરપટો બાંધ્યો ને તેમાં બેધારો જમૈયો ખોસ્યો. હાથમાં દુશ્મનનું લોહી પીવા લબકારા મારતી તગતગતી તલવાર પકડી અને છલાંગ મારીને માણેકબાઈ તેજીલી ઘોડી પર સવાર થઈ. ઈશારો થતાંની સાથે જ, તીર છૂટે તેમ માણેકબાઈની ઘોડી પનારના પાદર ભણી પવનવેગે ઉપડી. દુશ્મનને ખાક કરી દેવા માણેકબાઈની આંખોમાંથી આજે આગ વરસી રહી હતી.

મોખરે રણચંડી માણેકબાઈ અને પાછળ એના સૈનિકોનો રસાલો. પનારના પાદરે પહોંચતાં જ રણચંડીએ ત્રાડ નાંખી ક્યાં છે કુંપાજી મકવાણો ? કુંપાજી, તારામાં હિંમત હોય તો એક વખત મારી સામે આવ. આજે તારું મોત તને પોકારી રહ્યું છે.'

કુંપાજી આવાં કંઈક ધિંગાણા જોઈને રીઢો થઈ ગયો હતો. વિફરેલો વાઘ ત્રાડ પાડતો ધસી આવે એમ ઘોડા પર સવાર થયેલો કુંપાજી તલવાર ઉગામતો માણેકબાઈ પર ધસી આવ્યો.

માણેકબાઈએ ઘોડીની લગામ ખેંચતાં જ તે આગળનાં પગે અદ્ધર થઈ ગઈ અને એની સાથે જ આ રણચંડીની તલવાર એવા જોશથી કુંપાજીની ગરદન પર ત્રાટકી કે એનાં ધડ અને માથું જુદાં થઈ ગયાં આજે જેઠાભાઈના ઘાતક કુંપાજીના લોહીથી પનારની ભૂમિ રંગાઈ ગઈ. તે દિવસે દેસાઈકુળની વીરાંગનાના શૌર્યનાં પારખાં પનારે કરી લીધાં.

માંડલે તેની રણચંડી રાજમાતાનું તે દિવસે વાજતે ગાજતે સામૈયું કર્યું અને દેસાઈકુળે તેની અદ્‌ભૂત સ્ત્રીશક્તિનું ગૌરવપૂર્વક અભિવાદન કર્યું.

'તલવાર, તુરગ અને તેજસ્વી સ્ત્રીનો એ જમાનો હતો.' ગુજરાતના સાક્ષર 'ધૂમકેતુ'ના એ વિધાનનો દેસાઈકુળની આ વીરાંગનાએ સાક્ષાતકાર કરી બતાવ્યો.

માણેકબાઈ રણચંડીનું સ્વરૂપ ધારણ કરી શકતી, તેમ પોતાનાં દુઃખી પ્રજાજનો પ્રત્યે કરૂણા વરસાવતી દયાની દેવીનું સ્વરૂપ ધારણ કરી શકતી. મહેલના ઝરુખે બેસી રૈયતની રાડ ફરીયાદ સાંભળતી અને ન્યાય તોલતી. દુઃખીનાં દુઃખ હરનારી એ માંડલની રાજમાતા હતી. પતિના ખૂન પછી, પોતાના કુંવરની સગીરાવસ્થામાં રાજ્યના મજબૂત સંરક્ષક તરીકે, એક કુશળ વહીવટકર્તા તરીકે અને ચકોર રાજનીતજ્ઞ રાણી તરીકે એની ભારે ખ્યાતિ હતી. ગરીબ રૈયતની એ છત્રછાયા હતી.

દેસાઈકુળની આ વીરાંગનાની યાદ આપતો 'માણેકબાઈ દરવાજો' માંડલમાં આજે ય ઊભો છે.

નોંધ : વીરાંગના માણેકબાઈએ કુંપાજી ઠાકોરને માર્યો એ ઘટના ઈ.સ. ૧૭૮૩ના અરસામાં બની હતી. ત્યારે પાટડીની રાજગાદી પર દેસાઈ નાથુભાઈ હતા.



## **આ છે અમારી પાટડી. . .** (પાટડી સોનાની હાટડી)

પ્રેમ પુરૂષાર્થ પુણ્ય ભૂમિપ સમર્પણ સાહસ શૌર્ય આંખડી,
જતિ, સતિ, સંત, શુરાપુરા, પ્રાગટ્યભૂમિ પાટડી, સોનાની હાટડી
આ છે અમારી પાટડી...

જાળેશ્વર મહાદેવ, દરિયાલાલ દેવ, વિશ્વેશ્વર મહાદેવ, આબુરાજ
છપૈયાના સ્વામી નારાયણ ભગવાન, વર્ણિન્દ્ર ધામ અમારો તાજ
દિપે કમલ પાંખડી આ છે અમારી પાટડી...

સબરસ ખેતી, ખુડખર મોતી, રઘુવિલાસ છે વૈભવી ઈતિહાસ
શક્તિ ઝરૂખે આવીયા, જગે દિપ્યો માં તણો દિવ્ય ઉજાસ
વિશ્વ સાંજે આંખડી આ છે અમારી પાટડી...

દિલ દોલત દાતારી, સમર્પણ સાદગી, સંસ્કાર, દેસાઈ પરિવાર રાજવી
શાળા કોલેજ શિક્ષણ ધામ, સુરજમલસિંહજી હાઈસ્કુલ ઓળખ આગવી
સાક્ષર જ્યોત દિવડી આ છે અમારી પાટડી...

ગઢ, કિલ્લા, ખંડેર ઈમારત, ડહેલા ખાંચા વાસ, તણો આભાસ
ખાદી, ગાદી, વાત સાદી દાદુ કહે ઈતિહાસ નયન જ્યોત પ્રકાશ
ખારાપાટે મીઠી વીરડી આ છે અમારી પાટડી...

# ૧૦ પાટડી દરબારશ્રી પ્રતાપસિંહજીના રાજકુંવરી શ્રીમતી પદ્માબેન જયકૃષ્ણ

## મહિલા - ઉત્કર્ષનાં પ્રણેતા

શ્રીમતી પદ્માબેન જયકૃષ્ણની ઓળખ પાટીદાર સમાજને આપવી, એ થોડું અજુગતું લાગે. છતાંય ઔપચારિક રીતે તેમની ઓળખ આપવી હોય તોય થોડી મુંઝવણ તો અવશ્ય થાય. એમની કઈ ઓળખ આપવી ? પાટડીના પાટીદાર રાજવી દરબારશ્રી પ્રતાપસિંહજીના રાજકુંવરી તરીકે કે ગુજરાતના જાણીતા ઉદ્યોગપતિ સ્વ. જયકૃષ્ણ હરિવલ્લભદાસનાં પત્ની તરીકે કે પછી મહિલાક્ષેત્રે કાર્યરત સંસ્થાઓનાં પ્રણેતા - પ્રમુખ કે પ્રવૃત્તિશીલ કાર્યકર તરીકેની ?...તેમનું બહુકોણીય, ચિરપરિચિત, હસમુખ વ્યક્તિત્વ તેમના સંપર્કમાં આવનાર સહુ કોઈને પોતીકું લાગ્યું છે, સહુને તેઓ આપ્તજન લાગ્યા છે.

પાટીદાર સમાજના ઉત્કર્ષમાં અને તેની સામાજિક તેમજ સેવાકીય પ્રત્યેક પ્રવૃત્તિમાં સદાય મદદરૂપ થવાની તેમના કુટુંબની પરંપરાનાં પ્રહરી એવાં પદ્માબેનના વૈવિધ્યસભર વ્યક્તિત્વને શબ્દદેહ આપવો એ થોડું કપરું તો અવશ્ય છે.

પદ્માબેનનો જન્મ, ઉમદા સંસ્કારોના વારસા સાથે પાટડીના રાજવી દરબાર શ્રી પ્રતાપસિંહજીના વૈભવી અને ખમીરવંતા ખોરડે ઈ.સ. ૧૯૨૬માં નવેમ્બરની ૨૫ તારીખે થયો. રાજવી માતાપિતા પાસેથી સહૃદયતા, ઉદારતા અને ભક્તિભાવના પાઠ આત્મસાત્ કરી ગુજરાતના જાણીતા ઉદ્યોગપતિ અને અમદાવાદના મિલમાલિક શ્રી જયકૃષ્ણ હરિવલ્લભ સાથે તેઓ લગ્નગ્રંથિથી જોડાયાં. પતિગૃહે વહીવટી સૂઝ અને નિર્ણયશક્તિનો અનુભવ કેળવી તેઓએ જાહેર જીવનમાં પદાર્પણ કર્યું.

નાનપણમાં મળેલ સેવાના સંસ્કારોએ પદ્માબેનને મહિલાઓના સેવાકીય ક્ષેત્રે 'કાંઈક' નક્કર કરવા પ્રેર્યાં. બાળપણ અને કિશોરાવસ્થા દરમ્યાન પડેલી ગાંધી વિચારધારાની અમિટ છાપ થકી તેઓના જીવનમાં ત્યાગ, સાદાઈ, સેવા અને પરમાર્થે કાંઈક કરી છૂટવાની ભાવના બળવત્તર બનતી ગઈ, કદાચ એટલે જ પૂજ્ય ગાંધીજી પ્રેરિત મહિલાઓ માટે કાર્યરત પ્રતિષ્ઠિત સંસ્થા 'જ્યોતિસંઘ'માં લગ્ન પછી તરત એટલે કે માત્ર ૨૦ વર્ષની ઉંમરે સક્રિય થયાં. શરૂઆતમાં છ વર્ષ ઉપપ્રમુખ તરીકે અને ત્યારબાદ છ વર્ષ પ્રમુખ તરીકે પદ્માબેન આ સંસ્થામાં સેવારત રહ્યાં.

મહિલાઓ સ્વાવલંબી નહીં બને ત્યાં સુધી તેમનો વિકાસ શક્ય નથી તેવું ભારપૂર્વક માનનારાં પદ્માબેન અમદાવાદના વાડજ ખાતે 'જ્યોતિસંઘ'ની ભગિની સંસ્થા 'શ્રીમતી મહાલક્ષ્મીબહેન હરિવલ્લભદાસ ઉદ્યોગ ભવન'ની સ્થાપના કરી. અહીં વિવિધ ગૃહઉદ્યોગ શીખવી બહેનોને પગભર બનાવવાના પુનિત કાર્યમાં તેઓ અગ્રેસર બન્યાં.

તેવી જ રીતે ગુજરાતમાં તબીબી અને સેવાકીય ક્ષેત્રે વર્ષોથી કાર્યરત એવી પ્રતિષ્ઠિત સંસ્થા 'ગુજરાત સારવાર મંડળ'ના પ્રમુખસ્થાને રહી પદ્માબેન સંસ્થાની વિવિધ પ્રવૃત્તિઓનાં રાહબર બની રહ્યાં. આજે છેલ્લા ૪૩ વર્ષથી સતત સક્રિય રહી તેઓ સંસ્થાનાં વડીલ માર્ગદર્શકની ભૂમિકા ભજવી રહ્યાં છે.

અમદાવાદના ઘણા શ્રીમંત પરિવારોમાં આંગળીના વેઢે ગણાય તેટલા પરિવારો સામાજિક ક્ષેત્રે કાર્યરત સંસ્થાઓમાં સક્રિય રહી સંસ્થાઓને તન-મન-ધનથી સમર્પિત રહ્યા છે. સ્વ.જયકૃષ્ણભાઈનો પરિવાર પણ આવા પરિવારમાંનો એક છે. અનાથ બાળકો માટે સાતત્યપૂર્ણ કાર્ય કરતી સંસ્થા 'મહિપતરામ રૂપરામ આશ્રમ' સાથે પદ્માબેન છેલ્લાં ૪૦ વર્ષથી સંકળાયેલાં છે. અનાથ બાળકો અને બાળાઓના ઉછેરથી માંડી તેઓ જીવનના સામાન્ય પ્રવાહમાં એકરૂપ ન થઈ જાય ત્યાં સુધી તેઓની સારસંભાળ અને સલામતી રાખવી, વિવિધ જરૂરિયાતો પૂરી પાડવી તેમજ વ્યવસાયલક્ષી તાલીમ અને શિક્ષણ પૂરું પાડી તેઓને પુનઃ સ્થાપિત કરવાની બહુવિધ જવાબદારી અદા કરવામાં પદ્માબેન હંમેશ તત્પર રહ્યાં છે. નાનાં અનાથ બાળકોના તંદુરસ્ત સ્વાસ્થ્ય અને સારવાર માટે પદ્માબેને સંસ્થામાં ખાસ તબીબી વિભાગ ઊભો કરાવ્યો છે.

મહિલાઓ માટે કાર્યરત ખૂબ જૂની અને જાણીતી 'અખિલ હિંદ મહિલા પરિષદ'ની એલિસબ્રિજ શાખામાં તો પદ્માબેન છેલ્લાં ૪૨ વર્ષથી સક્રિય છે. છેલ્લા ૧૫ વર્ષથી તેઓ આ સંસ્થાના ટ્રસ્ટ પ્રમુખ તરીકે સંસ્થાનું સંચાલન કરી રહ્યાં છે. આમ, ગુજરાતને મહિલાક્ષેત્રે પ્રતિનિધિત્વ પૂરું પાડવામાં પદ્માબેન હંમેશ પ્રયત્નશીલ રહ્યાં છે.

પાટીદાર સમાજના 'ધરતી મહિલા જાગૃતિ મંડળ'ના કારોબારી સભ્યોની વિનંતીથી પદ્માબેન ઈ.સ. ૧૯૯૧થી સંસ્થાનાં પ્રમુખસ્થાને રહી સંસ્થાની વિવિધ પ્રવૃત્તિના માર્ગદર્શક બની રહ્યાં છે. આ જ રીતે 'ઉમા મહિલા ઉદ્યોગ મંદિર' તેમજ 'મહિલા સ્વાવલંબન કેન્દ્ર'ની વૈવિધ્યસભર પ્રવૃત્તિને તેમનું નેતૃત્વ મળી રહ્યું છે તે સમાજ માટે ગૌરવની વાત છે. શિસ્ત અને સાદગીનાં આગ્રહી પદ્માબેને પાટીદાર સમાજની બહેનોને પરિશ્રમનો જીવનમંત્ર આપી પગભર કરવામાં મહત્ત્વનું પ્રદાન કર્યું છે.

ગુજરાતના સમાજ-જીવન સાથે વણાઈ ગયેલું વ્યક્તિત્વ એટલે પદ્માબેન જયકૃષ્ણ. પતિના પ્રભાવી વ્યક્તિત્વ સાથે એકરૂપ થઈને પણ પોતાની આગવી ઓળખ ઊભી કરનાર પદ્માબેનને સેવાકીય ક્ષેત્ર કાર્યરત રહેવા પતિ જયકૃષ્ણનો સાથ-સહકાર નિરંતર મળતો રહ્યો, એટલું જ નહીં પણ તેમનો માર્ગદર્શક અભિગમ પદ્માબેન માટે પ્રોત્સાહક બની રહેતો. રાજ્યની, કેન્સરના દર્દીઓ માટે કાર્ય કરતી 'ગુજરાત કેન્સર સોસાયટી'માં પણ પદ્માબેન છેલ્લાં ૨૫ વર્ષથી માર્ગદર્શક ભૂમિકા ભજવી રહ્યાં છે. સ્વાસ્થ્ય અને તબીબી ક્ષેત્રે પદ્માબેનનું સક્રિયપણું આજની નારી માટે ઉદાહરણરૂપ બની રહ્યું છે.

પાટીદાર સમાજની પ્રતિષ્ઠિત સંસ્થા 'અખિલ ગુજરાત કડવા પાટીદાર પરિષદ'ના પ્રમુખ તરીકે હાલમાં જ થયેલ તેમની વરણી પદ્માબેનની સમાજ પ્રત્યેની પ્રતિબદ્ધતા પુરવાર કરે છે. તેવી જ રીતે ભગિની સમાજના ઉદવાડા કેન્દ્રની કારોબારીના પ્રતિષ્ઠિત સભ્ય તરીકે તેમજ સિવિલ હોસ્પિટલ સલાહકાર બોર્ડના માનદ્ સભ્ય તરીકે તેમની નિયુક્તિ જે તે સંસ્થા માટે પ્રેરક બની રહી છે.

રાજ્ય કે રાષ્ટ્રિય સ્તરે આવી પડેલી કુદરતી આપત્તિ સમયે રાહતકાર્યોમાં તેમના પરિવારની આર્થિક સહાય કાર્યમાં અને કાર્યકરોમાં જોમ અને જુસ્સો આપનાર બની રહેતી. દુનિયાના વિવિધ દેશોમાં ફરી, ત્યાંની સામાજિક સંસ્થાઓની કાર્યપદ્ધતિનો અભ્યાસ પદ્માબેનને દેશની સંસ્થાઓની પ્રસ્થાપિત પ્રણાલીમાં સુધારા-વધારા કરવામાં મદદરૂપ થઈ પડતો.

આમ સ્ત્રી-ઉત્કર્ષનાં કાર્યોમાં સતત કાર્યરત રહી પદ્માબેને મહિલા સંસ્થાઓમાં નોંધપાત્ર સેવાઓ આપી છે. સ્વ. પતિ જયકૃષ્ણભાઈનાં અધૂરાં સામાજિક કાર્યોને વેગવંતાં બનાવવામાં પણ સંપૂર્ણ સ્વસ્થતાથી તેઓ વિવિધ ક્ષેત્રે સક્રિય રહી શક્યાં છે તેમાં પણ પરમકૃપાળું પરમાત્માનો કાંઈક પુનિત સંકેત હશે !...

પાટીદાર સમાજે પણ તેમની આ સેવાભાવનાની કદરરૂપે મહિલા જાગૃતિ ક્ષેત્રે તેમના યોગદાન બદલ અખિલ ગુજરાત કડવા પાટીદાર પરિષદ તરફથી વર્ષ ૧૯૯૮માં 'પાટીદાર રત્ન એવોર્ડ'થી તેમને સન્માનિત કરી તેમની મહિલા ક્ષેત્રે સુદીર્ઘ સેવાઓ બિરદાવી હતી. તે પછીના જ વર્ષે એટલે કે ઈ.સ. ૧૯૯૯ના વર્ષમાં વિવિધ ક્ષેત્રે તેમની વિશિષ્ટ સેવા બદલ પ્રતિષ્ઠિત નાનુભાઈ સુરતી એવોર્ડ તેમને આપવામાં આવ્યો. ઈ.સ. ૨૦૦૩માં પ્રતિષ્ઠિત વિશ્વગુર્જરી સંસ્થા તરફથી તેમનું વિશિષ્ટ સન્માન કરવામાં આવ્યું. હમણાં હાલમાં જ એટલે કે વર્ષ ૨૦૦૫માં 'કડવા પાટીદાર પરિવાર ટ્રસ્ટ અને મહિલા વિકાસ, અમદાવાદ' તરફથી ''મહિલા ક્રાંતિ અભિયાન એવૉર્ડ'' આપી તેમણે મહિલા ક્ષેત્રે આપેલી સેવાઓને સન્માનિત કરાઈ. આમ સમાજે પણ વિવિધ તબક્કે તેમણે આપેલી સેવાઓની નમ્રપણે નોંધ લીધી છે.

પુત્રો મૃગેશભાઈ અને રાજેશભાઈના પરિવાર સાથે પોતાની જીવનસંધ્યાનાં અમૂલ્ય વર્ષો વિતાવી રહેલાં આપણા સહુનાં માર્ગદર્શક અને પ્રેરણાસ્રોત, પદ્માબેન આજે પણ તેમના સુદીર્ઘ નિરામય જીવનની પુષ્પપાંખડીઓ સમાજના વિવિધ ક્ષેત્રે વેરતાં રહ્યાં છે. ધન્ય છે તેમની સેવાભાવનાને જે સરાહનિય છે.



# ૧૧ 'ધરતી' સંસ્થાના કર્ણધાર અને સૂત્રધાર

## શ્રી પ્રભાતકુમાર દેસાઈનું જન્મ શતાબ્દી વર્ષ

**શ્રી પ્રભાતકુમાર** દેસાઈનો જન્મ ૨૦ જાન્યુઆરી, ૧૯૨૩ના રોજ થયેલો. આજે ૧૦૦ વર્ષ પૂરા થયા. સ્વ.શ્રી પ્રભાતકુમાર દેસાઈ યાદ કરવા જેવું, જાણવા ને સમજવા જેવું વ્યક્તિત્વ છે.

ઈ.સ. ૧૯૪૫માં શ્રી અખિલ કડવા પાટીદાર પ્રગતિ મંડળનું અધિવેશન મળ્યું હતું. જેમાં શ્રી પ્રભાતકુમાર દેસાઈ દ્વારા જ્ઞાતિનું મુખપત્ર શરૂ કરવાનો ઠરાવ મૂકવામાં આવ્યો હતો. તે વખતે પ્રભાતકુમારની ઉંમર ૨૩ વર્ષની હતી, પોતે યુવાન હતા. થનગનતું લોહી હતું ને સમાજમાં કંઈક નવું કરવાની તમન્ના હતી. પોતે સૂરજમલજી બોર્ડિંગમાં રહીને હસ્તલિખિત 'કમળ'નામની પત્રિકાનું સંપાદન કરતા હતા. લખવામાં જરાયે આળસ નહીં. પ્રભાતકુમારે મૂકેલા ઠરાવને અંબાલાલ ત્રિભોવનદાસ તક્તાવાળા અને શેઠ ભગુભાઈ ચંદુલાલે ટેકો આપ્યો અને ચંદ્રવદન લશ્કરીની આગેવાની હેઠળ દેશ આઝાદ થયો તે જ દિવસે ૧૫મી ઓગસ્ટ, ૧૯૪૭ના દિવસે 'ધરતી'નો પ્રથમ અંક પ્રગટ થયો, જેના તંત્રી ચંદ્રવદન લશ્કરી અને સહમંત્રી પ્રભાતકુમાર દેસાઈ રહ્યા. પાટીદાર સમાજની માસિક પત્રિકાનું નામ 'ધરતી' પ્રભાતકુમારે નક્કી કર્યું. છાપવાથી માંડીને પ્રચાર-પ્રસાર કરવાની તમામ જવાબદારી પ્રભાતકુમારે ઉપાડી લીધી ને વર્ષો સુધી પ્રભાતકુમાર ધરતીમય બની ગયા. તા.૨૦ ઑગસ્ટ, ૨૦૦૩માં તેઓનું અવસાન થયું ત્યાં સુધી 'ધરતી' સાથે જોડાયેલા રહ્યા. 'ધરતી'ને જીવતં ને ગતિશીલ બનાવવાના કાર્યમાં પ્રભાતકુમારનો ફાળો સૌથી વિશેષ છે.

પ્રભાતકુમાર માત્ર 'ધરતી'ના તંત્રી જ નહીં પણ પાટીદાર સમાજને ચેતનવંતુ બનાવવા માટે રાત-દિવસ મહેનત કરનાર જાગૃત અને સેવાભાવી સમાજસેવક હતા. તેઓના વ્યક્તિત્વમાં સરળતા, પ્રેમ અને માનવીય મહાનતાના ગુણો હતા. સફેદ વસ્ત્રોમાં આંતર્બાહ્ય સંત હતા. કોણ જાણે તેઓએ બીજા માટે જીવન ધારણ કર્યું હોય તેવું મેં અનુભવ્યું. ક્યારેય પોતાના હિતની વાત નહીં. પોતાના કામની પણ વાત નહીં. વાત માત્ર બીજાની ને એમાં મદદની ભાવના કામ કરતી હોય, આવી વ્યક્તિઓ મળવી દુર્લભ છે.

ભારતભરમાં કડવા પાટીદારોએ રાજકીય પદ, રાજાશાહી ભોગવી હોય તો તેમાં 'પાટડી'નું સ્થાન પ્રથમ છે. ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની સરહદોના ત્રિભેટે પાટડી વસેલું છે. તે ઐતિહાસિક નગર પ્રભાતકુમાર દેસાઈનું વતન. દેસાઈ કુળની આગવી વિશેષતા એ રહી કે તેઓના વંશજોએ પાટડીમાં વર્ષો સુધી રાજ્ય કર્યું હતું.

૧૯૪૫માં તેઓ ગુજરાતી વિષય સાથે બી.એ. થયા. એ વખતે ગ્રેજ્યુએટ થનારને તાત્કાલિક નોકરી મળતી હતી પણ તેઓએ કોઈ પ્રકારની નોકરી સ્વીકારી નહીં. માત્ર સમાજોત્કર્ષનું કાર્ય અને 'ધરતી' પોતાના હાથમાં રાખીને ઘણી બધી આર્થિક-પારિવારિક મુશ્કલીઓ વેઠીને લોકસેવામાં જ રત રહ્યા.

એ વખતનો જમાનો એવો હતો કે સમગ્ર પાટીદાર સમાજ ચીલાચાલુ સામાજિક રીત-રિવાજો, રૂઢિઓ, સામાજિક પરંપરાઓ, ધાર્મિક અંધશ્રદ્ધાઓ, માન્યતાઓ, ગોળોના વાડાઓમાં ઘેરાયેલો હતો. લગ્ન અને મરણ પાછળ ખોટા ખર્ચાઓ કરી-કરાવી દેવાદાર બનતો હતો. બાળલગ્નો કરાવવામાં કોઈ નાનપ ન હતી. કન્યા કેળવણી નહિવત્ હતી. દરેક યુવાનના પગમાં સમાજે ૨૦ મણની સામાજિક બેડીઓ બાંધી દીધી હતી કે ગમે તેટલી મહેનત કરે તો પણ દોડી ના શકે, પ્રગતિના શિખર સર ના કરી શકે. આવા રૂઢિગત સમાજને બદલવાની જરૂર હતી, ને આ તે જ વ્યક્તિ કરી શકે કે જેના હૃદયમાં બદલવાની આગ હોય ને પોતાનું આચરણ સમાજને દિશા આપનારું હોય. લોકોની નજર નેતૃત્વ કરનારના આચરણ ઉપર પડે છે. પ્રભાતકુમાર એક એવી વ્યક્તિ હતી કે જેઓને નિયમો ઘડ્યા તે પહેલાં નિયમો પાળ્યા. 'ધરતી' માસિકને માધ્યમ બનાવ્યું. પોતાની વિચારધારાને અનુકૂળ કાર્યકરો તૈયાર કર્યા. ને બધાનો સાથ-સહકાર લઈને સમાજ પરિવર્તનનું કાર્ય જીવનની અંતિમ ક્ષણ સુધી કર્યું.

આ એક એવી વ્યક્તિ હતી કે જેઓએ જીવનમાં ક્યારેય ડોળ કે દંભ કર્યો નથી. માત્ર સેવા જ કરી છે. ગામડાઓના વ્યાપક પ્રવાસો કર્યા. અનેક લોકોને મળ્યા.

સુખ-દુઃખમાં ભાગીદાર બન્યા. કોઈ પ્રત્યે તેઓના હૃદયમાં ક્યારેય કડવાશ નહીં. તેઓનું સંવેદનશીલ વ્યક્તિત્વ. ને પોતાની સંવેદના ઘર, પરિવાર તરફ નહીં પણ સમાજ તરફ વળી. સમાજના દુઃખો જોઈને પોતે દુઃખી થતાં પોતાનો સમય સામાજિક પરિવર્તન પાછળ જ ખર્ચે. આઝાદી પહેલાં ગ્રેજયુએટની ડિગ્રી ધરાવનાર આ વ્યક્તિએ ધાર્યું હોત તો સારી નોકરી મેળવી શક્યા હોત, સારો ધંધો કરી શક્યા હોત પણ આર્થિક ઉત્પાદન કશું જ કર્યું નહીં, માત્ર ને માત્ર 'ધરતી'.

'ધરતી' માસિક અને ધરતી વિકાસ મંડળ જે ગણો તે, તેઓના બળે જીવંત રહ્યું. પ્રગતિ કરતું રહ્યું પોતાના કાર્યો દ્વારા ધરતીના કુલદીપક રહ્યા. ધરતી સાથે જેનો પનારો પડ્યો છે, તે સમગ્ર ખેડૂત સમાજ, પાટીદાર સમાજને નવી દિશા, નવું ચિંતન, નવું કાર્ય તેઓએ પોતાના કર્મ દ્વારા આપ્યું. પોતાનાં કાર્યો દ્વારા સમાજ જાગૃતિનો દીપ પ્રગટાવનારા આ મહામાનવને સમાજ ક્યારેય ભૂલી શકશે નહીં.

આઝાદીના સમયે પાટીદાર સમાજ અનેક સામાજિક વિકૃતિઓથી ભરેલો હતો. પ્રભાતકુમારે સમૂહલગ્નો, કન્યા કેળવણી, ગૃહિણી તાલીમ શિબિરો, બાળલગ્ન નાબૂદી, પ્રેતભોજનમાં ડૂબી ગયેલા સમાજમાં ચેતના પ્રગટાવી, 'ધરતી'ના માધ્યમ દ્વારા સમગ્ર ગુજરાતમાં સમાજયાત્રાઓ યોજી, સામાજિક બહિષ્કાર સામે ઉગ્ર આંદોલન ઊભું કર્યું.

પ્રભાતકુમારના જીવનનો એક પ્રસંગ રજૂ કરું છું:

**વરઘોડાને દૂરથી જ નમસ્કાર** : સને ૧૯૫૮માં અમદાવાદના પરા રખિયાલમાં સમાજ સુધારા પરિષદ મળી. આ પરિષદમાં લગ્ન ઉજવણીના વધતા જતા ખર્ચને સંયમિત કરવા ૧૯ ઠરાવો થયા. તેમાં લગ્નના બાહ્ય આડંબરને દૂર કરવાના ઉદ્દેશથી લગ્નપ્રસંગે બેન્ડવાજાં નહીં વગડાવવાં એવો ઠરાવ થયો.

જે વિસ્તારમાં આ પરિષદ મળી હતી તે વિસ્તારની નજદીકમાં રહેતા એક સામાજિક કાર્યકરના ભાઈનાં લગ્ન લેવાયાં આ લગ્નની કુમકુમ પત્રિકા પ્રભાતકુમારને મળી. એટલે પ્રભાતકુમાર વરઘોડો જ્યાંથી પસાર થવાનો હતો તે પ્રેમદરવાજાના સ્થળે બારોબાર પહોંચી ગયા. થોડીવારમાં વરઘોડો પ્રેમદરવાજા આવી પહોંચ્યો.

પ્રભાતકુમારે સ્વપ્નેય ધારેલું નહીં કે આ નિષ્ઠાવાન સામાજિક કાર્યકર વરઘોડા સાથે બેન્ડવાજાં પણ લઈ આવશે. આ બેન્ડવાજાં દૂરથી જ જોઈને પ્રભાતકુમારે આંચકો અનુભવ્યો. વરઘોડાને દૂરથી જ નમસ્કાર કરી તેઓ પોતાના પ્રેસ તરફ ઉતાવળા પગલે પાછા વળી ગયા. જો આવો એક નાનકડો સુધારો પણ સામાજિક કાર્યકર ન પાળી શકે તે સમાજને એવા કાર્યકરોમાં વિશ્વાસ કેમ બેસે ?

આવી પરિષદો જ્યારે થાય છે તે 'સમાજને બેઠો કરવો છે.' એવી સિંહગર્જનાઓ સભામંચ પરથી થાય છે. સમાજને બેઠો કરવો હશે તો સમાજના પ્રત્યેક કાર્યકરે બાહ્ય આડંબરનો ત્યાગ કરી સમાજના છેવાડાના માનવીનો ખ્યાલ કરી સામાજિક વ્યવહારમાં સાદગી સરળતા આચરવી જ પડશે. એમ નહીં થાય અને પોલી ગર્જનાઓ જ થશે તો સામાજિક કાર્યકરમાંથી લોકોનો વિશ્વાસ ઊઠી જશે.

પ્રભાતકુમાર આવા સાચા સમાજસેવક હતા. પાટીદાર સમાજને નવી દિશા, દૃષ્ટિ આપવાનું કાર્ય 'ધરતી' દ્વારા પ્રભાતકુમારે કરી બતાવ્યું છે, આજે તેઓ નથી પણ તેઓને યાદ કરીએ ને તેઓના સમાજ સુધારણાના કાર્યને વેગ આપીએ.

આ લેખ ''ધરતી''માસિક જાન્યુઆરી ૨૦૨૪ના અંકમાંથી લેવામાં આવ્યો છે. જેના લેખક ડૉ. મફતલાલ પટેલ (પૂર્વ તંત્રી 'ધરતી') છે.




ભાણજીભાઈ → જેકરણદાસ → પીતાંબરદાસ → મથુરદાસ → લખુભાઈ → ત્રિકમદાસ → હરજીભાઈ
મણીલાલ
મફતલાલ (વજેસંગ)
માણેકલાલ
પ્રભાતકુમાર
નટવરલાલ
ચંદુલાલ
રમણલાલ
વાડીલાલ
ભગવતસિંહ
મનહરલાલ
હસુભાઈ (હીરાલાલ)
પ્રાણજીવન
રાજેન્દ્ર
અજીત
યોગેશ
કુણાલ
ભાવિક
કેયૂર
સૌરભ
ગૌતમ
વિજય
કરણ
રાજ
ગીરીશ
ભરત
સત્યેન
અલ્પેશ
તારક
ગૌરાંગ
ધ્રુવ
હરીશ
રાજેશ
ઋત્વીક
ધ્રુવ
દીલીપ
પંકજ
કિશન
સ્મિત
વસંત
હરીશ
નીરવ
હર્ષિદ
મહીતોષ
સુભાષ
મહેશ
મિલન
જીગર
મુકેશ
ઉમેશ
આયુષ
ધ્રુવ
પીનાકીન
ધૈર્ય

# ❁ પ્રભાતકુમાર દેસાઈના જીવન મૂલ્યો ❁

- કોઈપણ કામ નાનું નથી, નિષ્ઠા અને પ્રમાણિકપણે પોતાની શારીરિક-માનસિક તમામ તાકાત વડે કામ કરનારાઓ હંમેશા સફળ થાય છે.
- સંસ્થા કે સમાજમાં કામ કરનારા કાર્યકરોની કદી ટીકા ન કરો. કામ કરે તેની નાની-મોટી ભૂલો તો થવાની.
- ભૂતકાળમાં બનેલી ઘટનાઓ ભૂલી જાઓ. આવતીકાલ યાદ કરો. સુખી થવાનો આ માર્ગ છે.
- સત્ય બોલો પરંતુ સામેનાને ખોટું લાગે તેવું ન બોલો.
- બીજાને ઉપયોગી ન થઈએ પણ નડતરરૂપતો ન જ થઈએ.
- મા ઉમિયાજી શક્તિનો પુંજ છે. મા ઉમિયામાં હૃદયથી શ્રદ્ધા રાખશો તો સફળતા ચોક્કસ મળશે.
- હંમેશા નીચે જોઈને ચાલવાનું રાખશો તો તમે સુખી થશો.
- ફળની આશા વગર કામ કરો, સફળતા ચોક્કસ મળશે.
- બોલો ઓછું, સાંભળો વધારે.
- સમાજને કે કોઈ વ્યક્તિને સુધારાની સલાહ આપતાં પહેલાં પોતે નિયમો પાળો. પહેલાં પોતે અમલ કરો પછી જ શિખામણ આપો.
- જીવનમાં પોઝેટીવ વિચારધારા અપનાવો. નેગેટીવ વિચારોથી બીજાને નુકસાન થાય તેનાથી વધારે પોતાને થાય છે.
- ભગવાને આપણને જીવન આપ્યું છે. જીવનમાં પ્રશ્નો ઊભા થવાના. નાની-મોટી સમસ્યાઓ પણ આવવાની. જીવનનો રસ્તો સરળ નથી. તેમ છતાં ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં માનવી આનંદથી જીવી શકે છે, ને જીવન જીવવાનો સાચો માર્ગ શોધી કાઢીને ચાલે છે તે જ મહાન છે અને સાચુ સુખ તે જ મેળવી શકે છે.
- જીવનમાં સાદગી અપનાવો, કરકસર એ આપણો બીજો ભાઈ છે.





શક્તિદેવી અને હરપાળદેવે રાત્રિના આરંભકાળે પ્રથમ તોરણ પાટડી ગામે બાંધ્યું.




શક્તિદેવી અને હરપાળદેવે બાબરાની મદદથી દિ'ઉગતાં ૨૩૦૦મું છેલ્લું તોરણ દીઘડીયા ગામે બાંધ્યું.

# વિશ્વ ઉમિયાધામ
## અમદાવાદ




શ્રી સરદાર વલ્લભભાઈ પટેલના પ્રયત્નોથી ભારતના રાજવીઓએ પોતાના રજવાડા ભારત સરકારને સોંપ્યા હતા. તે તમામ રાજવી પરિવારના વારસદારોનું સન્માન એક લાખની જનમેદનીની ઉપસ્થિતિમાં વિશ્વ ઉમિયાધામ તરફથી તા. ૩૧-૧૦-૨૦૨૩ના રોજ અમદાવાદમાં કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પાટડી રાજ્યના રાજવી પરિવારના વારસદાર યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈનું સંસ્થાના પ્રમુખશ્રી આર. પી. પટેલ દ્વારા મોમેન્ટો આપીને સન્માન કરવામાં આવ્યું.

# ૧ ૨ પાટડીનો દેસાઈવંશ—ઉડતી નજરે

ઈ.સ.૧૭૪૧માં દેસાઈ ભાવસિંહજીએ પાટડીમાં દેસાઈ વંશની ગાદીની સ્થાપના કરી ત્યારથી દેસાઈ વખતસિંહજીનું ઈ.સ.૧૮૨૮માં અવસાન થયું ત્યાં સુધીનો સમય લડાઈઓનો અને લડાઈ પછી, લડાઈની ખુવારીની પીડા વેઠવાનો હતો.

દેસાઈ ભાવસિંહજી જ્યારે વિરમગામની ગાદી પર હતા ત્યારે મુસ્લિમ—મરાઠા સેનાઓના હુમલાઓનો સતત સામનો તેમણે કર્યો હતો. એ વીર યોધ્ધાએ શરીર પરથી બખ્તર ઉતાર્યું જ ન હતું. અલી ટાંક, સુબા શેરબુલંદખાન, જવાંમર્દખાન, મોમીનખાન, રત્નસિંહ ભંડારી, મરાઠા સરદાર રંગોજી, પેશ્વાના સુબા માધવરાવ પંડિત, બાબી કમાલુદ્દીન વગેરે સામે ખૂનખાર લડાઈઓ ભાવસિંહજીએ ખેલી હતી. મરાઠા સરદાર રંગોજીએ વિરમગામ પડાવી લીધું અને તેના બદલામાં પાટડીનું પરગણું આપ્યું, ત્યારે વિરમગામની જીવનભર રક્ષા કરનાર એ રણવીરને વિરમગામ છોડતાં કેટલું બધું દુઃખ થયું હશે ! પાટડી ગયા પછી, તેમના પુત્ર નાથુભાઈએ ગાયકવાડ ફતેહસિંહરાવની મોટી ફોજ સામે બહાદુરીપૂર્વક સંગ્રામ ખેલ્યો હતો. ત્યાર પછી, દેસાઈ વખતસિંહજીને દસાડા રાજ્ય સામે લડાઈ થઈ હતી. વળી પાછું, ગાયકવાડના સેનાપતિ બાબાજીરાવના મોટા સૈન્ય સાથે ઈ.સ. ૧૮૦૩માં છ માસથી પણ વધારે સમય ખૂનખાર યુદ્ધ થયું હતું. દેસાઈ વખતસિંહજી અને તેમના વારસોને આ લડાઈ પછી ત્રણ-ચાર દાયકા સુધી ભયંકર આર્થિક મુશ્કેલી વેઠવી પડેલી.

ઈ.સ. ૧૮૦૭માં અંગ્રેજ સેનાપતિ કર્નલ વોકરના સેટલમેન્ટ પછી શાંતિની શરૂઆત થઈ હતી અને લડાઈનો ભય દૂર થયો હતો.

ઈ.સ. ૧૮૧૯માં બાજીરાવ પેશ્વાએ પોતાના સર્વ અધિકારો અંગ્રેજ સરકારને હવાલે કરી દીધા અને ઈ.સ. ૧૮૧૯ પછી તરત જ ગાયકવાડે પણ કાઠિયાવાડની ખંડણી ઉઘરાવવાનું કામકાજ અંગ્રેજ સરકારને સોંપી દીધું. અંગ્રેજ સરકારની સર્વોપરી સત્તા સ્થપાતાં ગુજરાતમાં તેમજ સમગ્ર દેશમાં સત્તાની સાઠમારીનો અંત આવ્યો અને શાંતિ તેમજ વ્યવસ્થા સ્થપાવા લાગી.

ઈ.સ. ૧૮૨૮ થી ૧૮૪૫ સુધીના દેસાઈ હરિસિંહજી અને કુબેરસિંહજીના સમયમાં દેશમાં અંગ્રેજ સત્તા સ્થિર થઈ જતાં સંપૂર્ણ શાંતિ સ્થપાઈ અને તેને કારણે અગાઉના યુધ્ધોના ઘા રૂઝાઈ ગયા.

પાટણના સોલંકી—વાઘેલા રાજાઓના શિરછત્ર નીચેના ઝાલાશાસનનો સમય પાટડી માટેનો એક સુવર્ણકાળ હતો, અને એવો જ બીજો સુવર્ણકાળ ઈ.સ. ૧૮૪૫માં દેસાઈ જોરાવરસિંહજી ગાદીએ આવ્યા ત્યારથી પાટડીમાં શરૂ થયો. તેમના વખતમાં ઈ.સ. ૧૮૭૨માં ખારાઘોડા—પાટડીથી સળંગ મુંબઈ સુધીની બ્રોડગેજ રેલ્વે શરૂ થતાં તે વખતની મુંબઈ ઈલાકાની રાજધાની મુંબઈ સાથે પાટડીનું સંધાન થઈ ગયું.

બહુચરાજી—ચાણસ્મા—હારિજ તરફની મીટરગેજ રેલ્વે તે વખતે શરૂ નહિ થયેલી. પાટડીને રેલ્વેનો પ્રથમ લાભ મળવાના કારણે બહુચરાજી—ચાણસ્મા—હારિજ—સમી—રાધનપુર તેમજ સમગ્ર વઢિયાર પ્રદેશ અને પાટડીની આસપાસના ઝાલાવાડ અને ચૂંવાળ પ્રદેશ માટે પાટડી વેપારધંધાનું એક મોટું મથક થઈ ગયું.

રાજ્યની આર્થિક સ્થિતિ સારી થઈ જતાં, દેસાઈ જોરાવરસિંહજીએ સમાજકલ્યાણની પ્રવૃત્તિઓની દિશામાં નવપ્રસ્થાન કર્યું. અમદાવાદમાં ઉચ્ચ કેળવણીની સંસ્થા ગુજરાત કોલેજ સ્થપાતાં તેના ફંડમાં દાન આપીને તેમણે પાટડીને શૈક્ષણિક ક્ષેત્રે આગળ વધવાનો સંકેત આપ્યો. વીર નર્મદના સમકાલીન એ રાજવીએ રૂપિયા પચાસ હજારની માતબર રકમ ખર્ચીને જ્ઞાતિના સમાજસુધારા માટે પાટડીમાં કડવા પાટીદાર પરિષદનું આયોજન કર્યું, જેમાં ૪૦,૦૦૦ જ્ઞાતિ અગ્રણીઓએ ભાગ લીધો હતો. ઉપરાંત, પાટડીમાં ધર્મશાળા અને વૈષ્ણવ મંદિર તેમના વખતમાં બંધાયેલાં.

હિંમતસિંહજી અને તેમનાં ધર્મપત્નીએ એક લાખ રૂપિયાના દાનથી ડાકોરપુરી અન્નક્ષેત્ર ધર્માદા ટ્રસ્ટ ઊભું કર્યું. આ ટ્રસ્ટની રકમ પાટડીના વેપારીઓને વેપારવૃદ્ધિ અર્થે વ્યાજબી દરે ધિરાણ કરવામાં આવતી અને તેના વ્યાજની રકમ ડાકોરપુરી અન્નક્ષેત્રમાં વપરાતી. વેપારવૃદ્ધિ અને ધર્મભાવના બંનેને તેમણે યુક્તિપૂર્વક જોડી દીધેલાં.

પિતાજીના સ્મરણાર્થે 'જોરાવરસિંહજી પુસ્તકાલય'નું નિર્માણ કરી તેમણે પાટડીમાં જ્ઞાનની પરબ શરૂ કરેલી.

સૂરજમલજીએ પાટડીમાં 'શ્રી સૂરજમલજી ઈંગ્લીશ સ્કૂલની' ઈ.સ. ૧૯૦૬માં સ્થાપના કરી. ઉપરાંત, ગુજરાત કોલેજને દાન, ગામડાઓમાં પથરાયેલી પોતાની કડવા પાટીદાર જ્ઞાતિમાં વિદ્યાવૃદ્ધિ માટે દાન, દવાખાનું, ખેતીવાડી વૃદ્ધિ માટે તળાવ તથા બંધનું આયોજન, દુષ્કાળ રાહતનાં કાર્યો. કપાસ લોઢવા-ગાંસડી બાંધવા માટે જીન–પ્રેસ ફેક્ટરી, વાવ, કૂવા, ધર્મશાળા વગેરે સર્વતોમુખી પ્રવૃત્તિઓ દ્વારા પાટડીના વિકાસ માટેનું વિશાળ ક્ષેત્ર તેમણે ખૂલ્લું કર્યું.

દોલતસિંહજીએ ''મોતીબાઈ કન્યાશાળા''નું ઈ.સ. ૧૯૨૦માં નિર્માણ કરી પાટડીમાં કન્યા કેળવણીનો પાયો નાંખ્યો અને ગામડાના કડવા પાટીદાર વિદ્યાર્થીઓને અમદાવાદ જેવા શહેરમાં ભણવાની સુવિધા મળી રહે તે માટે પિતાના સ્મરણાર્થે ''દરબારશ્રી સૂરજમલજી કડવા પાટીદાર બૉર્ડિંગ હાઉસ'' માટે રૂપિયા ૧,૧૦,૦૦૦નું ઉદાર દાન આપ્યું હતું.

દેસાઈ પ્રતાપસિંહજીએ પાટડીમાં પાટડી સ્ટેટ હોસ્પિટલ તથા પ્રસૃતિગૃહની સ્થાપના કરી હતી તથા પિતાજીના સ્મરણાર્થે 'દરબારશ્રી નારાયણસિંહજી કડવા પાટીદાર જ્ઞાતિ ભવન' – જ્ઞાતિ વાડીનું નિર્માણ કર્યું હતું. વૈજ્ઞાનિક ખેતી ફૂલવાડી (નર્સરી) અને પશુઉછેર ક્ષેત્રે તેમનું શ્રેષ્ઠ પ્રદાન હતું.

સ્વ.દેસાઈ પ્રતાપસિંહજીના સ્મરણાર્થે રાજકુટુંબે પાટડીમાં ''શ્રી પ્રતાપસિંહજી ગર્લ્સ હાઈસ્કૂલ'' માટે રૂપિયા ત્રણ લાખ એંશી હજારનું માતબર દાન શ્રી પાટડી કેળવણી મંડળને આપી પાટડીમાં કન્યા કેળવણી માટે વધુ સુવિધા ઊભી કરવામાં સહયોગ આપ્યો છે.

દેસાઈવંશના રાજવીઓએ લોકોપયોગી કાર્યોમાં દાન આપવાની ઉદારતા દાખવેલી છે, તેમ પાટડીની રાજમાતાઓ પણ એવી જ ઉદાર હતી. દેસાઈ જોરાવસિંહજીનાં ધર્મપત્ની જાુમનાબાઈએ ઈ.સ. ૧૮૫૯માં પાટડીમાં ધર્મશાળા બંધાવી હતી અને દેસાઈ હિંમતસિંહજીનાં ધર્મપત્નીએ 'શ્રી ડાકોરપુરી અન્નક્ષેત્ર ટ્રસ્ટ'માં રૂપિયા ૨૦,૦૦૦નું દાન સને ૧૮૮૧માં આપ્યું હતું.

પાટડીના દેસાઈ રાજવીઓએ રાજ્યના સ્વાતંત્ર્યની રક્ષા માટે યુદ્ધો ખેલી જાણ્યાં છે. પણ પોતાના પ્યારા વતન પાટડીને યુદ્ધમાં હોમાઈ જવા નથી દીધું. તેમણે દુશ્મનોનો જડબાતોડ સામનો કરી જાણ્યો છે, તેમ પળ વર્તીને સમાધાન પણ કરી જાણ્યું છે. બળ કામિયાબ ન નિવડે એવા સમયે, કળનો ઉપયોગ કરવાની મુત્સદ્દીગીરી દેસાઈઓએ બતાવી જાણી છે. અને જ્યારે લડાઈઓ અસ્ત પામી ત્યારે, જમાનાને પારખીને લોકસેવા પ્રજાની સુવિધાનાં અને ધર્મનાં કાર્યો તેમણે ઉમળકાભેર કરી જાણ્યાં છે. પ્રજાકલ્યાણને એમણે રાજધર્મ માન્યો છે. નવા જમાનાની માંગને અનુલક્ષીને અંગ્રેજી સ્કૂલ, કન્યાશાળા, પુસ્તકાલય, દવાખાનું, સમાજસુધારણા, ખેતીવાડી સુધારણા, પશુસંવર્ધન, બોરીંગ, તળાવ, બંધ, વાવ, કુવા, દેવમંદિર, અન્નક્ષેત્ર વગેરે વિશાળ ફલક ધરાવતી પ્રવૃત્તિઓનો આજથી ઘણાં વર્ષો પહેલાં આરંભ કરી દીધેલો એ દેસાઈઓની અગમદૃષ્ટિનું દર્શન કરાવે છે.

દેસાઈ રાજવીઓના સાદા, નિર્વ્યસની, પવિત્ર, ઉદાર, પરોપકારી, વિદ્યાપ્રિય અને પ્રભુમય જીવનમાંથી પાટડીને નિરંતર સંસ્કાર–સૌરભ મળતી રહી છે.

બસો વર્ષ સુધી પાટડીની અસ્મિતા ટકાવી રાખવામાં તેમજ તેના વિકાસમાં દેસાઈ રાજવંશનો કાંઈ નાનોસૂનો ફાળો નથી.



# ૧૩ પાટડીની પ્રાચીન યાદગીરી

**(૧) સતી રતનબાનો પાળિયો**

સંવત ૧૨૧૭ (ઈ.સ. ૧૧૬૧)ના વૈશાખ સુદ ૧૫ના દિને પાટડીનાં પાટડીયા સોની કુટુંબનાં **રતનબા** સતી થયેલાં. પાટડીમાં સૌ પ્રથમ પ્રવેશ કરનાર સોની જ્ઞાતિના અગ્રણી સંઘજીભાઈના વંશમાં થયેલ લઉઆભાઈનાં એ ધર્મપત્ની હતાં. રતનબા પતિના વિયોગથી અને નણંદબાના ત્રાસથી સતી થયેલાં. સતી થતી વખતે સતીમાતા રતનબાએ શાપ આપેલો કે, પાટડીયા સોનીના કુળની દીકરી દુઃખી રહેશે. સતી રતનબાની યાદ આપતો એક પાળિયો પાટડીના 'વિરમગામ દરવાજા' બહાર, મહાજનિયા કૂવા પાસે, જુની કડવા પાટીદાર વાડીની પાછળ, તળાવના 'બહારના આરે' આજે ય ઊભો છે. અસલ પાળિયા નીચે કોતરેલ લખાણ ઘસાઈ જવાથી વાંચવું દુર્લભ છે, તેથી અસલ પાળિયાની બાજુમાં એક નવો પાળિયો મૂકી તેની નીચે સતીમાતાનું નામ અને સતી થવાનું વર્ષ કોતરવામાં આવેલું છે. અસલ અને નવો એમ બંને પાળિયાઓના રક્ષણ માટે દેરી બનાવવામાં આવી છે. સતીમાતાના પાળિયાની ભાવપૂર્વકની પૂજાવિધિ આજે પણ કરવામાં આવે છે.

સતીમાતા રતનબાના પૌત્ર લક્ષ્મણભાઈના ધર્મપત્ની સતી લવારીબા સંવત ૧૨૬૧(ઈ.સ. ૧૨૦૫)માં પાટડી-નગરની દક્ષિણ દિશા તરફના ગઢની પાસે સતી થયાનો ઉલ્લેખ સોની જ્ઞાતિના બારોટના ચોપડે થયેલો છે. આ સતીમાતાની યાદ આપતું પાળિયા રૂપે કોઈ સ્મારક હાલમાં નજરે પડતું નથી.

ઉપરોક્ત સોની લક્ષ્મણભાઈના પુત્ર રકાભાઈએ સંવત૧૨૮૧ (ઈ.સ. ૧૨૨૫)માં પાટડીની પશ્ચિમે **"સાનીયાસર તળાવ"** બંધાવ્યું હતું.

પાટડીયા સોનીના બારોટના ચોપડાના આધારે જાણવા મળે છે કે, હરપાળદેવ મકવાણા (ઝાલા)એ સંવત ૧૧૪૬ (ઈ.સ. ૧૦૯૦)માં પાટડીમાં ગાદી સ્થાપી ત્યારથી સોની જ્ઞાતિ પાટડીમાં વસે છે, ઈ.સ. ૧૦૯૦માં સોની સંઘજીભાઈ તથા સવરાજભાઈ સૌ પ્રથમ પાટડી આવીને વસેલા. ઝાલા રાજવીઓની રાજધાની પાટડીથી હળવદ જતાં પાટડીના સોની વીરદાસ હળવદ જઈને વસ્યા હતા. આમ પાટડી છોડીને બીજાં ગામોમાં વસેલાં સોની કુટુંબો "પાટડીયા સોની" તરીકે ઓળખાવા લાગ્યાં.

આ સોની સમાજ શ્રીમાળનગર (ભિન્નમાળ)થી સંવત ૭૩૫(ઈ.સ. ૬૭૯)માં સુખદેવભાઈની આગેવાની નીચે ચાંપાનેર આવ્યો, ચાંપાનેરથી સંવત ૮૮૧ (ઈ.સ. ૮૨૫)માં વડનગર આવ્યો અને વડનગરથી મોનજીભાઈ, હીરજીભાઈ અને વીરજીભાઈની આગેવાની નીચે સંવત ૯૮૧ (ઈ.સ. ૯૨૫)માં પાટણ આવ્યો અને પાટણથી તેમના વંશજો સંવત ૧૧૪૬ (ઈ.સ. ૧૦૯૦)માં સંઘજીભાઈ તથા સવરાજભાઈની આગેવાની નીચે પાટડી આવીને વસ્યા.

**(૨) નવપરિણીત યુગલના પાળિયા**

સતીમાતા રતનબાના પાળિયાની બાજુમાં જ એક લગ્ન સંસ્કારથી દીક્ષિત થયેલ છેડાછેડી બાંધેલ નવદંપતીનો પાળિયો આવેલો છે. લગ્ન પછી સતીમાતાના આશીર્વાદ લઈ છેડાછેડી છોડી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશવાના પ્રતીકરૂપે આ પાળિયો મૂકાયેલ હોય યા તો કોઈ લડાઈ યા ધિંગાણામાં નવદંપતિનો ભોગ લેવાયો હોય તેના સ્મારક રૂપે તે મૂકાયેલ હોય. આવો જ એક બીજો પાળિયો પાટડી–ઝીંઝુવાડા રોડ ઉપર છે, જેમાં નવદંપતીની આકૃતિ કંડારેલી છે. આ પાળિયા પાસે રામી (માળી) જ્ઞાતિનાં નવદંપતી લગ્ન પછી છેડાછેડી છોડવા આવે છે. તેની બાજુમાં આવેલ પાળિયાઓમાં માથે ટોપલો ઉપાડેલ સ્ત્રીઓની આકૃતિઓ છે.

**(૩) રણવીરોના પાળિયા**

પાટડીની ભૂમિમાં નગરના કિલ્લાની આસપાસ ઠેરઠેર પત્થરના જૂના પાળિયા ઊભા છે, જે વીરગતિને પામેલા રણવીરોની યાદ આપે છે. કેટલાક પાળિયા હથિયારધારી ઘોડેશ્વર સૈનિકોના, તો કેટલાક પાયદળના સૈનિકોનાં છે. કેટલાક પાળિયા નીચે લખાણ પણ કોતરેલું છે.

**(૪) ઝાલા રાજ્ય સમયનો શિલાલેખ**

પાટડીના દરબારગઢની દીવાલ ઉપર રાધામાના કોઠા તરફ જતાં, એક કાળા પત્થર પર સંસ્કૃત ભાષામાં કોતરેલો શિલાલેખ ઈ.સ. ૧૪૦૦ના વર્ષનો છે. આ શિલાલેખનો ડાબો ભાગ ખંડિત છે. આ તૂટક શિલાલેખમાં

પાટડીના ઝાલા રાજવીઓ વીરસિંહજી સત્રસાલજી અને જયત્કર્ણનાં નામોનો ઉલ્લેખ છે. વધુમાં, આ શિલાલેખમાં ઝાલા રાજવીએ પાટડીનો કિલ્લો બંધાવ્યાનો, લક્ષહોમ યક્ષ કર્યાનો અને પત્થરની સુંદર વાવ બંધાવ્યાનો ઉલ્લેખ છે.

"ગુજરાત સર્વસંગ્રહ"ના જણાવ્યા મુજબ ઉપરોક્ત વાવ દરબારગઢમાં પૂર્વ દિશાએ આવેલી છે.

ઝાલા રાજવંશનો આ સૌથી જુનો શિલાલેખ છે.

("ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ કાઠિયાવાડ" - શ્રી ડી.બી. ડિસ્કલકરના આધારે.)

**(૫) દેસાઈ ભાવસિંહજીના સમયનો શિલાલેખ**

પાટડીના દરબારગઢની દેવડીની દીવાલ ઉપર, જેલની કોટડીમાં ઈ.સ.૧૭૪૫ (સંવત ૧૮૦૧ના ચૈત્ર સુદ ૩) ના વર્ષનો શિલાલેખ પાટડીના દેસાઈ રાજવી ભાવસિંહજીના તથા દિલ્હીના તેરમા મોગલ બાદશાહ મુહમ્મદશાહ (ઈ.સ.૧૭૧૯–૧૭૪૮)ના સમયનો છે. તેમાં દેસાઈ ઉદયકર્ણજીએ વિરમગામનો કિલ્લો બંધાવ્યાનો તેમજ તેમના પુત્ર દેસાઈ ભાવસિંહજીએ પાટડીનો કિલ્લો રૂપિયા ૪૦,૩૬૧ના ખર્ચે બંધાવ્યાનો ઉલ્લેખ છે. (આ કિલ્લો પાટડીની રાજગઢીનો હોવો જોઈએ.) વધુમાં, આ શિલાલેખમાં દેસાઈ ભાવસિંહજીના રાજ્યના હિંદુ અને મુસલમાન કર્મચારીઓનાં નામોનો પણ ઉલ્લેખ છે.

("ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ કાઠિયાવાડ" - શ્રી ડી.બી. ડિસ્કલકરના આધારે.)

**(૭) પાટડીના જૈન મંદિરની પ્રાચીન પ્રતિમાઓ**

| ક્રમ | સંવત | ઈ.સ. | દેવનું નામ |
|---|---|---|---|
| (૧) | ૧૨૬૧ | ૧૨૦૫ | ઋષભદેવ |
| (૨) | ૧૪૪૦ | ૧૩૮૪ | શાન્તિનાથ |
| (૩) | ૧૪૫૮ | ૧૪૦૨ | વાસુપૂજ્ય |
| (૪) | ૧૪૭૮ | ૧૪૨૨ | શાન્તિનાથ |
| (૫) | ૧૪૮૭ | ૧૪૩૧ | શ્રેયાંસનાથ |
| (૬) | ૧૪૯૪ | ૧૪૩૮ | શ્રેયાંસનાથ |
| (૭) | ૧૫૦૧ | ૧૪૪૫ | વિમલનાથ |
| (૮) | ૧૫૧૮ | ૧૪૧૬ | આદિનાથ |
| (૯) | ૧૫૧૯ | ૧૪૬૩ | કુંથુનાથ |
| (૧૦) | ૧૫૨૫ | ૧૪૬૯ | નેમિનાથ |
| (૧૧) | ૧૫૩૩ | ૧૪૭૭ | સુવિધિનાથ |

આ પ્રતિમાઓ ધાતુની બનેલી છે. જેના પર કેટલીક વિગત પણ કોતરવામાં આવેલી છે.

"જૈન પરંપરાનો ઈતિહાસ" (ભાગ–૨) જણાવે છે કે, "પાટડીના ઝાલા રાજવી સોડસાલજી (સોઢોજી)– ઈ.સ. ૧૧૩૦–૧૧૬૦ તથા તેમના ભાઈ માંગોજીને ગોડી પાર્શ્વનાથની ભક્તિ કરવાથી અધિષ્ઠાયક દેવે ઘણી સહાય કરી હતી, કે જ્યારે તેઓ દુષ્કાળને અંગે ભારે મુશ્કેલીમાં મુકાયા હતા."

જૈન પુસ્તક "પ્રશસ્તિ સંગ્રહ" જણાવે છે કે, "આચાર્ય અભયદેવસૂરીના શિષ્ય પંડિત વિદ્યાકુમારના ઉપદેશથી ઝાલા રાજવી વિજયપાળજી (ઈ.સ.૧૩૨૫–૧૩૨૬)નાં રાણી નિતલ્લા દેવીએ જૈનધર્મ સ્વીકાર્યો હોઈ એમણે પાટડીમાં ભગવાન પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું તેમ જ પૌષધશાળા ઉપરાંત શાસ્ત્રોની પ્રતિઓ પણ લખાવી હતી."

સંવત ૧૧૫૦(ઈ.સ.૧૦૯૪) આસપાસ પાટડીમાં શ્રી શાન્તિનાથ ભગવાનનું પ્રાચીન જૈનદેરાસર બંધાયેલું. સંવત ૧૯૦૩ (ઈ.સ. ૧૮૪૭)માં ઉપરોક્ત દેરાસરની બાજુમાં જીરાવલા પાર્શ્વનાથજી ભગવાનનું નવું વિશાળ દેરાસર બાંધવામાં આવેલું.

પાટડીનો જૈનસંઘ તેની અગાઉની સમૃદ્ધિને કારણે હાલમાં મોટા પ્રમાણમાં સ્થાવર મિલકતો ધરાવે છે. આ જૈનસંઘના હસ્તક નીચેનાં ટ્રસ્ટોનો વહીવટ ચાલે છે. (૧) શ્રી પાટડી શ્રાવક મહાજન (૨) શ્રી પાટડી પાંજરાપોળ (૩) શ્રી વર્ધમાન તપ આયંબલ ખાતુ (૪) શ્રી જૈન કેળવણી મંડળ (૫) શ્રી જયંતીલાલ છબિલદાસ રાહત મંડળ,

પાટડીમાં સંવત ૧૯૦૦ની સાલમાં જૈનોનાં ૩૦૦ જેટલાં ઘરો હતાં, જે હાલમાં ઘટીને ૫૦ જેટલાં રહ્યાં છે.

**(૮) પાટડીયા સોનીનાં કુળદેવી મહાકાળી માતાની ખંડતિ મૂર્તિ**

પાટડીના "ગાડીના દરવાજા" પાસે, સંઘના પેટ્રોલ પંપની પાછળ, એક ઝાડ નીચે પત્થરની શિલાની બાજુમાં બે ફૂટ ઊંચાઈની કાળા આરસની મહાકાળી માતાની એક ખંડિત મૂર્તિ નજરે પડે છે. આ મૂર્તિના હાથમાં સોનીનું અયુધ કંડારવામાં આવ્યું છે. જેથી આ મૂર્તિ પાટડીયા સોનીનાં કૂળદેવી મહાકાળી માતાની હોવી જોઈએ.

કચ્છમાં ભુજ ખાતે એક પાટડીયા સોનીના ઘરમાં મહાકાળી માતા, ક્ષેત્રપાળ અને ગણપતિદાદાની વર્ષો પહેલાં સ્થાપના થયેલી છે. આજેય ભુજના એ પાટડીયા સોનીના ઘરમાં મહાકાળી માતાજીની ભાવપૂર્વક પૂજા થાય છે.

**(૯) પાટડી ઝીંઝુવાડાના પ્રદેશ સમીપમાં સરસ્વતી**

વેદકાળમાં લોકમાતા સરસ્વતી નદીનો વિરાટ પાવનકારી જલપ્રવાહ આસપાસની ભૂમિને સુજલામ–સુફલામ કરતો પાટડી ખારાઘોડા–ઝીંઝુવાડાની સમીપમાં આવેલ હાલના કચ્છના નાના રણના પ્રદેશમાંથી વહેતો હતો.

વૈદિક સાહિત્ય, મહાભારત, પૌરાણિક સાહિત્ય તથા અન્ય સાહિત્ય, કેટલાક ભૂસ્તરશાસ્ત્રીય પુરાવાઓ, લોકવાયકાઓ અને ઉપગ્રહ ઈન્સેટની છેલ્લામાં છેલ્લી તસ્વીરોના ઊંડા અભ્યાસના આધારે ગુજરાત રાજ્યના પુરાતત્વ ખાતાના ડિરેક્ટર શ્રી મુકુંદ રાવળ અને ઈસરોના શ્રી પ્રબોધ એસ. ઠક્કરે વેદકાલીન સરસ્વતી નદી વિષે અનુમાન કરતાં જણાવ્યું છે કે, ''સરસ્વતી નદી હિમાલયમાંથી નીકળી પંજાબ, હરિયાણા, રાજસ્થાનમાં બિકાનેર, જોધપુર તથા બારમેર જિલ્લામાં વહી, ગુજરાતમાં પ્રવર્તમાન બનાસકાંઠા, કચ્છ, મહેસાણા, સુરેન્દ્રનગર, રાજકોટ, ભાવનગર, અમરેલી તથા જુનાગઢ જિલ્લાના વિસ્તારોમાં વહી, પ્રભાસતીર્થ ક્ષેત્રમાં પ્રભાસ પાટણની ઉત્તરે અમરેલી તથા ધારી પાસે તે સમયે સમુદ્રને મળતી હશે.''

મહાભારતમાં એવો ઉલ્લેખ છે કે બળદેવજીએ સરસ્વતીના મુખપ્રદેશ પ્રભાસપાટણથી શરૂ કરી તેના મૂળ હિમાલયના ઔર્વગાશ્રમ સુધી યાત્રા કરી હતી. વેદોએ જેની મુક્તકંઠે સ્તુતિ કરી છે એવી પતિતપાવની સરસ્વતીના કાંઠે પાટડી–ઝીંઝુવાડાની ભૂમિ પાસેનાં ઝિલ્લતીર્થ (આજનો ઝિલંધણ રણદ્વીપ), ગોવત્સતીર્થ (આજનો વાછડા રણદ્વીપ) જેવાં સંખ્યાબંધ તીર્થધામો આવ્યાં હતાં. લોકવાયકા પ્રમાણે ઝિલંધણ બેટ એ નળરાજાએ દમયંતીને ત્યજી દીધેલ સ્થળ છે.

થોડા સમય પહેલાં પાટડી નજીકના ખારાઘોડા પાસે એક કૂવાનું ખોદકામ કરતાં, ત્યાંથી રેતીના ઢગ વચ્ચેથી કોઈ મોટી નદીના મુખવિસ્તારમાં જોવા મળે એવું એક વિરાટકાય મગરનું જડબું મળી આવ્યું હતું. જેના પરથી અનુમાન બાંધી શકાય કે કોઈક કાળે આ વિસ્તારમાંથી મોટી નદી (સરસ્વતી) વહેતી હશે.

કુંવારિકાનું મહાત્મય ધારણ કરતી હાલની ગુજરાતની સરસ્વતી નદી, ગુજરાતની સરહદે આવેલા અંબાજી પાસેના આરાસુર ગિરિમાળાના કોટેશ્વર પહાડમાંથી નીકળી સિદ્ધપુર (માતૃશ્રાદ્ધ તીર્થ) અને પાટણ થઈને કચ્છના નાના રણમાં આવેલ ગોવત્સતીર્થ (વાછડા બેટ) પાસેથી વહી, ઝિલ્લતીર્થ (ઝિલંધણ બેટ) પાસે કચ્છના નાના રણમાં લુપ્ત થાય છે. આજે પણ કચ્છના નાના રણના વેરાન ખારાપાટ વિસ્તાર વચ્ચે ઊભેલાં ગોવત્સતીર્થ અને ઝિલ્લતીર્થમાં મીઠા પાણીના કુંડ છે.

કચ્છમાં લુપ્ત થયેલ સરસ્વતીના પ્રવાહમાર્ગની નીચે ધરતીના પેટાળમાં લાવાનો પ્રવાહ વહે છે, જે છેક કવેટા સુધી લંબાયેલો છે.

પુરાતત્ત્વવિદ ડો. વી. એસ. વણીકરના જણાવ્યા અનુસાર સરસ્વતી નદી કોઈ એક જમાનામાં આઠ માઈલનો પટ ધરાવતી વિશાળ નદી હતી. સરસ્વતી કાંઠાના લગભગ બધા આશ્રમો નજીક મોહેં–જો–દડો અને હડપ્પા કાળના અવશેષો જોવા મળે છે.

પાટડી–ઝીંઝુવાડા પાસેના ઝિલ્લતીર્થ (ઝિલંધણ) વિષે એક લોકવાયકા છે : ઝિલંધણમાં વસતા હરિજન સ્વામી તેજાનંદને પાટણના મહારાજા સિદ્ધરાજ જયસિંહે સરસ્વતીના પ્રવાહમાં સ્નાન કરવાની મનાઈ ફરમાવી હતી. તેમ છતાં સ્વામી તેજાનંદના કેટલાક ભાવિક ભક્તોએ તેમને સરસ્વતીમાં સ્નાન કરવા વારંવાર વિનંતીઓ કરેલી ત્યારે સ્વામી તેજાનંદે કહેલું કે, 'રાજાની આજ્ઞા વિરૂધ્ધ સરસ્વતીમાં સ્નાન કરવા હું નથી ઈચ્છતો. મને દૃઢ વિશ્વાસ છે કે, એક દિવસ લોકમાતા સરસ્વતી સ્વયં મને સ્નાન કરાવી પાવન કરશે.' કહેવાય છે કે છૂત-અછૂતના ભેદ ભાવથી પર એવાં લોકમાતા સરસ્વતીએ મહાતપસ્વી સ્વામી તેજાનંદ પર પોતાના પવિત્ર શીતળ જળથી અભિષેક કરેલો. હમણાં સરસ્વતી વિષેનું સંશોધન વેગીલું બન્યું છે. સંશોધકોના મંથનમાંથી જ્ઞાનમૃત લાધશે એવી આપણે શ્રદ્ધા રાખીએ.

(ગુજરાત સમાચારના 'વાસરિકા'માં પ્રસિદ્ધ થયેલ લેખોના આધારે)



# ૧૪ પાટડી દરબારશ્રીની ગુરુ ગાદી - કડવાસણની ઝાડી

પાટડીની ઉત્તરે આશરે ૧૪ કિલોમીટરના અંતરે આવેલ કડવાસણ ગામ હાલમાં અમદાવાદ જિલ્લાના માંડલ તાલુકામાં આવેલ છે. પાટડી દરબારશ્રીને કડવાસણ ગામ ઈનામમાં મળેલું. કડવાસણની ઝાડી પાટડી દરબારશ્રીની ગુરુગાદી ગણાય છે. ઝાડીના સંત પાટડી દરબારશ્રીને રાજ્યભિષેક વખતે રાજતિલક કરે છે. ઝાડીના સંત સમાધિસ્થ થાય ત્યારે પાટડી દરબારશ્રી તેમને પ્રથમ કાંધ આપે છે. આ પરંપરા વર્ષોથી ચાલી આવે છે.

કડવાસણની ઝાડીની જગ્યામાં ગુરુ દત્તાત્રેયનાં વચન મુજબ છ સિદ્ધ યોગીઓ થયા. (૧) પૂ. જેસંગપુરીજી, (૨) પૂ.ગજરાજપુરીજી, (૩) પૂ. આશાપુરીજી, (૪) પૂ. શિવપુરીજી, (૫) પૂ. ભીમપુરીજી, (૬) પૂ. દેવપુરીજી. આ છ સિદ્ધ યોગીઓના જીવનના તેજસ્વી પ્રસંગો તેમજ જગ્યાના સ્થાપનકાળથી ત્યાંની ચાલતી આવેલી એવી પરંપરાનું શુભદર્શન "ઝાડીના જોગંદરો" પુસ્તકમાં આલેખવામાં આવેલ છે. તેને આધારરૂપ ગણી આ લેખ તૈયાર કરવામાં આવેલ છે.

જેશંગનાથ (જેસંગપુરીજી)નું પૂર્વ નામ જેસંગ જાડેજા હતું. પહેલાથી જ સંસારની જાળમાં નહીં પડવાની વૃત્તિવાળો જીવ, સદાય સાધુની સંગત, ગીતા - રામાયણનું વાંચન, મહાત્માઓની સેવા એ જ એમની દિનચર્યા. ભાભીના કડવા વચનોએ જેસંગના હૈયાને વિંધી નાખ્યું. "ભાભી જીવો વરસ હજાર" કહી, નમસ્કાર કરી, રાજા ગોપીચંદ અને ભતૃહરી, નરસિંહ મહેતા અને મેવાડના મીરાં, કચ્છનો જેસલ જાડેજા અને સતી તોરલ ગયા એ ભક્તિ માર્ગે ચાલી નીકળ્યા. સદ્‌ગુરુ દર્શન અને સદ્‌ગુરુ મિલનની ધૂન હૈયામાં જાગતા યોગીઓના બેસણા સમા ગિરનારની અદ્‌ભુત ગુફામાં અડોલ આસાન વાળી "હરિ ઓમ તત્ સત્ જય ગુરુદત્ત"ના અવિરત જાપ કરી ભગવાન દત્તાત્રેયને પ્રસન્ન કર્યા. પ્રભુનું તેજોમય સ્વરૂપ નીરખ્યું.

ભગવાન દત્તાત્રેય જેશંગનાથને આદેશ આપી ઝોળી દંડ, કામળી, કમંડળ અને એક પામરી આપી ઝોળીમાં નગરાની પ્રસાદી છે. કીડીના નગરા પૂરતા પૂરતા જેશંગનાથ સૌરાષ્ટ્રના સીમાડા વીંધી ગુજરાતના વઢીયાર પ્રદેશમાં એક સુંદર તળાવ અને તેની બાજુમાં આવેલ કડવાસણ ગામની ઉત્તરે આવેલ ટેકરી પર નગરાની પ્રસાદી ખલાસ થતાં ભગવાન દત્તાત્રેયના આદેશ અનુસાર ખીજડાના ઝાડે ઝોળી ભરાવી સમી વૃક્ષના થડ પાસે પોતાનો ચીપિયો ધરતીમાં ખોડી, ત્યાં ધૂણી ધખાવી આસન દ્રઢ કર્યું.

ગુરુશ્રી દત્તાત્રેયના આદેશ અનુસાર તમારા સુધી ૬ (છ) વચન સિદ્ધ પુરુષો થશે. તેઓ દુનિયામાં ધર્મ ધજા ફરકાવશે. આશ્રમમાં દીન દુઃખીયાની સેવા, કીડીના નગરા પુરવા, દીન-દુઃખી ભગત સંત-સાધુ સર્વેને ભોજન પહેલાં ધર્મસાદ પડાવી સાથે ભોજન લેજો.

જેશંગનાથે આ પવિત્ર ભૂમિ પર આજુબાજુના ગામ કડવાસણ, કોચાડા, માલણપુર અને માંડલના આગેવાનોએ ભેગા મળી તપનો પ્રભાવ અને યોગની શક્તિ એવા આશ્રમનું નિર્માણ કર્યું. જેશંગનાથ ગુરુ દત્તાત્રેયના વચન પ્રમાણે મહાસિદ્ધ મહાત્માનું બિરુદ પામી ચૂક્યા છે. જેસંગનાથના શરીર પર વયસ્ય હોવાના લક્ષણો સ્પષ્ટ વર્તાય છે. સો સો સૂરજ સાથે ઉગ્યા હોય તેવો પ્રકાશ પથરાય છે. અંતરિક્ષમાંથી બ્રહ્મવાણી સંભળાય છે. બ્રહ્મવાણી મુજબ સૂરજના કિરણો પૃથ્વીને અજવાળે તે સમયે દિવ્ય મુખારવિંદ, વિશાળ ભાલ પ્રદેશ, યોગીરાજ આશ્રમે પધારી, પ્રણામ કરીને બેસે છે. ગુરુ બ્રહ્મવાણી મુજબ આશ્રમના ઉત્તરાધિકારીને ઓળખી, ભાલે ભસ્મનું તિલક કરી, ગજરાજપુરીજી એવું નામ આપી પોતાનું કર્તવ્ય પુરું કરી, હરિ સ્મરણ કરતા કરતા જેસંગનાથ પોતાની જીવન લીલા સંકેલી સમાધિસ્થ થયા.

પૂ. ગજરાજપુરીજી આશ્રમના નિયમ મુજબ સેવા કાર્ય કરતાં પાનખરમાં પ્રવેશી ગુરુની ગેબી વાણી સાંભળી આશ્રમના ઉત્તરાધિકારી આશાપુરીજીના ભાલે ભસ્મનું તિલક કરી, આશ્રમનું કાર્યભાર સોંપી "હરિ ઓમ તત્ સત્ જય ગુરુદત્ત"ના શબ્દોચાર સાથે પૂ.ગજરાજપુરીજી જીવન લીલા સંકેલી સમાધિસ્થ થયા.

ગુણોના પૂંજ સમા પૂ.આશાપુરીજી કડવાસણની ઝાડી શોભાવે છે. આશ્રમના નિત્ય નિયમ મુજબ સાત ગામની સીમના કીડીના નગરા પુરવા, દીન દુઃખીયાની સેવા, જ્ઞાન ભક્તિનો પ્રચાર પ્રસાર, રાત્રે ભજન સત્સંગ

ચાલે છે. સત્સંગી સેવકોના સાથ સહકાર અને ગુરુકૃપાથી પૂજય ગુરુદેવની સમાધિ અને ભગવાન શંકરની પ્રતિષ્ઠા પૂરા ધામધૂમથી કરવામાં આવી. આશાપુરીજીને ગુરુની આગમવાણીમાં ભગવાન દત્તાત્રેયના આદેશ મુજબ, તેજસ્વી શિવપુરીજી નામના સમર્થ શિષ્યની શિવરાત્રીના પવિત્ર દિવસે પધરામણી થતાં, શિષ્ય તરીકે સ્વીકારી, ભસ્મનું તિલક કરી, આશીર્વાદ આપી, આશ્રમનો કાર્યભાર સોંપી. પૂ. આશાપુરીજી કૈલાશધામ જવાની તૈયારી કરી નશ્વર દેહ છોડીને સમાધિસ્થ થયા.

સિદ્ધ સંત પૂ.શિવપુરીજીએ આશ્રમની પાસે, વાવનું નિર્માણ કરી, વાવમાં ગંગાજીનું પ્રાગટ્ય કર્યું. ગુરુપુર્ણિમાના મહોત્સવમાં એકત્ર થયેલ લોકસમુદાયે વાવના અમૃત સરખા જળ પીને તૃપ્તિ અનુભવી. ભક્તો પૂ.શિવપુરીજીને સાક્ષાત શંકરનો અવતાર માને છે.

પૂ. શિવપુરીજીએ કડવાસણ મુકામના તપસ્વી બ્રહ્મનિષ્ઠ મહાત્માને શિષ્ય તરીકે સ્વીકારી, ભસ્મનું તિલક કરી, ભીમપુરીજી નામ ધારણ કરાવી, ઝાડીની જગ્યા સોંપી પૂ. શિવપુરીજીએ કાળના નિયમ અનુસાર નશ્વર દેહ છોડીને સમાધિસ્થ થયા.

પૂ. ભીમપુરીજી ઝાડીની ગાદી પર બિરાજમાન છે. ત્રણ ત્રણ વાર મોટા સંતમેળાઓ યોજીને ભંડારા કરેલ છે. ઝાડીની ગાદીના સિદ્ધપુરુષોના કેટલાક મળેલા પરચાઓ ''ઝાડીના જોગંદરો'' નામના પુસ્તકમાં છપાયેલા છે. આ પુસ્તકના લેખક શ્રી પીતાંબર શર્મા અને અમૃતલાલ બારોટ છે. જેના પ્રકાશક ગીતાપુર ગુરુદ્વાર સંસ્થાન મુકામ ગીતાપુર તા. દેત્રોજ, જી. અમદાવાદ છે.

પૂ. દેવપુરીજી સિધ્ધોની નગરી સિદ્ધપુરમાં પવિત્ર બ્રાહ્મણ કુળમાં જન્મ્યા હતા. તેમના માતા-પિતા પરમ ભગવતી 'માં ગાયત્રી'ના ઉપાસક હતા. અગીયાર વર્ષની નાની ઉંમરે ગૃહ ત્યાગ કરી ઈશ્વરીય તત્વને પામવા નીકળી પડ્યા. પ્રથમ તેઓ શિરવાડા આશ્રમે રહ્યા. ત્યાંથી ઝીંઝુવાડાથી થોડે દુર રણમાં નળેશ્વર મહાદેવ તથા ભોટવા તરીકે પ્રસિદ્ધ તીર્થમાં રહી ઉગ્ર તપ કર્યું. ગુરુ દત્તાત્રેયનો આદેશ થતાં કડવાસણની ઝાડીએ પધાર્યા.

પૂ. ભીમપુરીજી પોતાના ઉત્તરાધિકારી તરીકે ધોળેલા કેસર જેવી કાયાવાળા, વિશાલ ભાલવાળા, ઉંચી પડછંદ કાયાવાળા, દેવપુરીજીને ભાલમાં ભસ્મનું તિલક કરી, શિષ્ય તરીકે ઝાડીની ગાદી સોંપી પૂ. ભીમપુરીજી દેહ લીલા સંકેલી સમાધિસ્થ થયા.

પૂ. દેવપુરીજી બાપુ નિત્યક્રમ મુજબ કોચાડા, કડવાસણ, હરીપુરા, નવરંગપુરા, ઘાસપુર, હાથીપુરા અને માલણપુરના ગામના સીમાડાના કીડી-નગરા પુરી જગ્યામાં પરત ફર્યા બાદ આશ્રમમાં પધારેલ સંત, સાધુ, અભયાગતની સાથે ભોજન પ્રસાદી લેતા સુધી અગ્નિમાં 'ઘી'ની આહૂત્તિ આપી જમી રહે ત્યાં સુધી અગ્નિની જ્યોત ચાલુ રાખે છે.

પૂ. દેવપુરીજી વાર્ધક્યને લઈને ધાકડીના બ્રહ્મચારી સૌમ્ય પ્રકૃતિના જગ્યાને શોભાવે તેવા પવિત્ર નારણપુરીજી નામના સાધુનો શિષ્ય તરીકે સ્વીકાર કરી ગાદી સોંપી.

પૂ. દેવપુરીજી ગરીબ બ્રાહ્મણ દીકરીઓના કન્યાદાન, બ્રાહ્મણ બટુકોને યજ્ઞોપવિતના પ્રસંગો યોજે છે. સ.ને. ૧૯૧૮માં પાટડી રાજયની ગુરુગાદી કડવાસણની ઝાડીના પીઠાધીશ મહારાજ શ્રી ૧૦૮ દેવપુરીજીએ મહારૂદ્ર યજ્ઞ અંદાજે ૧,૦૦,૦૦૦/- રૂપિયાના ખર્ચે કડવાસણમાં કરાવ્યો હતો. ત્યારે પાટડીના દરબારશ્રી દોલતસિંહજીએ આ ધાર્મિક કાર્યક્રમમાં સેવા અને સહયોગ આપ્યો હતો.

પૂ. નારણપુરીજીએ કપરો સમય આવતો જાય છે, પૈસાનો સંગ્રહ હોય તો ભવિષ્યમાં ખપ લાગે તેવો વિચાર આવતાં પૂ. દેવપુરીજીને જણાવવાની હિંમત નહીં કરી શકતાં, પાટડીના રાજવી દરબારશ્રી દોલતસિંહજીને પૂ. દેવપુરીજીને સમજાવવા વાત કરી. દરબારશ્રી દોલતસિંહજીને આ વાત યોગ્ય જણાતાં પૂ. દેવપુરીજીને સમજાવવા ગયા. શિખામણાના શબ્દો સાંભળી પૂ. દેવપુરીજી બાપુએ ગુસ્સે થઈ જગ્યાનો ત્યાગ કર્યો.

પૂ. દેવપુરીજી બાપુએ કડવાસણની જગ્યાનો ત્યાગ કર્યા બાદ મૂળ કોચાડાના વતની ગીતાપુર વસતા પટેલોના આગ્રહથી મહા સુદ તેરસ સંવત ૧૯૮૫ ગુરુવારે પૂ. દેવગીરીજી બાપુની ધામધૂમથી ગીતાપુરમાં પધરામણી કરી.

પૂ. દેવપુરીજી બાપુએ ઝાડીની જગ્યાનો ત્યાગ કર્યા પછી પૂ. નારણપુરીજીનો કેટલાક વર્ષે દેહવિલય થયો. તેમના પછી ઈશ્વરપુરીજી આવ્યા અને તેમના દેહવિલય પછી પૂ. અમૃતગીરી બાપુ ઝાડીની ગાદીએ બિરાજમાન થયા.

કડવાસણની ઝાડીના પવિત્ર અને સિદ્ધ યોગીની ભૂમિને લાખ લાખ વંદન.

# ૧૫ વતન ''પાટડી'' ખાતે આવેલ આબુરાજ અન્નક્ષેત્ર (ધૂણો)

સુરેન્દ્રનગર જીલ્લાના પાટડી ગામના બજાણા રોડ પર ''આબુરાજ અન્નક્ષેત્ર'' આવેલું છે. સદરહુ ''અન્નક્ષેત્ર આશ્રમ''ની સ્થાપના ખંભાત વતનના (દાસાનુદાસ) સિધ્ધ સંત યોગીરાજે કરેલ. જેનો અમૂલ્ય લાભ સાધુ સંતો, અતિથીઓ, યાત્રિકો, હારીજ, ડીસા, પાલનપુર, મહેસાણા તથા ઉત્તર ગુજરાતથી વાયા પાટડી થઈ પગપાળા જતા સંઘો ભોજન તથા રહેવાની સગવડ મેળવે છે.

''આબુરાજ અન્નક્ષેત્રની'' અમૂલ્ય જમીન આશરે એક એકર પાટડી દરબારશ્રીના ભાયાત સ્વર્ગસ્થ શ્રી ભગવતસિંહજી ગુલાબસિંહજી દેસાઈએ વિના મૂલ્યે (અવેજ રહિત) દાનમાં આપી એક ઉત્કૃષ્ટ ઉદાહરણ માનવ સેવાના સ્રોત તરીકે પુરુ પાડેલ છે.

આ વિશાળ અન્નક્ષેત્રમાં અન્નપૂર્ણા માતાનું મંદિર, પવનસૂત હનુમાનજીનું મંદિર, મૌન કુટીર, સત્સંગ-ભજન-કીર્તન હોલ, બાપજીની કુટીર, સંગ્રહાલય, ભોજનશાળા, તથા રહેવાની સગવડવાળા અદ્યતન ઓરડા આવેલ છે. ખુલ્લા મેદાનમાં વૃક્ષોનું વાવેતર કરી લીલી વનરાજી ઉભી કરેલ છે. વાહનો પાર્ક કરવા માટે વિશાળ જગ્યા આવેલ છે. આમ એકંદરે તમામ સુવિધા સજ્જ વ્યવસ્થા કરવામાં આવેલ છે.

સ્વર્ગસ્થ બાપજી, સિધ્ધ યોગીરાજ, દાસાનુદાસનો જન્મ તા.૧૩-૦૩-૧૯૧૪ના રોજ ધુળેટીના શુભદિને ખંભાત જીલ્લાના ઉંદેલ ગામમાં થયો હતો. તેમની માતાનું નામ મોટીબા અને પિતાનું નામ ઉમેદભાઈ હતું. તેમનું મૂળનામ પુરષોત્તમદાસ હતું, માતા મોટીબા સ્વભાવે ઉગ્ર અને કડક હતા. જયારે પિતાજીનો સ્વભાવ શાંત હતો, સમગ્ર કુટુંબ પરિવાર સ્વામીનારાયણ સંપ્રદાયના રંગે, રંગાયેલ હતું. હરિદર્શન, સ્મરણ, ઉપવાસ તથા અન્ય પર્વનાં વ્રતો કરવામાં આવતાં. જો એકાદશી વ્રતનો ભંગ થાય તો મોટીબાનો માર પડે, તેવી ધાક હતી. ઉપવાસનાં આગલા દિવસે, પ્રેમથી બળજબરીથી ખવડાવતાં હતાં અને જો વ્રત તૂટે તો વાંસો ભાંગી જાય તેવો માર પડે, તેવી પ્રથા હતી. બાળપણમાં ''મૂળી'' ગામમાં સ્વામીનારાયણ સંત શ્રી જોગી સ્વામીનો સહવાસ થયેલો. શ્રી જોગીસ્વામી પાસે લોકોના ટોળા ઉપદેશ માટે આવે, પરંતુ તેઓ મસ્તીમાં રહેતા અને કોઈ અધિકારીને જુએ તો કહેવા યોગ્ય ઉપદેશ આપતાં. બાપજી નિયમિત ભગવાનના નામની માળા ફેરવે, દર્શન કરવા જાય, અને ઉંમર વધતાં તેમને ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરવાની ઈચ્છા લાગવા લાગી, તે માટે શું કરવું તેની ભાવના રહ્યા કરતી. જયારે તેઓ પુખ્ત વયના થયા ત્યારે મૂળીનાં જોગી સ્વામીના ચરણ સ્પર્શ કરીને દર્શન કર્યા. એ વખતે જોગી સ્વામી પાસે, તેઓ માત્ર એકલાં જ હતાં, એટલે જોગી સ્વામી જુસ્સાથી બોલ્યા ''તું મારા પગે હાથ અડાડીને કશું જ પામી શકવાનો નથી પણ તારા હૈયાને હાથ અડાડીને શાંત ચિત્તે સ્થિર થઈશ, તો તારે કેમ વર્તવું તે બાબતની અંતર્વાણી તને તારા હૈયામાંથી સાંભળવા મળશે. જગતના વહેવારના દેહની અને મનબુદ્ધિની આસક્તિના પડદા તારા હૈયે વળગેલા છે, ત્યાં જ દિવાસળી ચાંપને, મારા પગે શા માટે હાથ અડાડે છે ?''

જોગી સ્વામીએ કહેલી ઉપરની મુદ્દાની વાત બાપજી(દાસાનુદાસ)ના હૃદયમાં સોંસરી ઉતરી ગઈ. આ વાત સાંભળીને તેઓશ્રી જોગી સ્વામીને અનેકવાર વંદન કરતા. પ્રભુ દર્શનની ધૂન વધવા લાગી. એથી વ્યવહારના કામોમાં એમનાથી કુશળ થવાયું નહિ. તેમનાં કુટુંબ માટે તેઓ જાણે નકામા હોય એવું મોટીબાને લાગતું હતું. બાળપણથી જ પ્રતિકુળ પ્રસંગોને સહન કર્યા કરતા હતા. 'ભગવાનની ઈચ્છા' આમ હશે, એમ સ્વીકારીને સહન કરતા હતા. જીવનમાં સહન કરવાના અનેક પ્રસંગો બનતા હતા.

બાપજીએ શિક્ષકની નોકરી કરી, અને બીજી આરબ મહંમદની ૮૦૦ વિઘા જમીનનો વહીવટ કરવાની નોકરી કરી. અને નોકરીની કદર માલિકે કરી. તેમનાં લગ્ન કમળાબેન સાથે થયા અને, સામાજીક જવાબદારી વધી. વધુ પગાર માટે પત્નીને લઈને શિક્ષકની નોકરી કરવા મુંબઈ ગયા. મુંબઈના ખર્ચાઓમાં આવકની તંગી રહેતી હોવાથી અંતે તે ખંભાત પરત આવી ગયા. કુટુંબનું વાતાવરણ સખ્તાઈવાળું હોવાથી આ દંપતીને ઘણું વેઠવું પડતું જે બાપજીને સહન થાય નહિ એથી મનથી સમાધાન કેવી રીતે કરવું તે પત્નીને સમજાવતાં. તેઓએ ૧૯૩૮માં કેટલાંક પદો લખ્યા. બાપજી ખંભાતનું નિવાસસ્થાન છોડી

ઘર સંસાર ત્યાગીને પિતાના કાકા ઉમેદરામની રાહે જે "દયાબાપા" તરીકે ઓળખાતાં, અને આબુ રોડ ખાતે આનંદેશ્વર મહાદેવ પહોંચી દયાબાપા પાસે એક વર્ષ રહ્યા. એક વર્ષ બાદ, આબુરાજને ગુરૂમાની, આબુરોડ પાસે શિરોહી જિલ્લાના વાસ્થનજી નામના સ્થળમાં રસોસિધ્ધ યોગી પુરૂષ મુનિ મહારાજ હતા, એ મસ્ત હતા, ખાસ કશું બોલતા નહીં લોકો મળવા આવે તો તેઓ ભાગી જતાં તેમને દયાબાપા પર પ્રેમ હતો. તેમણે ભલામણ કરી (પરસોતમ) દાસાનુદાસ બાપજીનું ધ્યાન રાખજો, અને અંતે તેમણે દાસાનુદાસ બાપજીને શિષ્ય બનાવ્યા. એક વર્ષ પછી બાપજી સંસારમાં પરત ફર્યા, ત્યાં રહેતા એક ફકીરે ખંભાતમાં જે બંદગી કરવાની હતી તેના શબ્દો શીખવ્યા, બાપજીએ બાબુશાહની દરગાહમાં બેસી બંદગી કરી. ૨૧માં ગુરૂવારે, પેટી ખુલે એમ દરગાહ ખુલી અને તેમાંથી બાબુશાહનું તેજોમય આકર્ષક રૂપ પ્રગટ થયું અને ફારસી ભાષામાં કાંઈક બોલ્યા પરંતુ બાપજીને કાંઈ સમજાયું નહીં, બાપજીએ નમ્રતાથી કહ્યું, આપે મને દયા કરી દર્શન આપ્યાં અને ફકીરનો આભાર માન્યો અને ફકીરે જવાબ આપ્યો કે ઈસમે મેરા કુછ અહેસાન નહિ તેરા સમય પકા થા ઔર ખુદા કી મહેરબાની હુઈ તો ઐસા દર્શન હુઆ.

ઈ.સ. ૧૯૪૬માં તેમના ધર્મ પત્ની કમળાબેનનું ક્ષયની બિમારીથી નિધન થયું. પત્નીનાં અવસાન પછી બાપજીએ ખંભાત ને અલવિદા કર્યું. ઈ.સ. ૧૯૪૬માં ગુરૂના આદેશ પ્રમાણે સાધનાનો આરંભ કર્યો. મુનિના આદેશ અનુસાર માત્ર એક વસ્ત્ર ધારણ કરતાં, ભોંય પર સુતા, અને ભજન કરતાં એકવાર બાપજી, મુની મહારાજનાં પગ દબાવવા લાગ્યા, ત્યારે મુની મહારાજે કહ્યું મારા પગ શા માટે દબાવે છે ત્યારે મુનીએ કહ્યું મૈં તો ભગવાનકા દાસ હું ત્યારે બાપુજી બોલ્યા મેં આપકા દાસ હું, અચ્છા તું "દાસાનુદાસ" હો ગયા. આ બનાવ પછી બાપુજી દાસાનુંદાસથી પ્રસિધ્ધ થયાં. બાપજીની બહુચરાજીમાં બહુ આવન-જાવન રહેતી. બહુચરાજી નિવાસી એક સગાએ બામણવા ગામમાં રહેતા અમૃતભાઈને કહેવાડવ્યું કે એક સંત મહાત્મા આવ્યા છે તેમનાં દર્શન કરવા હોય તો આવો, કાન્તીભાઈ સોની બાપજીના દર્શન અર્થે બહુચરાજી ગયા. પાટડીમાં કાન્તીભાઈ સોનીનાં ઘેર મુકામ કર્યો અને તે વખતમાં તેમને સંત મહાત્મા તરીકે માનનારા, કાન્તીભાઈગોર, કાન્તીભાઈ સોની, ભગવંતસિંહ દેસાઈ, મંગળસિંહજી દેસાઈ, બામણવાવાળા અમૃતભાઈ અને અન્ય ભાવિક ભક્તો હતાં. મેં પણ તેમનાં નાની ઉંમરે દર્શન કરેલા.

## "પાટડી ખાતે સમાધિનું પ્રકરણ"

ઝીંઝુવાડા પાસે, ઝીણોદર ભોટવો છે આ પંચતીર્થ ગણાતું. ઝીણોદર તળાવ, ભોટવો સરોવર, ગાયની ખરી, નળસરોવર, અને નારેશ્વર - આ પંચતીર્થ ગણાતા, ત્યાં ગંગાજીનું પાણી આવેલું તેવી માન્યતા હતી. આ સ્થળે રામગીરિજીએ સાધના કરી હતી ત્યાં તેમનો ધૂણો હતો. ધૂણા પાસે બાપજી શેતરંજી પાથરી બેસતાં અને અન્ય ભક્તો, ત્યાં પડાળીમાં બેસીને સવાલક્ષ જપ-સાધના કરતાં, સાધના દરમ્યાન ઘીનો અખંડ દીવો પ્રગટાવેલો રાખતાં, સવાલક્ષ જપ પુરા કરાવીને ત્યાં યજ્ઞ કરાવ્યો અને ભજનમંડળીને જમાડીને પાટડી પરત આવેલાં. આ યજ્ઞમાં અમદાવાદના મહાજન બુક ડીપોના માલીક શ્રી ચિમનભાઈ મહાજન પણ ગયેલા.

ઉપરોક્ત યજ્ઞ પૂર્ણ કરી બાપજી પાટડી આવી જણાવેલ કે તેમને ભૂમિ સમાધિ લેવી છે આ સાંભળીને ભક્તોને અચરજ થયેલું. પણ કોઈએ દલીલ કરેલી નહિ તે સમયે બાપજી ભગુભાઈ દેસાઈના ખેતરમાં ગયેલ (જે હાલમાં બજાણા) રેલ્વે ફાટક પાસે આવેલ છે ત્યાં ધૂણાની અગ્નિ પ્રગટાવીને, કંતાનની એક ઓરડી બાંધી ભજન કિર્તન અને સાધના શરૂ કરી. એક અઠવાડીયું સાધના કરી, ત્યાર પછી બાપજીએ સમાધિની તારીખ લખી આપી અમુભાઈ પાસે ખીજડાનાં લાકડાં મંગાવ્યા, આ ઈ.સ. ૧૯૫૩ની સાલમાં, ડીસેમ્બર મહીનો, અને માગશર વદ-૧૩ હતી. બાપજીએ સમાધિ લેવાની જગ્યા બતાવી એ વખતે એક નેતાએ બાપજીને સમાધિ અંગે પૂછપરછ કરી અને આ રીતે સમાધિ તમારાથી ના લેવાય ત્યારે બાપજી એ કહ્યું કે, આ તમારો વિષય નથી, મારે ત્રણ પ્રકારે સમાધિ લેવાની છે. તમે આ વિષે કશું જાણતા નથી એટલે કેવી રીતે હું તમને સમજાવું આમ છતાં પેલા નેતાએ લખાણ કરી દીધું અને ચાલ્યા ગયા.

બાપજી ધૂણાની સામે પૂર્વાભિમુખ બેસતાં ત્યાંથી ડાબા હાથના ખૂણામાં ચોક્કસ જગ્યાએ ખાડો ખોદવાની સૂચના આપી. આ જગ્યાએ ખાડો ખોદતાં પાણી નીકળ્યું. બાપજી મૌનમાં હોવાથી આ હકીકત લખી જણાવ્યું. બાપજીએ ત્યારે ચિઠ્ઠીમાં લખીને જણાવ્યું કે આ સારું થયું.

બાપજી સમાધિ લેવાનાં છે તે તારીખ, તિથિ અને સમયની જાણ થતા પાટડી, બહુચરાજી, ખંભાત, અમદાવાદ તથા અન્ય ગામમાં રહેતા હરીભક્તોના ટોળા પાટડીના સમાધી સ્થળે ઉમટી પડ્યા. બાપજીનાં બા—મોટીબા, કાન્તીભાઈ ગોરને ઘેર બેઠેલાં હતાં.

"એક ગૃહસ્થે બાપજીની સમાધિ અંગે પોલીસ તંત્રને જાણ કરી અને અરજી કરીને લખેલ કે જીવતા માણસની સમાધિએ આપઘાત કહેવાય. આમ સમયાનુસાર બાપજી સમાધિ લેવાની તૈયારી કરે, તે પહેલાં વિરમગામથી પોલીસો ટીમ સાથે આવી પહોંચ્યા. પોલીસ ઈન્સ્પેક્ટરશ્રી તેમને પોતાની સાથે વિરમગામ લઈ ગયાં, બાપજી જીપમાં ગયા, પોલીસ ઈન્સ્પેક્ટર બાપજીને પોલીસ ચોકીમાં ન લઈ જતાં, તેમનાં ઘેર લઈ ગયાં ત્યાં જરૂરી કાગળીયા કરી, મેજીસ્ટ્રેટ પાસે મોકલાવ્યા, મેજીસ્ટ્રેટે જામીન લેવડાવ્યા કે હવે પછી કોઈ વ્યક્તિ જીવતા સમાધિ કરે કે કરાવે નહી."

બાપજીને ખટારામાં પાટડી પરત લઈ ગયાં, બાપજી અગ્નિ પ્રજવલીત ધૂણા પાસે, આસન લગાવી બેઠા, પણ બાપજીને ગમતું નહોતું. પોતાને મળેલા આદેશ પ્રમાણે સંકલ્પ પૂરો ન થયો, તેથી બેચેન હતા. આ દરમ્યાન હરિ ઓમ આશ્રમવાળા શ્રી મોટા ત્યાં આવી પહોંચ્યા. સમાધિ પ્રસંગના અમુક વર્ષો બાદ જમીન માલીક શ્રી ભગવતસિંહજી ગુલાબસિંહજી દેસાઈએ ઓરડા બંધાવ્યા, અને બાપજીનું આસાન તથા ધૂણો અખંડ એક ઓરડામાં રાખ્યો. ધૂણાની રાખ આજે પણ અખંડ છે તથા તેની બાજુમાં બે ઓરડા, તથા ભજન ખંડ બનાવ્યો, જ્યાં તમામ દેવી દેવતાઓની છબીઓ મઢાવી મૂકેલ છે.

તે સમયે એક વ્યક્તિને શંકા પડેલી કે, "આમ ભૂમિમાં દટાઈ જવાની કોઈ સાધકને પ્રેરણા થતી હશે," આ શંકાનું સમાધાન કરાવવા શ્રી મોટાએ તે ભાઈને નારેશ્વર શ્રી રંગ અવધૂત મહારાજ પાસે મોકલી ખુલાસો સમજી લેવા કહેલું પૂજ્ય રંગ અવધૂત બાપજીએ ભૂમિ સમાધિના સંકલ્પનું સમર્થન આપીને એ ભાઈને આધ્યાત્મિક મહત્વ સમજાવેલું.

આ સમાધિ વખતે મારી ઉંમર આશરે ૪ થી ૫ વર્ષની હશે; મારી બા મને સમાધિનાં સ્થળે જોવા લઈ ગયેલ જે મને આજે પણ યાદ છે. ત્યારબાદ સમાધિનો ખાડો પુરી દેવાયો હતો.

ત્યારબાદ બાપજી બહુચરાજી ગયા, આ પ્રસંગ બાદ કાન્તીભાઈ ગોર, (ગોરભા) મુનિ મહારાજના દર્શન કરવા વાસ્થાનજી (શિહોર) પાસે ગયા અને મુનિ મહારાજને ગોરભાએ વિગતે વાત કરી, મુનિ મહારાજે કહ્યું કે "મેરા શિષ્ય કૈસે સમાધિ લે શકતા હે ? હો હિ નહિ શકતા ક્યોંકિ વહ તો મેરા કરજદાર હૈ." મુનિ મહારાજનું આ વિધાન આધ્યાત્મિક હતું. બાપજીએ મુનિ મહારાજનાં દેહ વિલય પછી સાધુ સંતો, અને હરિ ભક્તોનો, ભંડારો કરેલો ૧૯૫૩ થી ત્રણ વર્ષ માટે, બાપજી આબુરોડ, હિમાલય, અને અમદાવાદ ભ્રમણ કરતા હતાં.

બાપજીએ ફરી વાર હિમાલય ક્ષેત્રમાં ટીહરી ખાતે, માગશર વદ-૧૩, ડીસેમ્બર ૧૯૫૭ની સાલમાં "જળસમાધી" લેવાનો પ્રયત્ન કરેલો, તે સ્થળ સ્વામી સમતીર્થે જળ સમાધિ માટે પસંદ કરેલ હતું, તે સ્થળે પ્રભુકૃપાથી તેમનો બચાવ થયો. આમ બાપજીનો આદેશ હતો કે, ભૂખ્યાને ભોજન, રહેવાનો આશરો તે જ ખરી માનવસેવા છે. પરમ પૂજ્ય દાસાનુદાસ (દયાનંદ) બાપજીનો દેહવિલય તા.૧૫/૦૪/૧૯૯૯ના દિને સાંજે ૭ : ૨૫ મીનીટે થયો. પૂજ્ય બાપજીના પાર્થિવ દેહને આબુરાજ અન્નક્ષેત્રમાં તા.૧૬-૦૪-૧૯૯૯ના રોજ બપોરે ૧૨:૪૦ના સમયે સમાધિ અપાયી. જેનો પૂન્ય પ્રભાવ દરેક હરિભક્તને આજે અનુભવાય છે.

આબુરાજ અન્નક્ષેત્ર આશ્રમનું સુઘડ અને સરળ સંચાલન નિષ્ઠાવાન, પ્રમાણીક, માનવ સેવાભાવી શ્રી નરેન્દ્રભાઈ રતિલાલ પટેલ (મેનેજીંગ ટ્રસ્ટી) બહુચરાજી લાટીવાળા તેમજ ટ્રસ્ટીશ્રીઓ સાથ અને સહકારથી કરે છે. જે વતન પાટડી માટે આનંદ અને ગૌરવની વાત છે.

અંહી કોઈપણ હરિભક્ત, સાધક ધર્મ-જાતિના, સ્ત્રી-પુરૂષના ભેદભાવ વગર ત્રણ દિવસ વિનામુલ્યે અમુલ્ય લાભ લઈ શકે છે. આ સંસ્થા દાન-દક્ષિણા આધારીતે ચાલતી હોવાથી યથાશક્તિ દાન સ્વીકારવામાં આવે છે. દાનની પાકી પહોંચ આપવામાં આવે છે. સંસ્થા રજીસ્ટર્ડ ટ્રસ્ટ છે. દાનની રકમ ઈનકમટેક્ષના કાયદા હેઠળ રીટર્નમાં પરત મળવા પાત્ર (મુક્તિ)ને પાત્ર છે.

મારી જાણ અને આ સંસ્થાના પુસ્તક આધારિત આ લેખ લખવાની પ્રેરણા દયાનંદ બાપજીએ મને આપી છે. આ લખાણ કોઈ વ્યક્તિ, સમાજ, જ્ઞાતિ, જાતિ, પરિવારને બંધનકર્તા નથી અને રહેશે પણ નહિ.

સંકલન કર્તા
બાબુલાલ ગીરધરલાલ પટેલ. એડવોકેટ
(પાટડી વાળા) – અમદાવાદ



# ૧૬ પાટડી રાજકીય દૃષ્ટિએ

ઈ.સ. ૧૦૯૦માં હરપાળદેવ મકવાણા (ઝાલા)એ પાટડીમાં રાજગાદી સ્થાપી ત્યારથી દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખિલજીના સરદાર ઉલુઘખાને પાટણના મહારાજા કર્ણદેવ વાઘેલાને હરાવ્યો (ઈ.સ. ૧૩૦૦) ત્યાં સુધી પાટડીનું ઝાલા રાજ્ય એ પાટણના સોલંકી–વાઘેલા રાજ્યનું એક મિત્રરાજ્ય રહ્યું.

ઈ.સ. ૧૩૦૦માં પાટણનો વિનાશ થયા પછી પાટડી એક સ્વતંત્ર ઝાલા રાજ્યના પાટનગર તરીકે રહ્યું. પાછળથી તેને ગુજરાતના સુલતાનોની સાર્વભૌમ સત્તા માન્ય રાખવી પડેલી. ઈ.સ. ૧૫૩૭માં હળવદથી રાજ્ય ચલાવતા પાટડીની મુખ્ય શાખાના ઝાલા રાજવી માનસિંહજી પાસેથી ગુજરાતના સુલતાન બહાદુરશાહે પાટડી, માંડલ અને વિરમગામ પરગણાં ખાલસા કર્યાં હતાં અને હળવદ માનસિંહજીને પાછું આપ્યું હતું.

ઈ.સ. ૧૫૩૭થી ૧૫૭૨ સુધી પાટડી પર સાર્વભૌમ સત્તા ગુજરાતના સુલતાનોની રહી.

ઈ.સ. ૧૫૭૨માં મોગલ બાદશાહ અકબરે ગુજરાત જીતી લીધું ત્યારથી ઈ.સ. ૧૭૪૫ સુધી પાટડી પર સાર્વભૌમ સત્તા મોગલોની રહી. [ઈ.સ. ૧૭૪૫ના પાટડીના એક શિલાલેખમાં મોગલ બાદશાહ મુહમ્મદશાહ (ઈ.સ. ૧૭૧૯–૧૭૪૮)નો ઉલ્લેખ છે.] આ અરસામાં મોગલોનાં વળતાં પાણી થઈ ચૂક્યાં હતાં. ઈ.સ. ૧૭૪૦ થી ઈ.સ. ૧૮૧૯ સુધી ગુજરાતમાં મરાઠાઓની મુખ્ય સત્તા રહી તેથી પાટડી પર તેમની આણ વર્તાતી હતી. ઈ.સ. ૧૮૧૯ પછી તરત જ કાઠિયાવાડની ખંડણી ઉઘરાવવાનું કામ ગાયકવાડે બ્રિટિશ સરકારને સોંપી દીધું. ત્યારથી ગુજરાતમાં સાર્વભૌમ સત્તા તરીકે બ્રિટિશ સરકાર રહી અને પાટડી તેના તાબાનું રાજ્ય રહ્યું.

પરંતુ ઈ.સ. ૧૫૩૭ થી ૧૭૪૦ સુધી પાટડી પર 'પ્રદેશ સત્તા' કોની રહી તે વિષે કોઈ પ્રમાણભૂત માહિતી ઉપલબ્ધ નથી. સંભવ છે કે એ ગાળામાં દેસાઈઓ વિરમગામમાં સ્થિર થયા હતા તેથી પાટડી પર તેમની 'પ્રદેશ સત્તા' હોય અથવા તો જે તે સાર્વભૌમ સત્તા દ્વારા નિયુક્ત થયેલ સરદાર યા થાણદારના વહીવટ નીચે પાટડી મુકાયું હોય.

ઈ.સ. ૧૭૪૦માં દામાજીરાવ ગાયકવાડના સરદાર રંગોજીએ દેસાઈ ભાવસિંહજી પાસેથી વિરમગામ લઈ લીધું અને તેના બદલામાં પાટડી પરગણું આપ્યું ત્યારથી સને ૧૯૪૭માં ભારત આઝાદ થયું ત્યાં સુધી પાટડીમાં દેસાઈ વંશની રાજધાની રહી આ ગાળામાં પાટડી મોગલ, મરાઠા અને અંગ્રેજના સાર્વભૌમત્વ નીચેનું રાજ્ય રહ્યું.

ઈ.સ. ૧૮૦૭માં કાઠિયાવાડની જમાબંધી નક્કી કરવા માટે અંગ્રેજ સેનાપતિ કર્નલ વોકરને લશ્કર સાથે મોકલવામાં આવ્યા હતા, જેને "વોકર્સ સેટલમેન્ટ" તરીકે ઓળખવામાં આવે છે. જમાબંધી અંગે કર્નલ વોકર સાથે પાટડીના રાજવી દેસાઈ વખતસિંહજીને વાટાઘાટ થઈ હતી.

ઈ.સ. ૧૮૧૭માં પેશ્વા, ગાયકવાડ અને બ્રિટિશ સરકાર વચ્ચે થયેલ કોલ કરાર મુજબ પાટડી આસપાસનો મુલક બ્રિટિશ સરકારના તાબામાં આવ્યો અને અમદાવાદ જીલ્લાની રચના થતાં પાટડી રાજ્યના કેટલાક ગામો અમદાવાદ જીલ્લામાં મુકવામાં આવ્યા હતાં.

બ્રિટિશ હકુમત નીચે પાટડી સંસ્થાનને ઈસ્ટર્ન કાઠિયાવાડ એજન્સીમાં મુકવામાં આવ્યું હતું.

"કાઠિયાવાડ સર્વસંગ્રહ"ના જણાવ્યા મુજબ ઈ.સ. ૧૮૮૨માં પાટડી સંસ્થાન પાંચમા વર્ગનું રાજ્ય હતું અને તે ૪૦ ચો. માઈલ વિસ્તાર ધરાવતું હતું.

ઈ.સ. ૧૯૧૨માં પ્રસિદ્ધ થયેલ "કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ" પાટડીના દેસાઈ રાજવી સૂર્યમલસિંહજીના રાજ્યઅમલનાં ૨૨ ગામોની યાદી આપી જણાવે છે કે, "આ ગામોનું એકંદર ક્ષેત્રફળ ૧૬૫ ચો. માઈલ છે. તેમાં વસ્તી ૧૫૧૯૬ માણસની છે તથા કુલ વાર્ષિક ઉપજ અંદાજે એક લાખ રૂપિયાની છે. આ સંસ્થાન પહેલાં એજન્સી ખાતામાં પાંચમા ક્લાસનું ગણાતું હતું તે સૂર્યમલસિંહજીના રાજ્ય અમલમાં ચોથા ક્લાસમાં મુકાયું છે."

પાટડી ચોથા વર્ગનું નાનું રાજ્ય ઈ.સ. ૧૯૪૮ સુધી અસ્તિત્વમાં રહ્યું હતું અને તે રાજ્યનાં કેટલાંક ગામડાં ઉપર દીવાની તથા ફોજદારી સત્તા ભોગવતું હતું. પાટડીના દરબારશ્રી સુર્યમલસિંહજીને સેકન્ડ ક્લાસ મેજીસ્ટ્રેટ તરીકેની અને દરબારશ્રી દોલતસિંહજીને ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ તરીકેની સત્તા હતી. પાટડી સ્ટેટની હકુમતમાં સાત ગામો હતાં અને પાટડી એસ્ટેટનાં સત્તર ઈનામી ગામો અમદાવાદ જીલ્લામાં બ્રિટિશ હકુમતમાં હતાં. પાટડી પણ અમદાવાદ જિલ્લામાં જ હતું.

ઈ.સ. ૧૯૪૮માં દેશી રાજ્યોનું એકીકરણ થયું ત્યારે સૌરાષ્ટ્ર રાજ્યના ઝાલાવાડ જિલ્લામાં પાટડીનું રાજ્ય ભળી ગયું હતું.

ઈ.સ. ૧૯૪૮ના માર્ચ માસમાં સૌરાષ્ટ્ર રાજ્યની રચના થતાં, પાટડીના દરબારગઢમાં જ્યાં પાટડી સ્ટેટની કચેરી હતી ત્યાં જ સુરેન્દ્રનગર જિલ્લાના પાટડી તાલુકાનું મથક રાખી

મામલતદાર કચેરી કામ કરવા લાગી હતી. પરંતુ મેજીસ્ટ્રેટની કચેરી, ફોજદારની કચેરી અને પોલીસ મથક પાટડી પાસેના બજાણા ગામે રાખેલાં. તે વખતનાં પાટડી, બજાણા, જૈનાબાદ અને વણોદ—એ ચાર રાજ્યો તેમજ ઝીંઝુવાડા અને દસાડા—એ બે થાણાંઓ મળી કુલ ૯૨ ગામોના 'પાટડી તાલુકા'ની રચના કરવામાં આવેલી. પાટડી ઈનામી ગામ હોઈ અને તે વખતના મુંબઈ રાજ્યના અમદાવાદ જિલ્લાના વિરમગામ તાલુકામાં આવેલું હોઈ, મુંબઈ રાજ્યે સૌરાષ્ટ્રના મુખ્યમંત્રી શ્રી ઢેબરભાઈને પાટડીમાં તાલુકા મથક ન રાખી શકાય એવું જણાવેલું. તેથી તાલુકા મથક પાટડીથી દસાડા ફેરવવામાં આવેલું.

રાજ્યોની પુનઃરચના થતાં સૌરાષ્ટ્રનું રાજ્ય સને ૧૯૫૬માં મુંબઈ રાજ્યમાં ભળી ગયું ત્યારથી સુરેન્દ્રનગર જિલ્લો મુંબઈ રાજ્યનો એક ભાગ બન્યો. મુંબઈ સરકારના તા.૧૯-૦૬-૫૯ના ઠરાવથી ૧૪.૫ ચો. માઈલ વિસ્તાર ધરાવતું પાટડીનગર તથા ૪.૫ ચો. માઈલ વિસ્તાર ધરાવતું ખારાઘોડા ગામ અમદાવાદ જિલ્લાના વિરમગામ તાલુકામાંથી સુરેન્દ્રનગર જિલ્લાના દસાડા તાલુકામાં ફેરવવામાં આવ્યાં હતાં. ત્યાર પછી તાલુકા મથક દસાડાથી ફેરવીને પાટડી લાવવામાં આવ્યું છે.

તા. ૧-૫-૧૯૬૦ થી દ્વિભાષી મુંબઈ રાજ્યનું વિભાજન થયું અને ગુજરાતનું અલગ રાજ્ય રચાયું ત્યારે સુરેન્દ્રનગર જિલ્લો ગુજરાત રાજ્યનો એક ભાગ બની ગયો. આજે પાટડી ગુજરાત રાજ્યના સુરેન્દ્રનગર જિલ્લાનું વહિવટી દૃષ્ટિએ તાલુકા મથક છે. મામલતદારની કચેરી, તાલુકા પંચાયત કચેરી, તાલુકા તિજોરી કચેરી, ડેપ્યુટી ઈજનેરોની કચેરીઓ વગેરે આજે પાટડીમાં છે. પાટડીમાં મકાનોના અભાવે, હાલમાં મેજીસ્ટ્રેટની કચેરી તથા ફોજદારની કચેરી પાટડી પાસે બજાણા ગામે ચાલુ રાખવામાં આવી છે. આમ મુખ્યત્વે, પાટડી તાલુકા મથકનું સ્થાન ધરાવતું હોવા છતાં, તાલુકાનું નામ "દસાડા તાલુકો" ચાલું રહ્યું છે.

દેશી રાજ્યોનું ભારતસંઘમાં વિલીનીકરણ થયું ત્યારે પાટડીના દરબારશ્રીને રૂપિયા ૨૦,૦૦૦/- નું વાર્ષિક સાલિયાણું મળતું હતું, પરંતુ પાછળથી તા. ૨૮-૧૨-૧૯૭૧થી ભારતના તમામ દેશી રાજ્યોને અપાતાં સાલિયાણાંની પ્રથા બંધ કરવામાં આવી હતી.

## સ્વાતંત્ર્યના રણસંગ્રામમાં પાટડી

### નમક સત્યાગ્રહ

પૂજ્ય મહાત્મા ગાંધીજીએ તા.૧૨-૩-૧૯૩૦ના દિને 'નમક સત્યાગ્રહ' માટે દાંડીકૂચનું ઐતિહાસિક પ્રસ્થાન કરેલું. ગાંધીજીની સરદારી નીચે દાંડી પહોચેલી ટુકડીએ સરકારી અગરમાંથી મીઠું લઈ સરકારી પ્રતિબંધોનો છડેચોક ભંગ કર્યો. સરકારે ગાંધીજી સહિત અનેક નેતાઓની ધરપકડ કરી અને સત્યાગ્રહીઓ પર જુલમની ઝડી વરસાવી. બ્રિટિશ સરકારના જુલમનું ખપ્પર ભરવા સારાય દેશમાં જે કુરબાનીનો ઈતિહાસ રચાયો તેમાં પાટડી મોખરે રહ્યું હતું.

ગાંધીજીની આ મીઠા સત્યાગ્રહની હાકલને અનુસરી, પાટડી તેમજ વિરમગામ તાલુકાની જનતાએ, ખારાઘોડાના મીઠાના સરકારી અગર પર કૂચ કરી જઈને, સરકારી પ્રતિબંધોનો ભંગ કરી મીઠું લેવા માટે સત્યાગ્રહીઓની ટુકડીઓ મોકલવા માંડી. આ માટે વિરમગામમાં તાલુકા છાવણી રાખવામાં આવી હતી અને તેની એક ખાસ શાખા પાટડીમાં પણ રાખેલી.

પાટડીમાં શરૂમાં ઝારેશ્વર મહાદેવમાં અને પછીથી અનાથાશ્રમના મકાનમાં સત્યાગ્રહ છાવણી રાખવામાં આવેલી. આ છાવણીના પ્રમુખ તરીકે શ્રી પ્રાણજીવનદાસ વૃજલાલ દેસાઈ, મંત્રી તરીકે શ્રી ભૂપતભાઈ વૃજલાલ દેસાઈ અને મુખ્ય સહાયકો તરીકે શ્રી મોહનભાઈ ઠક્કર, શ્રી રામભાઈ હ. પરીખ, શ્રી પૂજાલાલ ત્રિભોવનદાસ ઠક્કર અને શ્રી દયારામ આત્મારામ સેવા આપવા લાગ્યા. સભા—સરઘસ, પ્રભાતફેરીનું આયોજન અને વિરમગામની મુખ્ય છાવણીને લડત અંગેના અહેવાલ મોકલવા, તેમજ મુખ્ય છાવણી સાથેના સંકલનનું અને પાટડીની છાવણીને વધુ સક્રિય રાખવાનું કાર્ય પ્રમુખ, મંત્રી અને મુખ્ય સહાયકો સંભાળતા.

ખારાઘોડાના વોકળામાંથી પાણી લાવી મીઠું બનાવાતું, એ બિનજકાતી મીઠું સરકારી કાનૂનનો ભંગ કરી જાહેર હરાજીથી વેચવામાં આવતું અને તેની જે રકમ આવે તે વિરમગામની તાલુકા છાવણીમાં મોકલી અપાતી.

પાટડીમાં બિનજકાતી મીઠું વેચવાની શરૂઆત થતાં જ ખારાઘોડાના સોલ્ટ ખાતાની પોલીસ પાટડીમાં મહોલ્લે મહોલ્લે ગોઠવાઈ ગઈ. પણ પોલીસથી ડરે તો એ પાટડીનું સંતાન નહિ. પાટડી ગામે સોલ્ટ ખાતાની પોલીસનો સંપૂર્ણ સામાજિક બહિષ્કાર કર્યો. પોલીસનાં દૂધ—પાણી બંધ કરી દીધાં. પોલીસ તો મુંઝાઈ ગઈ અને ત્રીજે દિવસે જ એ પાટડીમાંથી વિદાય થઈ ગઈ.

પાટડીની સત્યાગ્રહ છાવણીના મંત્રી શ્રી ભૂપતભાઈની સરદારી નીચે પાટડીના ૧૯ યુવકો વિરમગામથી રેલ્વે મારફતે બિનજકાતી મીઠું લઈને પાટડીના સ્ટેશને ઉતર્યા, ત્યારે પાટડીની ૧૦૦૦ જેટલી બહેનો અને ૨૦૦૦ જેટલા ભાઈઓએ સત્યાગ્રહીઓ પાસેથી મીઠું લઈને સામૂહિક રીતે મીઠાનો અન્યાયી જુલમી કાયદો તોડ્યો.

પાટડીની સત્યાગ્રહ છાવણી, ખારાઘોડાથી પોલીસના હાથે ઘાયલ થયેલા સત્યાગ્રહીઓથી ઉભરાવવા લાગી. પોલીસના સિતમનો ભોગ બનેલા સત્યાગ્રહીઓ ઝારેશ્વર મહાદેવની પડાળીમાં ડૉ.ચૌહાણના હાથે સારવાર પામતા. ગામનાં ભાઈ–બહેનો સત્યાગ્રહીઓને પોતાના સ્વજન માની ભાવપૂર્વક તેમની સેવાસુશ્રુષા કરતાં અને પેલા ઘવાયેલા યોદ્ધાઓ પોતાને પાડેલા ઘા ની પીડા વિસરી જઈને ભારતમાતાની આઝાદીનો જયનાદ કરતા.

મીઠા સત્યાગ્રહના દિવસોમાં, પાટડીના મધ્યભાગમાં આવેલ માંડવી વિસ્તારના ઊંચા ચબૂતરા પર ત્રિરંગો રાષ્ટ્રધ્વજ લહેરાતો હતો. વહેલી સવારે રોજ પ્રભાતફેરી નીકળતી. વાનરસેના હંમેશાં પરેડ કરતી અને આઝાદીના સૈનિકો કૂચ કરતા હોય તેમ બ્યૂગલના શૌર્ય પ્રેરિત સૂરો સાથે આખાય ગામને ગજવતું તેમનું સરઘસ નીકળતું. પાટડીમાં તકલીઓ અને રેંટિયા શરૂ થયા. રૂ પીંજીને તેની પૂણીઓ બનવા લાગી. સ્થાનિક વણકરોએ ખાદી વણી આપી. પડતર ભાવે જ લોકોને ખાદી મળવા લાગી.

વિદેશી કાપડનું વેચાણ બંધ કરવા, કાપડની દુકાનો સામે અનશન અને પિકેટિંગ થયેલું. આ પિકેટિંગની આગેવાની શારદાબેન ચીમનલાલ પરીખે લીધી હતી. વિદેશી કપડાંની પાટડીમાં મોટી હોળી પણ થયેલી. હોળીના તહેવાર પ્રસંગે પણ સળગતી હોળીમાં ઘણુંબધું વિદેશી કાપડ હોમી દેવામાં આવેલું.

સરકારે વડી ધારાસભા અને મુંબઈ ધારાસભાની ચૂંટણી આપી. ભારતીય રાષ્ટ્રીય મહાસભાએ આ ચૂંટણીનો બહિષ્કાર પોકાર્યો અને મતદાન કેન્દ્રો પર પિકેટિંગનો આદેશ આપ્યો. પાટડીના મતદાન કેન્દ્રો પર પિકેટિંગ કરનાર પહેલી ટુકડીમાં શ્રી પ્રાણજીવનદાસ દેસાઈ, શ્રી માણેકલાલ વૃજલાલ દેસાઈ, શ્રી હિંમતલાલ વૃજલાલ દેસાઈ તથા એક બહારગામનો સૈનિક પણ હતો.

વસ્તી ગણતરીનો પણ રાષ્ટ્રીય મહાસભાએ બહિષ્કાર પોકારેલો. પાટડીની વાનરસેના ડામરનાં ડોઘલાં અને કૂચડા લઈ નીકળી પડી અને રહેઠાણો, દુકાનો વગેરે તમામ મકાનોના સેન્સસ નંબરો પર ડામરના કૂચડા ફેરવી દીધા. તેથી ફોજદારે વાનરસેના પાસેથી ડામરનાં ડોઘલાં પડાવી લીધાં અને વાનરસેનાને ખૂબ માર માર્યો.

પોલીસને તમામ સેન્સસ નંબરો ભૂંસી નાખવાનો પડકાર આપનાર વાનરસેનાના ચૌદ સૈનિકો : (૧) છોટાલાલ કુંવરજી (૨) રમણલાલ નાનજી (૩) ભગવતભાઈ વૃજલાલ (૪) ભાઈલાલ મણિલાલ (૫) કલાભાઈ બોડાભાઈ (૬) ડાહ્યાભાઈ મણિલાલ (૭) રતિલાલ ઈશ્વરદાસ (૮) મંગળભાઈ શંકરભાઈ (૯) ચીમનલાલ શંકરભાઈ (૧૦) કેશવલાલ તેજાભાઈ (૧૧) હીરાલાલ બળદેવભાઈ (૧૨) ડાહ્યાલાલ રામચંદ્ર (૧૩) જયંતીલાલ છોટાલાલ (૧૪) નટવરલાલ જીવણલાલ.

આ વાનરસેના પર પોલીસે કરેલા દમનના વિરોધમાં રાત્રે જાહેરસભા યોજાઈ જેમાં શારદાબેન ચીમનલાલ પરીખે ફોજદાર અને પોલીસના દમનની સખત ઝાટકણી કાઢતું જુસ્સાદાર પ્રવચન કરેલું. શ્રી પ્રાણજીવનદાસ દેસાઈ જેલમાં ગયેલા ત્યારે પંદર વર્ષનાં કિશોરી શારદાબેનને તેમણે લડતનું કેટલુંક કામ સોંપેલું, જે તેમણે ભારે હિંમત દાખવીને કરેલું.

"આ દેશદ્રોહીઓને તમારાં નામ આપી ગુલામીમાં ગણત્રી કરાવશો માં." એવા સેન્સસ સામે વિરોધના પોકારો કરતી ૩૦ સભ્યોવાળી વાનરસેનાની એક ટુકડી શ્રી કાન્તિલાલ કાળિદાસ ઠક્કરની આગેવાની નીચે નીકળી. આ ટુકડીની પોલીસે ધરપકડ કરી, પોલીસે તેમને મારઝૂડ કરી. આ સમાચાર ગામમાં વાયુ વેગે પ્રસરતાં તે રાત્રે જ વસ્તી ગણતરીના વિરોધમાં ૩૦૦૦ ભાઈ–બહેનોની એક જાહેર સભા થઈ અને પછી એ સભા એક વિરાટ સરઘસના રૂપમાં ફેરવાઈ ગઈ. એ સરઘસ વસ્તી ગણતરીના વિરોધના પોકારો કરતું આખા ગામમાં ફર્યું. ગામનો રોષ પોલીસ જીરવી શકી નહિ, તેથી રાત્રે અગિયાર વાગે વાનરસેના છોડી મૂકવામાં આવી.

વિરમગામમાં બહેનોના સરઘસ પર પોલીસે સખત લાઠીમાર કર્યો અને ગોરા અમલદાર આસિ. કસ્ટમ કલેક્ટર શ્રી એ.એસ.કાઈટે સ્ત્રીઓ પર ઘોડા દોડાવ્યા. આ સિતમના વિરોધમાં વિરમગામમાં "સ્ત્રી–સિતમ વિરોધ દિન" મનાવવામાં આવ્યો. ત્યારે પાટડીથી રૂપાળીબાની સરદારી નીચે નવ બહેનોની ટુકડીને આ કાર્યક્રમમાં ભાગ લેવા પાટડીની સત્યાગ્રહ છાવણી તરફથી મોકલવામાં આવેલી.

મીઠા સત્યાગ્રહની લડતને પાટડીની તમામ જ્ઞાતિઓએ ટેકો આપી. પરદેશી કાપડ ન ખરીદવાનો, વરા પ્રસંગે પરદેશી ખાંડ નહી વાપરવાનો, શુભ પ્રસંગે પતાસાં નહિ વહેંચવાનો, તથા હોટલની ચા નહિ પીવાના ઠરાવો કર્યા હતા. તેમજ કાપડ, ચા અને રમકડાંના વહેપારીઓએ વિદેશી માલ નહિ ખરીદવાના ઠરાવો કર્યા હતા. મુંબઈમાં ઘાટકોપરમાં રહેતા પાટડીના વતની દેસાઈ ચંદુલાલ વૃજલાલ ઘાટકોપરની સત્યાગ્રહ છાવણીના મંત્રી હતા. તેમને મુંબઈમાં આ લડત દરમ્યાન છ માસની જેલ અને રૂપિયા ૫૦ દંડ થયો હતો.

સને ૧૯૩૦–૩૧નો "પાટડી નમક સત્યાગ્રહ સમિતિનો હેવાલ" શ્રી ભૂપતભાઈ દેસાઈએ છપાવી પ્રસિદ્ધ કર્યો હતો, જેની લગભગ બધી જ નકલો બ્રિટિશ સરકારે જપ્ત કરેલી. ભારતમાં વિદેશી માલનો બહિષ્કાર થતાં ઈંગ્લેંડના ઉદ્યોગ ધંધામાં ભારે કટોકટી ઊભી થઈ અને બેકારી ખૂબ વધી પડી. ગાંધીજી વિનાની ગોળમેજી મેકડોનાલ્ડની સરકારને નકામી જણાઈ. ગોળમેજીમાં ગયેલા હિંદી પ્રતિનિધિઓએ

ગાંધીજીને જેલમાંથી છોડવાની સરકાર પાસે જોરદાર માંગણી કરી. આ માંગણી સ્વીકારવાના બહાના નીચે પૂ. મહાત્માજી તથા રાષ્ટ્રીય મહાસભાના નેતાઓને સરકારે તા.૭ - ૩ - ૧૯૩૧ના દિને જેલ મુક્ત કર્યા.

પૂ. ગાંધીજીની જેલમુક્તિનો દિવસ ઉજવવામાં પાટડીએ અદ્ભૂત ઉમળકો બતાવેલો. શેરીએ શેરીએ તોરણો બાંધવામાં આવ્યાં હતાં. દુકાનો અને રાજમાર્ગો પરના મકાનો પર રાષ્ટ્રધ્વજો ફરકતા હતા. વિરાટ સરઘસના મોખરે ઢોલ - ત્રાંસાં અને બ્યૂગલો વાગતાં હતાં. તેની પાછળ રાષ્ટ્રધ્વજ ફરકાવતી ઘોડેસવારોની ટુકડી આગળ વધી રહી હતી. ઘોડેસવારોની ટુકડીને, સાયકલો ઉપર સવાર થયેલા શ્વેત ખાદીધારી સૈનિકો અનુસરતા હતા. શણગારેલા બે બળદગાડામાં રેંટિયા કાંતતા ભાઈ - બહેનો બેઠાં હતાં. બળદગાડાની પાછળ આઝાદીના યોદ્ધાઓ કૂચ કરતા હોય તેમ વાનરસેના પરેડ કરતી ચાલતી હતી. બહેનોની એક મોટી સેના, યુવકો અને અન્ય નાગરિકો રાષ્ટ્રગીતો ગાતાં અને સૂત્રો પોકારતા આગળ વધતા હતા. આવું આ વિરાટ સરઘસ પાટડીમાં પહેલવહેલું જ હતું. સરઘસ રાજમાર્ગો પર ફરીને આઝાદ મેદાનમાં આવી પહોંચ્યું. ત્યાં ધ્વજવંદન થયું–ધ્વજની શાન જાળવવા જોશીલું પ્રવચન થયું. અંતે 'ભારત માતાકી જય', 'મહાત્મા ગાંધીકી જય' ના ગગનભેદી નારાઓ સાથે સરઘસ વિખરાયું. સને ૧૯૩૦–૧૯૩૧ના આ સ્વાતંત્ર્ય સંગ્રામે પાટડી અને આસપાસનાં ગમાડાઓમાં તેમજ સારા ય દેશમાં આઝાદીની તમન્ના જગાડી.

## સને ૧૯૩૨ થી ૧૯૪૨ના દાયકાની રાષ્ટ્રીય જાગૃતિ

મીઠાના સત્યાગ્રહ દ્વારા પાટડીમાં જે રાષ્ટ્રીય જાગૃતિ આવી હતી તેને રચનાત્મક દિશામાં વાળવા માટે પાટડીના યુવાનોએ સને ૧૯૩૫ના અરસામાં શ્રી મોહનભાઈ કાળિદાસ ઠક્કરના નેતૃત્વ નીચે ''પાટડી મિત્ર મંડળ''નામની સંસ્થા શરૂ કરી અને તેની દ્વારા ગાંધી ચિંધ્યા માર્ગે રચનાત્મક પ્રવૃત્તિઓ જેવી કે, વ્યાયામ, ખાદી, લાયબ્રેરી, વાચનાલય, પૌઢશિક્ષણ, સફાઈ, માંદાની સારવાર વગેરે પ્રવૃત્તિઓ વેગવંત બની. શ્રી રણવીરસિંહ દેસાઈ, શ્રી કાન્તિલાલ ઠક્કર, શ્રી પોપટલાલ ઠક્કર, શ્રી નાનુભાઈ પટેલ, શ્રી કાન્તિલાલ સોની, શ્રી શાન્તિલાલ દેસાઈ, શ્રી કરશનદાસ પટેલ, શ્રી પ્રભુદાસ ઠક્કર અને શ્રી પ્રભુદાસ ધરમશી પટેલ આ પ્રવૃત્તિઓમાં ખૂબ જ સક્રિય રહ્યા હતા. દીનદુખિયાંને અનાજ, શિયાળાની ઠંડીમાં ધાબળા, મેલેરિયાના રોગચાળા વખતે દવા પૂરી પાડવાનું કામ આ મંડળના સેવાભાવી કાર્યકરો પ્રેમપૂર્વક કરતા. ગરીબ દર્દીઓને ડૉ. હરિપ્રસાદ ભટ્ટની મફત સેવા મળી રહેતી.

સૌરાષ્ટ્રનાં રજવાડાઓના ત્રાસથી પ્રજા ત્રાહી ત્રાહી પોકારી ગઈ હતી. પ્રજાના દુ:ખના નિવારણ અર્થે સને ૧૯૩૭માં રાજકોટ રાજ્ય સામે સત્યાગ્રહની લડત શરૂ થઈ. પાટડીના શ્રી મોહનલાલ ઠક્કરે આ લડતમાં ભાગ લીધો હતો. રાજકોટના દીવાનની આડોડાઈને લીધે સમાધાનની કોઈ ભૂમિકા ન બનતાં પૂ. ગાંધીજીને રાજકોટ જઈને ઉપવાસ પર ઉતરવાની ફરજ પડી. વાઈસરોયે સમાધાનની ખાત્રી આપતાં પૂ. ગાંધીજીએ પારણાં કરેલાં. પૂ. ગાંધીજી રાજકોટથી પાછા વળ્યા ત્યારે વિરમગામ સ્ટેશને સંખ્યાબંધ કાર્યકરો મહાત્માજીના આશીર્વાદ લેવા પહોંચી ગયેલા, તેમાં પાટડીના શ્રી પ્રભુદાસ ધરમશી પટેલ પણ હતા. પૂ. મહાત્માજીએ શ્રી પ્રભુદાસના નમસ્કાર ઝીલીને આશીર્વાદ આપતાં તેમના માથે પોતાનો વરદ્ હસ્તે મૂકયો હતો. શ્રી પ્રભુદાસના ખભે હાથ ટેકવીને મહાત્માજીએ વિરમગામ સ્ટેશને ગાડી બદલી હતી. પાટડીના એક અદના રાષ્ટ્રસેવકને પૂ. ગાંધીજીની નાનકડી સેવાનો લ્હાવો મળ્યો.

પાટડી વિસ્તારનાં જિલ્લાની હકુમતનાં સત્તર ગામોની પ્રજાને જાગૃત કરી, પાટડીમાં શ્રી મોરારજીભાઈ દેસાઈના પ્રમુખપદે ખેડૂતોનું એક વિરાટ સંમેલન નવા દરવાજાની અંદરના આઝાદ ચોકમાં યોજાયું હતું. આ સંમેલનમાં ભાગબટાઈ અને વેઠવેરાની નાબૂદી કરવાનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો. તીવ્ર ઝુંબેશને કારણે આખરે પાટડી વિસ્તારનાં જિલ્લાની હકુમતનાં ૧૭ ગામોમાંથી ભાગબટાઈ અને વેઠવેરો નાબૂદ થયો હતો.

સને ૧૯૪૦ના વૈયક્તિક સત્યાગ્રહમાં રાજકોટ નિવાસી શ્રી રતિલાલ તન્ના તથા મોટાગોરૈયાના શ્રી ગૌરીશંકર મહેતાએ પાટડીમાંથી સત્યાગ્રહ કરેલો. પાટડીમાં શિક્ષક તરીકે કાર્ય કરતા શ્રીમાળી નાગરદાસ દેવાભાઈએ પણ વૈયક્તિક સત્યાગ્રહ કરેલો. પાટડીની ખુમારીવાળી પ્રજાના હૃદયમાં સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રપ્રેમની ભાવના સદાય ઉછાળા મારતી રહી છે.

## ''હિંદ છોડો'' આઝાદીનો આખરી જંગ

સને ૧૯૪૨માં ૮ ઓગસ્ટના ઐતિહાસિક દિને મુંબઈમાં મળેલ ભારતીય રાષ્ટ્રીય મહાસભાની મહાસમિતિને સંબોધતાં ''કરેંગે યા મરેંગે''નું ઐતિહાસિક સૂત્ર આપી પૂ. મહાત્મા ગાંધીજીએ આઝાદીના આખરી જંગનું રણસિંગું ફૂંક્યું, સમગ્ર દેશ સ્વાતંત્ર્યના આ આખરી જંગમાં સમર્પણ કરવા કટિબદ્ધ થઈ ગયો. પાટડીની સ્વાતંત્ર્ય પ્રેમી પ્રજાએ પણ આ આખરી જંગમાં ''યા હોમ કરીને પડો ફતેહ છે આગે.'' એવા ભાવથી ઝંપલાવ્યું.

પાટડીના શ્રી મોહનભાઈ કાળિદાસ ઠક્કરે આ જંગના અનુસંધાનમાં પાટડીના સર્વ કાર્યકરો અને મિત્રમંડળના સભ્યોની એક મીટીંગ બોલાવી. આ આખરી જંગની સમજૂતી આપતાં તેમણે જણાવ્યું કે, આ જંગ આખરી છે. આપણા મિત્રમંડળના સભ્યો અને પાટડીની સ્વાતંત્ર્ય પ્રેમી જનતા આ જંગમાં ઝુકાવે. કોઈ પાછી પાની ન કરે. આપણે આઝાદી મેળવીને જ જંપીશું. આ વખતે બ્રિટિશ સરકાર અત્યાચાર ગુજારવામાં બાકી નહિ રાખે. મૃત્યુના મુખમાં હોમાવાની તૈયારી સાથે બ્રિટિશ સરકાર સામે આપણે ઝઝૂમવાનું છે. સરકાર મને પકડી લે ત્યારે, આ લડત આગળ ચલાવવાની જવાબદારી મિત્રમંડળના બીજા સભ્યો ઉપાડી લેશે, એવો મને દ્રઢ વિશ્વાસ છે.

શ્રી મોહનભાઈ ઠક્કરે એક જાહેર સભામાં પાટડીની જનતાને આઝાદીના આખરી જંગ માટે હાકલ કરી. સરકારે હિંદ સંરક્ષણ ધારા અન્વયે તેમની ધરપકડ ૯ ઓગસ્ટ ૧૯૪૨ના દિને કરી અને ૧૧ માસની જેલની સજા કરી. તેમની ધરપકડ પછી, મિત્ર-મંડળના અન્ય કાર્યકારોએ વધુ જુસ્સાથી લડતનો દોર સંભાળી લીધો.

સંદેશાવ્યવહાર માટેનાં તારનાં દોરડાં તોડવાના કહેવાતા આરોપસર શ્રી પ્રાણજીવદાસ સોમનાથને સરકારે કેટલોક સમય અટકમાં લીધા હતા. પાટડીના કાર્યકર શ્રી ભૂપતભાઈ વૃજલાલ દેસાઈ ખેડા અને અમદાવાદ જિલ્લામાં ભૂગર્ભ લડતનો કાર્યક્રમ આગળ ધપાવવાના કાર્યમાં લાગી ગયા હતા.

પાટડીમાં સરઘસ, પ્રભાતફેરી, હડતાલ અને જાહેરસભાનો કાર્યક્રમ ભારે જુસ્સાથી ચાલતો હતો. પાટડીના કાર્યકરો શ્રી પ્રભુદાસ ધરમશી પટેલ, શ્રી પ્રભુદાસ મોહનલાલ ઠક્કર, શ્રી કાન્તિલાલ નાથાભાઈ સોની અને શ્રી ભોગીલાલ છગનલાલ પટેલ પાટડી આસપાસનાં ગામડાઓમાં પદયાત્રા કરી લડતનું રણશિંગું ફૂંકવા નીકળી પડ્યા. તેમણે મોટાગોરૈયા, વડગાસ, દોલતપુરા, ઝુંડ, ટ્રેન્ટ, ઉખલોડ, કારીયાણી વગેરે ગામોને આ આઝાદીની આખરી લડત માટે કટિબદ્ધ થવા હાકલ કરી. કારીયાણી ગામના શિક્ષક પ્રભુદાસ ઠાકર આ ટુકડીની સાથે ફર્યા. ટ્રેન્ટ ગામે શ્રી પ્રહલાદભાઈને ઘેર, આ ટુકડી ભાણા પર બેસવા જતી હતી ત્યારે જ સમાચાર આવ્યા કે ગામના મુખી અને પોલીસ તેમને પકડવા આવી રહ્યા છે. પીરસેલાં ભાણાં છોડીને એકાએક આ ટુકડી ઉખલોડ તરફ કૂચ કરી ગઈ. સંકટોની પરવા કર્યા સિવાય પાટડીના આ રાષ્ટ્રસેવકો લડતને આગળ લઈ જવા અડીખમ હતા.

સભા, સરઘસ, હડતાલનું આયોજન કરવું, પત્રિકાઓ વહેંચવી, પોસ્ટરો ચોડવાં, પ્રભાતફેરી કાઢવી વગેરે કામગીરીમાં ધી સૂરજમલજી અંગ્રેજી સ્કૂલના વિદ્યાર્થીઓ શ્રી પ્રહલાદભાઈ, શ્રી જયંતીભાઈ વગેરેએ ભારે ઉત્સાહ દાખવ્યો હતો.

વિરમગામના એક અંધ રાષ્ટ્રસેવક શ્રી ભીખાભાઈની પાટડીમાં જાહેરસભા રાખેલી. સભા સમાપ્ત થતાં પોલીસે ભીખાભાઈની ધરપકડ કરી. પાટડીના નાગરીકોએ આ ધરપકડનો સખત વિરોધ કર્યો. વાતાવરણ તંગ બની ગયું. શ્રી પ્રભુદાસ ધરમશી પટેલે હેડકોન્સ્ટેબલ ઈશ્વરભાઈને જણાવ્યું કે, અત્યારે તમે ભીખાભાઈને છોડી દો. હું રાત્રે તેમને મારે ઘેર રાખીશ અને જો તમારે તેમની ધરપકડ કરવી જ હોય તો સવારે બે પોલીસ મારે ઘેર મોકલી તેમની ધરપકડ કરી શકો છો. આપણા એ રાષ્ટ્રસેવકની કેટલી બધી ખેલદિલી !

હેડકોન્સ્ટેબલ શ્રી ઈશ્વરલાલે તેમના ઉપરી અધિકારીને સંદેશો આપ્યો કે પાટડીમાં પોલીસના જાનની કોઈ સલામતી નથી. આવો સંદેશો પહોંચતાં જ વળતી ટ્રેનમાં ત્રણ ફોજદાર અને એંશી જેટલી બંદૂકધારી પોલીસ પાટડી આવી પહોંચી. લોકો પર ધાક બેસાડવા માટે આ પોલીસ પલટન પાટડીના રાજમાર્ગો પર ફરી રહી.

રસ્તે ચાલ્યા જતા શ્રી કાન્તિલાલ સોની, શ્રી માણેકલાલ સોમનાથ અને શ્રી કરશનભાઈ ચુનીલાલની ધરપકડ કરીને, શ્રી પ્રભુદાસ ધરમશીની ધરપકડ માટે પોલીસ તેમના ઘેર પહોંચી ગઈ. શ્રી પ્રભુદાસ પોલીસના હાથમાં ન આવ્યા. શ્રી કાન્તિલાલ, શ્રી માણેકલાલ અને શ્રી કરશનભાઈ, જેઓની ધરપકડ થયેલી તેઓ કેસ ચાલતાં નિર્દોષ છૂટી ગયેલા. સરકારના સખત દમનને લીધે તેમજ લડત વધુ ને વધુ લંબાતી જતાં તેમાં ઓટ આવવા લાગી.

એક ટપાલની લૂંટના બનાવને ખોટી રીતે શ્રી પ્રભુદાસ સાથે સાંકળી દઈ તેમની ધરપકડ માટે પોલીસે એક ષડયંત્ર રચ્યું. ટપાલની લૂંટનો મુદ્દામાલ મિસરી મહાજનના મઠના ડેલામાં ખાદી કેન્દ્રની સામેની લાઈનના ઓરડાની બહારની ઓસરીના અવાવરૂ ખૂણામાં પડેલા કચરામાં સંતાડી દીધો અને વધુમાં એક દેશી બનાવટનો તમંચો ગોઠવી દઈને ગુન્હો શ્રી પ્રભુદાસ પર ઓઢાડી દઈને તેમને પકડવાનું કાવત્રું રચાયું. આ 'ટપાલ લૂંટ કેસ'માં શ્રી પ્રભુદાસને કંઈ જ લાગતું વળગતું ન હતું. બીજા દિવસે ડી.એસ.પી. સહિત બે પોલીસવાનો પાટડી આવીને શ્રી પ્રભુદાસની ધરપકડ કરી. તેમના મકાનની જડતી લીધી, ત્રણેક ખોટા ઠેકાણે શ્રી પ્રભુદાસને તથા પંચને સાથે રાખીને તપાસવાનો ડોળ કર્યો અને ચોથી વખતે ખાદી કેન્દ્ર પાસેના સ્થળે લઈ જઈને મુદ્દામાલનો પંચ રૂબરૂ કબજો લઈ પંચનામું કરી મુદ્દામાલ સાથે શ્રી પ્રભુદાસને પાટડીના પોલીસથાણામાં લઈ જવામાં આવ્યા. તેમને ડી.એસ.પી. અને ફોજદારોએ અમાનુષી માર માર્યો.

માંડલના થાણાની પોલીસે પણ શ્રી પ્રભુદાસ પર વિચિત્ર બેશરમ ત્રાસ ગુજાર્યો. પોલીસ સિતમ ગુજારતી જાય, ધાકધમકી આપતી જાય અને ઉલટસુલટ પ્રશ્નો પૂછતી જાય. પણ પ્રભુદાસે પોલીસને મચક ન આપી.

પોલીસ વાનમાં તેમને વિરમગામ લઈ જઈ મેજીસ્ટ્રેટની કોર્ટમાં રજૂ કર્યા. મેજીસ્ટ્રેટે તેમને ત્યાંથી સબ-જેલમાં ધકેલી દીધા. પાટડીથી ધરપકડ થઈ ત્યારથી તે સબ-જેલમાં ધકેલી દેવાયા ત્યાં સુધી શ્રી પ્રભુદાસ અન્ન કે જળ લેવા પામ્યા નહિ.

વિરમગામમાં દોઢ માસ કાચી જેલ ભોગવ્યા પછી શ્રી પ્રભુદાસ પર કેસ ચાલ્યો. તા.૨-૪-૪૩ના દિને મેજીસ્ટ્રેટે તેમને છ માસની જેલ અને રૂપિયા એકસો દંડની સજા ફટકારી. જો દંડ ન ભરે તો વધુ બે માસની સજા ભોગવવી એવો હુકમ થયો. આમ કુલ આઠ માસની સજા થઈ. શ્રી પ્રભુદાસને સાબરમતીની સેન્ટ્રલ જેલમાં મોકલી દેવામાં આવ્યા. આઠ માસ સજા ભોગવીને તેઓ તા. ૫-૧૧-૪૩ના દિને જેલમુક્ત થયા.

રાષ્ટ્રપિતા પૂ. મહાત્માજીના કુશળ નેતૃત્વ નીચે અહિંસક લડતોને લીધે સમગ્ર ભારતમાં અદ્‌ભૂત જાગૃતિ આવી ગઈ. આઝાદી માટે રાષ્ટ્રસેવકોની કુરબાની અને પ્રજાનો થનગનાટ જોયા પછી બ્રિટિશ સરકારે ૧૫ ઓગસ્ટ ૧૯૪૭ના દિને ભારત પરની હકૂમત છોડી દીધી અને ભારત આઝાદ થયું.

આઝાદીની લડતોએ સૈકાઓથી કચડાયેલા ભારતને આબાદ ભારતનું નિર્માણ કરવા, અદ્‌ભૂત નિષ્ઠા, સમર્પણભાવ અને રાષ્ટ્રભક્તિવાળા કસાયેલા સેવકો આપ્યા છે, પાટડીને પણ આ આઝાદીની લડતોએ ઘડાયેલા ઉમદા સેવકોની એક વણઝાર પૂરી પાડી છે, જેમની દ્વારા પાટડીના નવનિર્માણનું કાર્ય વિશાળ ફલક પર આગળ વધતું જ રહ્યું છે. ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની સરહદે આવેલ પાટડીને મુસીબતોનો સામનો કરી આગળ વધવાની શક્તિ કુદરતે બક્ષેલી અને ઈતિહાસે નાણેલી છે.

આઝાદીની લડતોના શહીદો યાદ આપે છે–

દિન ખૂન કે હમારે, યારોં ન ભૂલ જાના;<br>
સુની પડી કબર પર દીયા જલાતે જાના.



# ૧૭ શ્રી કડવા પાટીદાર જ્ઞાતિ પરિવાર ટ્રસ્ટ

## પાટડી સંસ્થાની વિવિધ પ્રવૃત્તિ તથા યુવા પેઢીના વિકાસ માટેની માહિતીની યાદી

(૧) અમારી સંસ્થા ટ્રસ્ટ એક્ટ નીચે તા.૨૬/૦૯/૯૪થી નોંધાયેલ છે અને તેનો ટ્રસ્ટ રજી. નં.ઈ/૬૦૧ સુ.નગર છે.

(૨) અમારી સંસ્થા અમારા સભાસદોને સમાજના યુવક યુવતીઓના લગ્ન પ્રસંગે હોલભાડામાં તથા વાસણ ભાડામાં કુલ ખર્ચના ૫૦% રાહત આપીને આર્થિક સહયોગ આપે છે.

(૩) કડવા પાટીદાર જ્ઞાતિ અન્નદાન ટ્રસ્ટના ભંડોળમાંથી નિરાધાર વિધવા બહેનો માટે માસિક ધોરણે રાશનકીટનું વિતરણ કરવામાં આવે છે.

(૪) અમારી સંસ્થા દ્વારા દર વરસો વરસ છેલ્લા ૧૫ વર્ષથી સમાજના તેજસ્વી વિદ્યાર્થીઓને ઈનામ સ્વરૂપે મોમેન્ટો આપીને સન્માન કરવામાં આવે છે.

(૫) અમારી સંસ્થા આર્થિક પછાત વર્ગના સમાજના વિદ્યાર્થીઓને ઉચ્ચ અભ્યાસ માટે વ્યાજ મુક્ત લોન આપી શિક્ષણને પ્રોત્સાહિત કરવાનું કાર્ય કરે છે.

(૬) શાળા, કોલેજ તથા ઉચ્ચ અભ્યાસ કરી રહેલ સમાજના વિદ્યાર્થીઓને વિનામુલ્યે દર વર્ષે જરૂરિયાત મુજબ ચોપડા વિતરણ કરવામાં આવે છે.

(૭) દર વર્ષે સમાજના પાટડી તથા અમદાવાદમાં વસવાટ કરીને રહેતા ભાઈઓ-બહેનોના સ્નેહ મિલનનું આયોજન કરવામાં આવે છે. અને સિનિયર સીટીજનનું સન્માન કરવામાં આવે છે.

(૮) મે. શ્રી મહાજન ટ્રસ્ટ પાટડી સંસ્થા તરફથી પાટડી ગામના ૧૦ સાર્વજનિક મંદિરોને નિભાવ ખર્ચ આપવામાં આવે છે. તેમજ તમામ મંદિરોમાં હિંદુ રીત રીવાજ મુજબ ઉત્સવો ઉજવવા માટે ખર્ચ કરવામાં આવે છે. અને મંદિરોના જીર્ણોધ્ધાર માટે સંસ્થા તરફથી જરૂરી ખર્ચ કરીને મંદિરોનો નિભાવ કરવામાં આવે છે.

(૯) અમદાવાદ ખાતે વસવાટ કરતાં વતન પાટડીનાં કડવા પાટીદાર પરિવારના લાભાર્થે, સોલારોડ, રાંગણીમાતાના મંદિર પાસેનાં કોમ્પલેક્ષમાં, સદર ટ્રસ્ટની એક ઓફીસ સને ૨૦૨૨થી કાર્યરત છે. આમ, અમદાવાદનાં રહીશોને આ સંસ્થા ઉપરોક્ત સવલતો પુરી પાડે છે.



॥ श्री उमाम्बा शरणमस्तु जन्मान्तरेष्वपि ॥

Trust Regd. No.: A-943, Mehsana

PAN : AAATK2933L

# કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા

# Kadva Patidar Kuldevi Shri Umiya Mataji Sansthan, Unjha





**ડાબેથી ઉપપ્રમુખ શ્રી રમેશભાઈ પી. પટેલ (દૂધવાળા)**
**પાટડી યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ**
**પ્રમુખ શ્રી બાબુભાઈ જમનાદાસ પટેલ (BJP)**
**તથા અજીતકુમાર પ્રભાતકુમાર દેસાઈ**





પાટડી યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ તથા પાટડીના વતનપ્રેમીઓ
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન (ઊંઝા) પ્રમુખ શ્રી બાબુભાઈ જમનાદાસ પટેલ (BJP), ઉપપ્રમુખ શ્રી રમેશભાઈ પી. પટેલ (દૂધવાળા)

# ૧ પાટીદાર જ્ઞાતિની ઉત્પત્તિ

**પ્રસ્તાવના**

## જ્ઞાતિનું મૂળ : વર્ણવ્યવસ્થા

જ્ઞાતિના ઉદ્‌ભવનો કોઈ ચોક્કસ સમય આપવો મુશ્કેલ છે. કારણ કે હાલની જ્ઞાતિપ્રથા ધીરેધીરે અસ્તિત્વમાં આવી છે. હિંદુઓના મૂળગ્રંથો તપાસતાં જ્ઞાતિપ્રથાનો ઉલ્લેખ પાછળથી આવે છે, પરંતુ સૌથી પહેલાં વર્ણવ્યવસ્થા અમલમાં આવી હતી. કેટલાકને મતે આ પ્રકારની વ્યવસ્થા આર્યો હિંદમાં આવ્યા તે પહેલાં જ સમાજમાં હતી અને પોતાના સમાજના સફળ સંચાલન માટે આર્યોએ આ પ્રથા તેમની પાસેથી અપનાવી. જ્યારે કેટલાકનું એમ માનવું છે કે, આર્યો બહારથી જ્યારે ભારતમાં આવ્યા ત્યારે આ પ્રથા લેતા આવ્યા હતા. આ ઉપરથી એટલું તો ફલિત થાય છે કે, વર્ણ-વ્યવસ્થા લગભગ આર્યોના વસવાટ સાથે સમાજમાં દૃઢપણે સ્થપાઈ. લગભગ ઈ.સ.પૂર્વે ૨૫૦૦ વર્ષ પહેલાં ઋગ્વેદના સમયથી જ્ઞાતિપ્રથાના ઉદ્‌ભવસ્થાનસમી વર્ણવ્યવસ્થા ભારતમાં અમલમાં આવી. સૌથી પહેલાં ચાર વર્ણનો ઉલ્લેખ ઋગ્વેદના દસમ મંડળના પુરુષ સુક્તમાં આવે છે. જેમાં ચાર વર્ણો - બ્રાહ્મણ, રાજન્ય, વૈશ્ય અને શૂદ્રનું વર્ણન છે.

મનુસ્મૃતિમાં મનુભગવાને લખ્યું છે કે, ‘‘બ્રાહ્મણો પરમેશ્વરના મુખમાંથી, ક્ષત્રિયો તેના બાહુમાંથી, વૈશ્યો તેમની જાંઘોમાંથી અને શુદ્રો તેના પગમાંથી ઉત્પન્ન થયેલા છે.’’ (મનુસ્મૃતિ અધ્યાય-૧, શ્લોક નં. ૮૬ થી ૯૧)

એટલે ઋગ્વેદના મંત્રો લખાયા હશે ત્યારે વર્ણો હશે પણ જ્ઞાતિઓ નહિ હોય. ઋગ્વેદમાં બ્રહ્મ, ક્ષત્રિ અને વિશ એવી રીતે ફક્ત ત્રણ વર્ણોનો ઉલ્લેખ જોવામાં આવે છે. પુરુષ સૂક્તમાં ચાર વર્ણોનો જે ઉલ્લેખ કરેલો છે, તે ઋગ્વેદના આરંભકાળના સમાજનું ચિત્ર આપતું નથી. પરંતુ આર્યોના અહીંના નિવાસસ્થાન પછી ૪૦૦ વર્ષ પછીનું તે ચિત્ર છે. વળી, કેટલાકને મતે આર્યો આ દેશમાં આવીને રહ્યા ત્યારે આર્યોએ પોતાના સમુહને અહીં વસતા લોકોથી જુદો ઓળખવા માટે ચામડીના રંગ ઉપરથી વર્ણ શબ્દ યોજ્યો. અભ્યાસ કરતાં એમ જણાય છે કે, વર્ણવ્યવસ્થાના મૂળમાં સમાજના સફળ સંચાલન માટે કાર્યોની વહેંચણી જ રહેલી છે. સમાજમાં જે લોકોએ અધ્યયન કરવાનું અને કરાવવાનું, સંસ્કારો ફેલાવવાનું અને ચારિત્ર્ય ઘડવાનું તેમજ ધાર્મિક ક્રિયાઓ કરવાનું કામ ઉપાડી લીધું, તેઓ બ્રાહ્મણો કહેવાયા. સમાજનું રક્ષણ કરવાની જવાબદારી જેમણે ઉપાડી તેઓ ક્ષત્રિય કહેવાયા. વેપાર-ઉદ્યોગ દ્વારા સમાજની અર્થવ્યવસ્થા જેણે સંભાળી લીધી તે વૈશ્યો કહેવાયા. આમ પુરુષ સૂક્તમાં પહેલા ત્રણે ત્રણ વર્ણો આર્યોમાં હર્તા, પણ પાછળથી આર્યોએ અનાર્યોને પણ તેમના સમાજમાં સમાવી લીધા અને તેમાં ચોથો વર્ણ સમાજની સેવા કરનારાઓનો થયો, જેઓ શૂદ્રો તરીકે ઓળખાયા.

ચારે વર્ણનો સ્પષ્ટ ખ્યાલ ઈ.સ.પૂર્વે ૧૪૦૦માં બ્રાહ્મણમાં જોવા મળે છે. પાછળના સ્મૃતિકારોએ વર્ણવ્યવસ્થાને દૃઢનિશ્ચિત સ્વરૂપ આપ્યું. હિંદુઓના સામાન્ય સ્મૃતિકાર મનુ ભગવાને મનુસ્મૃતિમાં ચારે વર્ણનો નિર્દેશ કરેલો છે. ચારે વર્ણના ધર્મ મનુએ આપ્યા છે. સમાજનો સામાન્ય વર્ગ બીજી દુનિયાના કે ઈશ્વરના ડરથી તેમજ ધર્મના પાલન માટે મનુના આદેશોનું પાલન કરતો અને પોતાનાં સ્ખલનો કે ગેરવર્તણૂકના પ્રાયશ્ચિતરૂપે જે આજ્ઞા કરવામાં આવી હોય તે પ્રમાણે પ્રાયશ્ચિત કરતો. મનુએ દરેક વર્ણના કાર્ય પણ નિશ્ચિત કરેલાં છે. શાસ્ત્રોના પુરાવા પરથી એટલું તો સિદ્ધ થાય છે કે, ઈ.સ.પૂર્વે ચોથા સૈકામાં સમાજમાં વર્ણવ્યવસ્થા પ્રચલિત થઈ ચૂકી હતી. ચાણક્યે ચારે વર્ણોની વિગતવાર માહિતી તેના રાજનીતિશાસ્ત્ર ગ્રંથના પ્રથમ પ્રકરણમાં આપી છે. જે તે વખતની ચાર વિભાગવાળી સમાજરચનાનો સ્પષ્ટ ખ્યાલ આપે છે.

## મહાભારત યુગમાં વર્ણવ્યવસ્થા

મહાભારતકાળમાં પ્રત્યેક વર્ણનાં કામો નક્કી થયેલાં જણાય છે. વળી, દરેક વર્ણ એકબીજાથી અલગ પણ થયા હશે. તે જ કાળમાં વર્ણ જન્મથી જ એમ માનવાની શરૂઆત થઈ. એટલે તેની સાથે કેટલાક અનિષ્ટો પણ આવવાં લાગ્યાં. આ માન્યતાના વિરોધમાં મહાભારતમાં કહેવામાં આવ્યું છે કે, બ્રાહ્મણોનો વર્ણ જન્મથી જ નહિ પરંતુ વૃત્ત એટલે કે ચારિત્ર અને સંસ્કારથી છે.

એટલે બ્રાહ્મણમાં જો તે ગુણો ન હોય તો બ્રાહ્મણ ગણવો જોઈએ નહિ. પરંતુ શુદ્રમાં જો બ્રાહ્મણના ગુણો હોય તો તેને બ્રાહ્મણ કહેવડાવવાનો અધિકારી ગણવો.

ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે,

**ચાતુર્વર્ણ્યમ્ મયા સૃષ્ટમ્ ગુણ કર્મ વિભાગસ :**

આ બધા પુરાવા સમાજના ચાર ભેદ જ દર્શાવે છે.

ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે, ગુણ કર્મના આધારે ચાર વર્ણની મેં રચના કરી છે. ઉપનિષદ્ સમયમાં શ્રીકૃષ્ણે પોતાની જ ત્રિવર્ણી સમાજમાં એક વર્ણ શુદ્રને ઉમેરીને ચારવર્ણી સમાજરચના કરી હોય. ચાતુર્વર્ણ્યમ્..શ્લોકના બે અર્થ ઘટાવી શકાય. એટલે કે વ્યક્તિના ગુણ તથા કર્મ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે ભેદો ઈશ્વરે સર્જેલા છે. જ્યારે બીજો એવો પણ અર્થ કરી

# ૫ પાટીદારોનું ગૌરવ વધારનાર કેળવણી અને સામાજિક પરિવર્તનમાં ક્રાન્તિકારી કાર્ય સિદ્ધ કરનાર

## પાટડી દરબાર શ્રી કર્ણિસિંહજી કિસનસિંહજી દેસાઈનું પાટીદાર શ્રેષ્ઠી તરીકે જાહેર સન્માન

**૧૮મી શતાબ્દી રજત જયંતિ મહોત્સવ પ્રસંગે સમગ્ર કડવા પાટીદાર સમાજને જાગૃત કરવા પોતાના વ્યક્તિત્વ અને કાર્યોથી સમાજને સતત માર્ગદર્શન આપનાર તરીકે ગુજરાત રાજ્યના મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદીના શુભહસ્તે સન્માન કરી અર્પણ કરેલ સન્માનપત્ર**

ગુજરાતના પાટીદારોના ભૂતકાળ તરફ નજર કરીએ તો સૌથી ગૌરવવંતુ સ્થાન ભોગવનારા આપણા પાટડી દરબારશ્રી રહ્યા છે. પાટડીને 'સોનાની હાટડી' તરીકેનું બિરૂદ પ્રાપ્ત થયેલું. પાટડીના ભવ્ય ઈતિહાસની ગરિમા સ્વાતંત્ર્ય પ્રેમ, શૌર્ય, સમર્પણ, સ્નેહ અને સત્કારની ઉષ્માથી ભરેલી છે.

પાટડીના પ્રથમ રાજવી ભાવસિંહજીએ ઈ.સ. ૧૭૪૧માં રાજ્ય સંભાળ્યું. ત્યારથી ૧૯૪૮ સુધી લગાતાર ૨૦૦ વર્ષ સુધી પાટડીના દરબાર તરીકે દેસાઈ કુળના કડવા પાટીદારો રહ્યા છે.

પાટડીના દેસાઈ વંશના શાસન દરમિયાન ભાવસિંહજી પછી નાથુસિંહજી, વખતસિંહજી, હરિસિંહજી, કુબેરસિંહજી, જોરાવરસિંહજી, હિંમતસિંહજી, સૂરજમલસિંહજી, દોલતસિંહજી, રઘુવીરસિંહજી, નારણસિંહજી અને પ્રતાપસિંહજી પછી કિસનસિંહજી પછી કર્ણિસિંહજી ગાદી પર હાલમાં છે.

શ્રી જોરાવરસિંહજી દેસાઈ (ઈ.સ.૧૮૪૫-૧૮૭૫) ભક્તિપરાયણ, કેળવણીપ્રિય અને સમાજસેવાને વરેલા રાજવી હોવાથી સમાજમાં થઈ રહેલ વર વિક્રય, કન્યા વિક્રય, કરિયાવર, લગ્નના વધુ પડતા ખર્ચાઓ સામે આગેવાની લઈ ઈ.સ.૧૮૬૯માં પાટડીમાં કડવા પાટીદારોની વિરાટ સમાજ સુધારા પરિષદ બોલાવીને માર્ગદર્શન આપ્યું. તમામ ખર્ચ તેઓએ કર્યું. ૪૦ હજાર કડવા પાટીદારો ઉપસ્થિત રહ્યા હતા, આના લીધે સમગ્ર સમાજમાં સુધારાનું આંદોલન શરૂ થયું.

શ્રી હિંમતસિંહજી દેસાઈ (ઈસ.૧૮૭૫-૧૮૮૪) રણવીર અને ધર્મવીર ઉદાર રાજવી હતા. તેમણે દરબારશ્રી હિંમતસિંહજી જોરાવરસિંહજીના નામે ડાકોરપુરી, ડાકોરમાં ઈ.સ.૧૮૮૦માં અન્નક્ષેત્ર બનાવ્યું જે આજે પણ ચાલુ છે.

દરબાર શ્રી સૂરજમલસિંહજીએ કડવા પાટીદાર જ્ઞાતિમાં દર બાર વર્ષે એક જ દિવસે ઉમિયા માતાજી (ઊંઝા) તરફથી થતાં લગ્નોના લીધે બાળલગ્નો થતાં હોવાથી ઈ.સ.૧૯૧૦માં અને ૧૯૧૨માં સમગ્ર જ્ઞાતિના આગેવાનોને પાટડી મુકામે બોલાવીને આ સામાજિક પ્રથા દૂર કરવા જ્ઞાતિજનોને અનુરોધ કર્યો હતો.

શ્રી દોલતસિંહજીએ પોતાના પિતા શ્રી સૂરજમલજીના સ્મરણાર્થે ગામડાના કડવા પાટીદાર વિદ્યાર્થીઓને રહેવા-જમવા માટે અમદાવાદમાં 'દરબાર શ્રી સૂરજમલજી કડવા પાટીદાર બોર્ડિંગ હાઉસ' શરૂ કર્યું. તેઓએ સામાજિક સુધારણા અને જ્ઞાતિમાં વિદ્યા અર્થે ૧૯૧૮માં સંમેલન બોલાવીને સમાજમાં નવજાગૃતિની હવા ફેલાવેલી. ત્યારબાદ નારસિંહજી ચંદ્રસિંહજી (ઈ.સ.૧૯૪૦-૧૯૪૧)એ 'શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ' અને 'કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ'ની સ્થાપના અને વિકાસમાં અભૂતપૂર્વ યોગદાન આપ્યું હતું.

તેઓના વારસદાર પાટડીના દરબાર પ્રતાપસિંહજી સમાજ સુધારાના અને કન્યા કેળવણીના હિમાયતી હોવાથી પાટડીમાં શ્રી પ્રતાપસિંહજી ગર્લ્સ હાઈસ્કુલની સ્થાપના કરી. ત્યારબાદ તેઓના વારસ તરીકે શ્રી કિસનસિંહજીએ ઈ.સ.૧૯૮૪-૮૫ દરમિયાન શ્રી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાના પ્રમુખ તરીકે સફળ કામગીરી બજાવેલી. આજે તેઓના વારસદાર તરીકે શ્રી કર્ણિસિંહજીનું સમાજમાં આગવું સ્થાન અને મોભો છે.

પાટડી દરબાર અને હાલના રાજવી શ્રી કર્ણિસિંહજી કિસનસિંહજી દેસાઈને કડવા પાટીદાર કુળદેવી સંસ્થાન, ઊંઝા ખાતે કારોબારી સભ્ય તરીકે છેલ્લા પાંચ વર્ષથી નિમણુંક કરવામાં આવી છે જે પાટડી રાજવી પરિવાર માટે ઘણી જ આનંદ અને ગૌરવની હકીકત છે. પાટડી સ્ટેટનો પરિવાર ૧૭૪૧થી આજ સુધી કડવા પાટીદારોની સેવા માટે હંમેશા સમર્પિત રહ્યો છે.

મા ઉમિયાના ૧૮મી શતાબ્દી રજત જયંતી મહોત્સવના ઐતિહાસિક શુભારંભ પ્રસંગે પાટડી દરબાર પરિવારની લગાતાર ૨૦૦ વર્ષ એટલે કે ૧૪ પેઢીઓ સુધી કરેલી સેવાની નોંધ અમે લીધા વિના રહી શકીએ એમ નથી. તેઓની કડવા પાટીદાર રાજવી તરીકેની ઉદાહરણરૂપ સેવાઓ અને યોગદાન માટે તેમજ સમાજને નવી રાહ ચીંધવા બદલ કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન- ઊંઝા આપનું ઋણ અદા કરતા ગર્વ અનુભવે છે. પાટડી દરબાર પરિવાર વતી તેઓના વારસદાર દરબાર શ્રી કર્ણિસિંહજી દેસાઈનું જાહેર સન્માન કરી ગૌરવ લઈએ છીએ.

# ૯ | સ્વ.શેઠશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ અને સમાજના ગૌરવરૂપ સન્નારી શ્રીમતી પદ્માબેન

## ઔદ્યોગિક અને સામાજિક ક્ષેત્રે ક્રાંતિકારી પ્રદાન આપનાર

પાટીદાર સમાજના મોરપિંછ સમાન ઔદ્યોગિક તેમજ જાહેર જીવનના ક્ષેત્રે ગુજરાતને માર્ગદર્શન આપનારા, ગુજરાતની મહાન વિભૂતિ, જાહેર સંસ્થાઓના પારદર્શક વહીવટકાર, ટેક્ષટાઈલ ક્ષેત્રે શ્રી અંબિકા ગ્રુપના સર્જક શ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસને ગુજરાતની જનતા સારી રીતે ઓળખે છે. તેઓશ્રી ઔદ્યોગિક ક્ષેત્રે ટેક્ષટાઈલ માટે સંશોધન કરતી સંસ્થા 'અટિરા'ના સતત આઠ વર્ષ પ્રમુખ અને ૨૮ વર્ષ સુધી ગવર્નિંગ કાઉન્સિલના સભ્ય તરીકે રહ્યા. અમદાવાદ મિલ માલિક મંડળના પ્રમુખ, ગુજરાત ચેમ્બર્સ ઓફ કોમર્સ એન્ડ ઈન્ડસ્ટ્રીઝના સ્થાપક તરીકે તેઓની સેવાઓ નોંધપાત્ર રહી છે.

ભારતમાં ગુજરાત રાજ્યને ઔદ્યોગિક ક્ષેત્રે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરાવવામાં સ્વ. શ્રી જયકૃષ્ણભાઈનો ફાળો નોંધપાત્ર રહ્યો છે. ગુજરાતના જાહેર સાહસ તરીકે ગુજરાત સ્ટેટ ફર્ટિલાઈઝર કંપની લી. અને ગુજરાત નર્મદાવેલી ફર્ટિલાઈઝર્સ કંપની લી.ના ચેરમેન તરીકે રહી ગુજરાતનું નામ રાષ્ટ્રભરમાં ગૂંજતું કર્યું.

ઈ.સ.૧૯૫૨માં ૩૧ વર્ષની નાની ઉંમરે મુંબઈ ધારાસભામાં ચૂંટાયા. અમદાવાદના નગરપતિ બની મહાનગરના વિકાસમાં અભૂતપૂર્વ યોગદાન આપ્યું. ઈંગ્લેન્ડ, અમેરિકા, જર્મની, જાપાન તેમજ સ્વિટઝર્લેન્ડ જેવા વિકસિત દેશોનો અભ્યાસ કરી ગુજરાતનું આધુનિકકરણ કરવામાં મહત્વની ભૂમિકા અદા કરી. જાપાનના શહેનશાહે 'ધી ઓર્ડર ઓફ ધ રાઈઝિંગ સન'નો એવોર્ડ આપી સન્માનિત કર્યા.

ગુજરાત ક્રિકેટ એસોસીએશન, સોમનાથ ટ્રસ્ટ અને સ્પોર્ટસ કલબના પ્રમુખ રહીને ગુજરાતને નવી દિશા આપી. શ્રી મોરારજી દેસાઈના મૃત્યુ પછી ૧૯૯૫માં સોમનાથ ટ્રસ્ટના ચેરમેન રહી, સોમનાથ જ્યોતિર્લિંગની પ્રાણપ્રતિષ્ઠાની સુવર્ણજયંતિ તેઓના વડપણ હેઠળ ઉજવાઈ.

તેઓને 'ઓલ ઈન્ડિયા સરદાર પટેલ ફાઉન્ડેશન' તરફથી 'સમાજ રત્ન'નો એવોર્ડ આપવામાં આવ્યો. ઔદ્યોગિક ક્ષેત્રે ઉત્તમ કામગીરી માટે 'રાજીવ ગાંધી ગોલ્ડ મેડલ' થી સન્માનિત કરવામાં આવ્યા. ગુજરાત કેન્સર સોસાયટીના ૪૦ વર્ષ લગાતાર પ્રમુખ રહી આ સંસ્થાને ઈન્ડિયાની સર્વશ્રેષ્ઠ સંસ્થા બનાવી. શિક્ષણક્ષેત્રે અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના વર્ષો સુધી પ્રમુખ રહી વિવિધ સંસ્થાઓના સર્જનમાં સર્વશ્રેષ્ઠ યોગદાન આપ્યું. દુનિયાભરની જાણીતી નેશનલ ઈન્સ્ટિટ્યુટ ઓફ ડિઝાઈન તેમજ ઈન્ડિયન ઈન્સ્ટિટ્યુટ ઓફ મેનેજમેન્ટ સંસ્થાઓમાં દાયકા સુધી માનદ્‌સેવા આપી ગુજરાતનું નામ વિશ્વભરમાં ગૂંજતું કર્યું. શ્રી મહિપતરામ રૂપરામ આશ્રમમાં ૪૭ વર્ષ સુધી સતત સેવાઓ આપી. અમીન પુ.જ.ક.પા. છાત્રાલયમાં ૪૦ વર્ષ સુધી પ્રમુખ સ્થાને રહ્યા. આવા બહુમુખી પ્રતિભા ધરાવનાર પાટીદાર સમાજના આગેવાન શ્રી જયકૃષ્ણભાઈને લાખ લાખ અભિનંદન. તેઓના વ્યક્તિત્વ વિકાસમાં તેઓના ધર્મપત્ની શ્રીમતી પદ્માબેનનું સમર્પિત યોગદાન રહ્યું છે.

શ્રીમતી પદ્માબેન પાટડીના પાટીદાર રાજવી દરબાર શ્રી પ્રતાપસિંહજીના રાજકુંવરી અને મહિલાક્ષેત્રે વિવિધ સંસ્થાઓમાં સક્રિય ભૂમિકા ભજવનાર બાહોશ મહિલા છે. તેઓનું વ્યક્તિત્વ બહુમુખી પ્રતિભા ધરાવનારું છે. પાટીદાર સમાજના ઉત્કર્ષ માટે શ્રીમતી પદ્માબેનનો ફાળો અને તેઓએ જીવનભર કરેલું સેવાકાર્ય ભૂલી શકાય એમ નથી.

તેઓની આગવી વિચારધારા, ત્યાગ, સાદાઈ, સેવા અને પરમાર્થ, કરી છૂટવાની ભાવના આજે પણ જોવા મળે છે. મહિલાઓ માટે કાર્ય કરતી સંસ્થા 'જ્યોતિસંઘ'માં સતત ૬૪ વર્ષથી એકધારી સેવા આપીને હજારો બહેનોના આધારસ્તંભ બન્યા છે. જ્યોતિસંઘનો વિકાસ અને કાર્ય સુવાસમાં શ્રીમતી પદ્માબેનનો ફાળો સૌથી વિશેષ રહ્યો છે. મહિલાઓ સ્વાવલંબી બને તે હેતુથી 'શ્રીમતી મહાલક્ષ્મીબેન હરિવલ્લભદાસ ઉદ્યોગ ભવન'ની સ્થાપના કરી. ગુજરાતમાં તબીબી અને સેવાકીય ક્ષેત્રે વર્ષોથી કાર્યરત 'ગુજરાત સારવાર મંડળ'ના પ્રમુખ રહી ૪૫ વર્ષ સુધી સેવાઓ આપી. ગુજરાત કેન્સર સોસાયટીમાં ૪૦ વર્ષ સુધી એકધારી સેવા આપી હજારો દર્દીના તારણહાર બન્યા છે.

'અખિલ હિંદ મહિલા પરિષદ', 'ધરતી વિકાસ મંડળ', 'ઉમા મહિલા ઉદ્યોગ મંદિર', 'અખિલ ગુજરાત કડવા પાટીદાર પરિષદ' વગેરે સંસ્થાઓમાં વર્ષોથી સક્રિય છે. તેઓના ઉત્તમસેવા કાર્યોથી પ્રભાવિત થઈ જ્યોતિસંઘે 'ગૌરવ એવોર્ડ', અખિલ ગુજરાત કડવા પાટીદાર પરિષદે 'પાટીદાર રત્ન એવોર્ડ', વિશ્વ ગુર્જરી સંસ્થા તરફથી 'ગૌરવ એવોર્ડ', 'મહિલા ક્રાંતિ અભિયાન એવોર્ડ' ઉપરાંત 'નાનુભાઈ સુરતી એવોર્ડ' જેવા વિવિધ એવોર્ડથી સન્માનિત કરવામાં આવ્યા છે.

મા ઉમિયાના ૧૮મી શતાબ્દી રજત જયંતિ મહોત્સવ ૨૦૦૯ના ઐતિહાસિક શુભારંભ પ્રસંગે સ્વ. શેઠશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ અને તેમના ધર્મપત્ની શ્રીમતી પદ્માબેન જયકૃષ્ણ હરિવલ્લભદાસની સમાજમાં આપેલ ઉદાહરણરૂપ સેવાઓ અને યોગદાન માટે તેમજ સમાજને નવી રાહ ચીંધવા બદલ સમગ્ર કડવા પાટીદાર સમાજ વતી કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થા, ઊંઝા ઋણ અદા કરતા ગર્વ અનુભવે છે.

# ૭ "બહુ રત્ના વસુંધરા" પ્રભાતકુમાર દેસાઈ

## 'ધરતી'ના ધરુ અને 'સમાજ'ના યાત્રી

વ્યક્તિઓથી સમાજના નિર્માણ થાય છે થયા છે અને થતાં રહેશે. તેવી જ રીતે સમાજના સહયોગ, વ્યક્તિના ઘડતર થાય છે. સમાજ એક ફળદ્રુપ ધરુવાડિયું છે, જેમાં સમયે સમયે વ્યક્તિવિશેષ કે વિશેષ વ્યક્તિનાં નિર્માણ થતાં રહે છે. એમાંય 'આંબો તો ક્યાંક ઊગે, બાકી બાવળિયા બધે મળે'ની જેમ સારા માણસ, ખાસ કરીને પ્રામાણિક, કર્તવ્યનિષ્ઠ, કર્મશીલ પ્રકારના માણસ બહુ ઓછા મળી આવે. આવા માણસ રાખમાંના રતન જેવા હોય છે. એવા માણસ પ્રસિદ્ધિથી પર રહે છે અને કર્મ કરવામાં જ રચ્યાપચ્યા રહે છે. આવા કેટલાક વ્યક્તિવિશેષથી મહદંશે સમાજ અભિજ્ઞ હોતો નથી. કોઈકે સમાજને આવા માણસથી ઉજાગર કરવો પડે છે. આવા પ્રયાસને જીવનચરિત્રગ્રંથથી આપણે સામાન્યતઃ ઓળખતા હોઈએ છીએ. અહી આપણે એવા રાખરત્નની વાત કરવી છે, જેમને પ્રસિદ્ધિ અસ્પૃશ્ય રહી છે. ગીતોક્ત કર્મણા કોઠે પડેલી છે. તેઓ ધરતીના કર્મદીપ રહ્યા છે યાને સમાજના ભેરુ રહ્યા છે. સામાન્ય રીતે એક દીવે દીવો કહેવાય છે અને ઘણા દીવે દિવાળી. અર્થાત્ સંઘબળ અને સંગઠન ઉત્સવ જેવો સ્વર્ણિમ આનંદ આપે છે. પરંતુ આપણે જેની ઓળખ અંકે કરવા ઈચ્છીએ છીએ તે તો એકલપંડે પણ સંઘબળનો પર્યાય બની રહ્યા હતા અને સમાજને રીતરિવાજના અંધકારમાંથી દીપોત્સવીના ઝળહળાટમાં પ્રેરિત કરવાના શાહેદ બની રહ્યા હતા.

આ વ્યક્તિવિશેષ, કહો કે આંખમાંના રતન, છે પ્રભાતકુમાર મફતલાલ દેસાઈ. એમનું વતન પાટડી (જિલ્લો સુરેન્દ્રનગર) પ્રાથમિક શિક્ષણ વતનમાં. માધ્યમિક શિક્ષણ ત્રણ ધોરણ સુધી કડી અને શેષ અમદાવાદમાં. પંદર વર્ષ સુધી છાત્રાવાસથી શિક્ષણપ્રાપ્તિ, કોલેજ શિક્ષણ ગુજરાત કોલેજ (અમદાવાદ)માં મુખ્ય વિષય ગુજરાતી અને ગૌણ વિષય સંસ્કૃત. મુંબઈ વિશ્વ વિદ્યાલયમાંથી સ્નાતક થયા. એલ.એલ.બી.નો અભ્યાસ અધુરો રહેલો. જન્મ તારીખ ૨૦ જાન્યુઆરી-૧૯૨૩ અને સ્વર્ગવાસ તા. ૨૦ ઓગસ્ટ-૨૦૦૩. સમગ્ર જીવન દરમ્યાન મુખ્ય પ્રવૃત્તિ સમાજસેવા અને વાંસોવાંસ અર્થોપાર્જન વાસ્તે છાપકામની પ્રવૃત્તિ અર્થાત વ્યવસાય તરીકે છાપખાનું ચલાવ્યું.

શીર્ષકમાં 'ધરતી' ના ધરુ અને 'સમાજ'ના યાત્રી એવા બે શબ્દપ્રયોગ એમની જીવનરેખાને, કહો કે કાર્યપ્રવૃત્તિને, સારી રીતે ઉજાગર કરે છે. એમનો જીવનોદ્દેશ તો સમાજસેવાનો અને સમાજ સુધારણાનો. પોતે જન્મે અને કર્મે કડવા પાટીદાર. એટલે કડવા પાટીદાર સમાજમાં જળોની જેમ વળગી રહેલા રીતરિવાજોના ઉન્મૂલનનો. આ વાસ્તે એમણે 'ધરતી'માસિકનું પ્રકાશન ૧૯૪૭માં કર્યું અને સહતંત્રી તરીકે તથ્યત : (ડીફેક્ટો) ભાર ઉપાડી લીધો. કહેવાનું તાત્પર્ય એટલું જ કે ચોવીસ વર્ષની વયે જ એમણે કલમને ખોળે માથું ટેકવી દીધું. કડવા પાટીદારોનો મુખ્ય વ્યવસાય ખેતીનો. એટલે તેઓ ધરતી સાથે સવિશેષ સંલગ્નિત. આ કારણે પ્રકાશનનું નામકરણ કર્યું 'ધરતી'. જેના નેજા હેઠળ પછીથી 'ધરતી વિકાસ મંડળ'નામની સંસ્થાનો પ્રારંભ થયો. ધરતીને લીલીછમ બનાવવા. 'ખેડ, ખેતર, પાણી, કરમને લાવે તાણી'ની પદ્ધતિ અમલી બનાવી. આ માટે ધરુવાડિયું જોઈએ. 'ધરતી' માસિકે આ કાર્યભાર અંકે કરી લીધો. પ્રભાતકુમારે ધરુવાડિયું સંચાલનનું કામ ઉપાડી લીધુ અને નિત નવીન ધરુના રોપાથી ખેતીવાડીને લીલીછમ બનાવે તેમ તેમણે કડવા પાટીદાર સમાજમાં ઘર કરી ગયેલા અન્યાયી અને સમયાતીત રીતરિવાજોના નિંદામણનું કાર્ય હાથ ધરી નવું ધરુવાડિયુંનું નિર્માણ કર્યું. આથી 'ધરતી'ના ધરુ એવો શબ્દપ્રયોગ અહી પ્રસ્તુત કરાયો છે. અને અનુષંગે એણે સમાજને પોષક નહી એવા રીતરિવાજમાંથી કડવા પાટીદાર સમાજને મુક્ત કરવા બહુ પાંખિયો કાર્યોદ્દેશ હાથ ધર્યો. કન્યા કેળવણીથી સમાજ ટટ્ટાર ઊભો રહી શકે તેથી કન્યાઓ શિક્ષણ પ્રત્યે જાગૃત થાય એવા પ્રયાસ એમણે કર્યા. લગ્નખર્ચા અને મરણખર્ચાથી આર્થિક રીતે ધોવાઈ ગયેલા કડવા પાટીદાર સમાજને જાગૃત કરવા સમુહલગ્ન પ્રથાને અમલી બનાવી. આ બંને કાર્ય વાસ્તે એમણે સમાજયાત્રા કરી. આથી આ શબ્દપ્રયોગ અહીં પ્રયોજ્યો છે.

આમ તો જાહેરકાર્યનો આરંભ એમણે રાષ્ટ્રીય ચળવળમાં ક્રિયાશીલ રહીને કર્યો. પત્રિકાપ્રવૃત્તિ આ માટે અંકે કરી. પત્રિકા દ્વારા એમણે લોકજાગૃતિનું કાર્ય કર્યું. દેશને સ્વાતંત્ર્ય મેળવી આપવા જેમ લોકજાગૃતિ જરૂરી છે એવો અનુભવ એમને રાષ્ટ્રીય ચળવળની પ્રવૃત્તિના કાર્યથી થયો. પરંતુ, આ કાર્ય કાજે માનવશક્તિની ખોટ ન હતી. જેથી તેઓએ ૧૯૪૪મા 'કડવા પાટીદાર પ્રગતિ મંડળ' ની સ્થાપના કરી, જેથી આ સમાજના લોકોમાં જુલ્મી એવા રીતરિવાજોમાંથી મુક્તિ મેળવવા માટે જાગૃતિ આવે. ૧૯૪૯માં આ મંડળનું 'કડવા પાટીદાર પરિષદ'માં વિલીનીકરણ થયું, પણ લોકજાગૃતિનું કાર્ય તો એમણે ચાલું જ રાખ્યું.

પ્રભાતકુમારે કડવા પાટીદારના સમાજમાં ઘર કરી ગયેલાં દૂષણોને અને વકરી ગયેલા કુરિવાજોને નિર્મૂળ કરવાના આશયથી, દ્વિપાંખીઓ પ્રયાસ આરંભ્યો. (૧) 'ધરતી' માસિક મારફતે દૂષણોને તથા રીતરિવાજોને લીધે કડવા પાટીદાર

સમાજને થઈ રહેલા આર્થિક અને સામાજિક નુકશાન પરત્વે એમણે લોકજાગૃતિ લાવવાનું, લોકોના દિલ-દિમાગ સુધી પહોંચવાનું અને રીતરિવાજોના ઓઠા હેઠળ જુલમ ગુજારતા મુખીઓની શાન ઠેકાણે લાવવાનું કલમ- અભિયાન એમણે સ્વસ્થતાથી અને નિર્દશતાથી આરંભ્યું. (૨) સમાજની આર્થિક બેહાલીમાંથી ઉગારવા વાસ્તે એમણે સમૂહલગ્નોત્સવનાં આયોજન હાથ ધર્યા. આમ, એક તરફ કલમથી અને બીજી તરફ સમજાવટથી પ્રભાતકુમારે જે નિઃસ્વાર્થ પુરુષાર્થ કર્યો તેને લીધે દાયકાઓ પછી આજે કડવા પાટીદાર સમાજે આર્થિક દૃષ્ટિએ, સમાજના પરિપ્રેક્ષ્યમાં અને કેળવણીના ક્ષેત્રે અસાધારણ પ્રગતિ કરી છે એમ નિઃસંકોચ કહી શકાય. આ પ્રક્રિયામાં યશભાગીદારીની નામાવલી ઘણી લાંબી છે, પણ એના કેન્દ્રસ્થાને તો કોઈ એક ભેખધારી વ્યક્તિનું જીવનદાન જ ધ્યાનાર્દ હોય છે અને તે વ્યક્તિ એટલે પ્રભાતકુમાર દેસાઈ. આ વાસ્તે એમણે પોતાના પરિવારની આર્થિક સ્થિતિ પરત્વે ખાસ કોઈ જ ધ્યાન ના આપ્યું. પરિવારને સાદાઈથી જીવતા શીખવ્યું અને સમાજને બેઠો કરવાની પ્રવૃત્તિ પ્રક્રિયાના શ્રીગણેશ પણ એમણે સ્વપરિવારથી કર્યા. પુત્રી-પુત્રોના લગ્ન સાદાઈથી અને સમૂહલગ્નોત્સવ દ્વારા સંપન્ન કર્યા.

'ધરતી વિકાસ મંડળ'ના ઉપક્રમે પ્રથમ સમૂહલગ્ન ગોઠવવામાં આવ્યું ૪ થી મે ૧૯૮૦ના દિવસે. એમાં સોળ વરઘોડિયા જોડાયાં હતા. આ પ્રથમ સમુહલગ્નને સફળ બનાવવા પ્રભાતકુમારની આગેવાની હેઠળ 'ધરતી'ના કાર્યકરો અમદાવાદમાં ઠેરઠેર ફરેલા અને લોકોને રીતરિવાજના જળોમાંથી મુક્ત થવા સમજાવેલા. આ વાસ્તે 'ધરતી' માસિકનો એપ્રિલ, ૧૯૮૦નો અંક 'સમુહ લગ્નોત્સવ' અંક તરીકે પ્રસિદ્ધ કર્યો. 'ધરતી વિકાસ મંડળે' ૧૯૮૧નું વર્ષ 'સમુહ લગ્નવર્ષ' તરીકે જાહેર કર્યું હતું. તે પછી તો સમુહ લગ્નોત્સવ જાણે એક પરંપરા બની રહી છે. સમુહલગ્નની પ્રવૃત્તિ પ્રક્રિયાથી કડવા પાટીદાર સમાજ આર્થિક રીતે સદ્ધર થતો ગયો અને થયો. લોકોનો સમય બચ્યો, મહેનત ઘટી, થાક ઓછો થયો. મુંઝવણ દૂર થઈ, ખર્ચ મર્યાદિત થયો અને વિશેષભાવે ધ્યાનાર્દ બાબતે એ ઉજાગર થઈ કે લોકો વચ્ચે ભાતૃભાવના વધી.

આવા અસાધારણ અને અવર્ણનીય કાર્યની સફળતાની પડખે રહેલી છે પ્રભાતકુમાર દેસાઈની કલમ અને ભેખધારી સેવક તરીકેની અલગારી ભાવના. પરિણામે બાળલગ્નો ઘટ્યાં, સાટાંપેટા ઓછાં થયાં, બારમાની અને જીવનચર્યાની પ્રવૃત્તિ લગભગ નામશેષ થતી રહી, દહેજપ્રથા ઈતિહાસી ઘટના બની અને સમુહલગ્નો ચારેબાજુ દરેક સમાજમાં થવા લાગ્યા.

સમાજની ધોરીનસને મજબૂત કરવા વાસ્તે પ્રભાતકુમારે કન્યાકેળવણીની ઝંખના સાકાર કરવા આહ્‌વાન કર્યું કે, 'તમારી દીકરી આપો, અમારે ભણાવવી છે ' આ માટે તેમણે 'ધરતી' માસિક દ્વારા જબરદસ્ત હવા પ્રસ્થાપી. તેમનું દઢપણે માનવું હતું કે જે સમાજમાં બહેનો અભણ હોય તે સમાજ ક્યારેય આગળ આવી શકે નહીં. માતા તો શિક્ષિત જ જોઈએ. અભણ માતા પોતાના પરિવારને અંધકારમાંથી મુક્તિ અપાવી શકશે નહી. ૧૯૪૯માં ઊંઝામાં ઉમિયા માતાજીના સાંનિધ્યમાં યોજાયેલ અધિવેશનમાં 'કન્યા કેળવણી'નો ઐતિહાસિક ઠરાવ પ્રભાતકુમારે પ્રસ્તુત કર્યો હતો. પરિણામે ૧૯૫૩માં ઉમિયાજીના પટાંગણમાં કન્યા છાત્રાલયના સ્વરૂપે કન્યા કેળવણીની જ્યોત પ્રગટી. છાત્રાલયમાં દીકરીઓ આવે અને ભણે તે માટે એક સેવક તરીકે અન્ય મહાનુભાવોની સાથે પ્રભાતકુમાર ગામડાં ખૂંદી વળ્યા, પદયાત્રા આરંભી. એમનું વ્યક્તિત્વ એવું પ્રભાવી હતું કે તેઓ જે કાર્ય કરતા તેને એકનિષ્ઠાથી વળગી રહેતા અને પરિણામ સુધી પહોંચાડતા હતા. આમ કન્યા કેળવણીની પ્રત્યેક ઝુંબેશ પાછળનું પ્રેરકબળ હતા પ્રભાતકુમાર.

માત્ર કાર્યાલય રત રહી પ્રચાર કરવાથી કે અને કલમના સહારે લોકો સુધી કોઈ વિચારને પહોંચાડવાનો અભિગમ કે અભિયાન અંકે કરવાથી કે ચલાવવાથી ધારી સફળતા મેળવવી મુશ્કેલ તો બને જ છે. આ માટે લોકહૃદય સુધી પહોંચવા વાસ્તે ગાંધીજીની દાંડીયાત્રાની જેમ કે વિનોબા ભાવેની ભૂદાન યાત્રાની જેમ પદયાત્રા કે પ્રવાસયાત્રા અમલી બનાવવી જરૂરી બની રહી છે. પ્રભાતકુમાર આ બાબતને ત્વરિત ગતિથી હૃદયસ્થ કરી ગયા, કેમકે તેમણે તેમના જાહેરજીવનનો આરંભ સ્વાધિનતા સંગ્રામ દરમ્યાન પત્રકારપ્રવૃત્તિથી લોકજાગૃતિ લાવવાના અનુભવથી કર્યો હતો અને તેથી કડવા પાટીદાર સમાજને રીતરિવાજના જુલમી પાશમાંથી છોડાવવા વિષે સમાજયાત્રાની બુનિયાદી પ્રવૃત્તિ અમલી બનાવી. ગોળ-પંચોની જોહુકમીરૂપ સામાજિક બહિષ્કારના દંડાત્મક અને નકારાત્મક પગલાં સામે ઉગ્ર આંદોલન કરવા કાજે પણ લોકજાગૃતિ લાવવા સમાજયાત્રા એમને સક્ષમ સાધન જણાયું. જ્ઞાતવ્ય આથી એટલું જ કે પ્રભાતકુમારને સમાજના ઘડતર વાસ્તે સમાજયાત્રા અભિયાન બુનિયાદી પ્રવૃત્તિ જણાઈ.

સમાજયાત્રાના અભિયાન દરમિયાન પ્રભાતકુમારનો મુખ્ય ઉદ્દેશ સમાજના લોકો સુધી પહોંચવાનો, લોકોના અવાજ અંકે કરવાનો, સમાજની સમસ્યા -પ્રશ્નો સમજવાનો અને ઉકેલવાનો હતો. સમાજને જાગૃત કરવામાં પ્રભાતકુમાર સફળ રહ્યા એમ અવશ્ય કહી શકાય, કેમકે સર્વત્ર સમાજયાત્રીઓનું ઉમળકાથી સ્વાગત થતું હતું. આમ તો પ્રભાતકુમારનું વ્યક્તિત્વ બહારથી એકદમ સરળ અને શાંત રહેલું હતું, પણ એમનું અંતરમન પાવક જ્વાળાથી સભર હતું. પરિણામે હાથ ધરેલી સમસ્યાને પરિણામ સુધી અને લગભગ સફલતા સુધી પહોંચાડવાની ક્ષમતા તેઓ ધરાવતા હતા.

સામાજિક કાર્યકર કેવો હોવો જોઈએ અને સમાજ કાજે એણે શું કરવું જોઈએ તેની મિશાલ એટલે પ્રભાતકુમાર દેસાઈનું જીવનતર્પણ, એમની સમર્પણની ભાવના, કોઠાસુઝ અને સહુથી વિશેષ નિર્ભિક કાર્યનિષ્ઠા. ૧૯૮૨માં હું એમના પડોશી તરીકે રહેવા આવ્યો ત્યારથી એમના કાર્યને હું નજીકથી અવલોકતો આવ્યો હતો.

આથી પ્રભાવિત થઈને એમના 'પાટડી દર્શન' ગ્રંથમાંથી પ્રેરણા મેળવી. ગૂજરાત વિદ્યાપીઠના મારા એક વિદ્યાર્થીએ પારંગતના શોધનિબંધ તરીકે પ્રભાતકુમારને મુદ્દો બનાવી નિબંધ તૈયાર કર્યો હતો. ૧૯૮૬માં એમની સાદગીથી હું પરિચિત હતો, પ્રભાવી પણ હતો. આતિથ્યભાવના તો એમની રગેરગમાં હતી. એમના આંગણે આવેલા આગંતુક પરિતૃપ્ત થઈને જ જાય. કુટુંબભાવના એમના લોહીમાં વણાયેલી પણ સમાજને કુટુંબ ગણવા જેટલી વિશાળતા એમણે અંકે કરી હતી અને સ્વ માં ભળી ગઈ હતી. અને તેથી આર્થિક સંકડામણ વેઠીને પણ સમાજને પરિવર્તનના પંથે લઈ ગયા. આવી સેવાનિષ્ઠ વ્યક્તિ સમાયંતરે જ શોધી શકાય છે.

- ડો. રસેસ જમીનદાર 'અખંડ આનંદ' જૂન-૨૦૧૧



## ૮ મા ઉમિયાનું નવલુ રૂપ "સમાજ કલ્યાણી દેવી"

વિ.સં. ૨૦૩૩નું પરોઢ સજાગ થઈ રહ્યું હતું. દેવોને પણ જાણવાની આ આલવેદા પોકારતી દેવ ઉઠી અગિયારસ આંગળીના વેઢે ગણીએ એટલા દિવસ બાકી હતા. દેવો જાગીને સૌ પ્રથમ તેમની દેવદિવાળીનો મહોત્સવ ઉજવેલો છે. આપણી પરંપરામાં પ્રથમ મનુષ્યો દિવાળી ઉજવે છે અને પાછળથી દેવો જાગે. અને દિવાળી ઉજવે એવી અદભૂત તહેવારોની રચના થઈ છે તેની પાછળ ચોક્કસ કોઈ તાત્વિક પરંપરા હશે. એમાં કોઈ અદભૂત ગણત્રી હશે એ વાત ચોક્કસ છે.

કારતકના સાત દિવસ પૂરા થયા અને હું નવા વર્ષની નૂતનવર્ષની શુભેચ્છા અર્થે 'ધરતી' કાર્યાલય જતો. આ વર્ષે સં. ૨૦૩૩ની સાલ ખૂબ મહત્વની હતી એટલે ધરતી' કાર્યાલય ઉપર ગયો. બપોરની વેળા હતી એટલે હું ધરતી' કાર્યાલય ઉમા પ્રીન્ટીંગના મેડે ચડતો હતો એ સમયે શ્રી ધરમચંદ ચોકસીની નજર મારા ઉપર પડી, તેઓ પણ કાર્યાલય ઉપર આવ્યા. પાછળથી શ્રી રણછોડલાલ દેવચંદભાઈ કે જે "ધરતી" માસિકના પ્રેમી હતા તેઓ પણ આવ્યા. (શ્રી રણછોડભાઈ એ. દરબારશ્રી સુરજમલજી બોર્ડિંગમાં કારભારી (ગૃહપતિ) તરીકે સારી કામગીરી કરેલી) અને તે સમયે શ્રી પ્રભાતકુમાર દેસાઈ હાજર હતા તે વખતે પ્રેસમાં 'ધરતી'નું કાર્ય તંત્રી તરીકે શ્રી પ્રભાતકુમાર દેસાઈ સંભાળતા હતા. ચારને બેસવાની જગ્યાનો અભાવ હતો, એમાં બે ખુરશી શ્રી પ્રભાતકુમારની બેઠક સામે રહેતી હતી તેમાં અમો ત્રણ જણા સંકળાઈને બેઠા.

વિ.સં. ૨૦૩૩ એટલે ઉમિયા માતાના મહોત્સવનું વર્ષ. કોઈ પણ જાગૃત કડવા પાટીદારના હૈયામાં તે વર્ષ અંકિત થયેલું હતું કારણકે, ગુજરાત સૌરાષ્ટ્રના જ્યાં જ્યાં મા ના મહોત્સવના પડદાઓ, પત્રિકાઓ ગામે ગામ વહેંચાઈ રહ્યા હતા. મહોત્સવને માત્ર ગણત્રીનો એકાદ મહિનો પણ બાકી રહ્યો ન હતો. મહોત્સવના આયોજકોએ ગામે ગામ નાની-મોટી સભાઓ ભરી, તે સમયે ગોળ-પંચોના આગેવાનોનો સંપર્ક કરી માનો મહોત્સવ રંગેચંગે પાર પડે તેવા ઉત્સાહપૂર્વક તૈયારીઓમાં હતા. અને ધરતી' કાર્યાલયમાં અમો ચાર જણા વચ્ચે માના આ મહોત્સવની વાત શ્રી ધરમચંદ ચોકસીએ આરંભી કહ્યું કે, મહોત્સવ ખૂબ મોટા પાયે થશે. એવી ગણત્રી છે. શ્રી ધરમચંદ ચોકસી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન સાથે વહીવટમાં સંકળાયેલા હતા અને હોદ્દેદાર પણ હતા. એટલે કોત્સવ વિશે એ જાણતા હતા. એટલે વાત વિસ્તારીને કહી અને તેઓ એ એ પણ કહ્યું કે, 'ધરતી' માસિકે આ મહોત્સવનો સમાજમાં પડઘો પડે તેમ કરવું જોઈએ. 'ધરતી' કડવા પાટીદાર સમાજનું મુખપત્ર છે તેને વિગતવાર હકીકતો તથા મહોત્સવ વિશે, ઉમિયા માતાજી વિશે લોકોમાં શ્રદ્ધા જાગે તેવા લેખોનો વિશેષાંક બહાર પાડી જાગૃત કરવા જોઈએ. આ મહોત્સવ ખૂબ અણીના સમયે ગોઠવાયો છે. પાટીદાર સમાજને બેઠો કરવાનો એક આ પ્રયોગ છે. આજે સમાજમાં 'ધરતી' છેલ્લા ત્રીસ વર્ષથી કુરિવાજો હટાવવા પ્રયત્ન કરે છે અને થાય તેટલા પ્રયાસો આપણે સૌ કરીએ છીએ પણ આપણે બધે પહોંચી વળીએ તેમ નથી. એટલે આ મહોત્સવથી ગુજરાત, સૌરાષ્ટ્ર, દ. ગુજરાતના તમામ પ્રદેશો કે જ્યાં પાટીદાર વસે છે તેમને માતાજીના આ મહોત્સવનો સંદેશો પહોંચાડી તેમને ઉમિયા માતાજી તરફ શ્રદ્ધા જાગે, ભક્તિ જાગે તેવા પ્રયત્નો ઉમિયા માતાજીના કાર્યકરો, ગામના આગેવાનો તથા માતાજી તરફ ભક્તિભાવ રાખનાર લોકોએ જોરદાર પ્રયાસો ઉપાડયા છે." આ પ્રમાણેનું વર્ણન સંસ્થાની સાથે સંકળાયેલ હોવાથી તેઓએ વાત કરી.

વાત સારી છે. એકાદ મહોત્સવ, આટલા મોટા પાયે છેલ્લા કેટલાક વર્ષોથી થયો નથી પહેલાં તો પરિષદો દ્વારા થોડી-

ગણી સામાજિક વાત લોકો સમક્ષ મૂકી શકતા પણ ૧૯૫૨ની છેલ્લી પરિષદ લાંભા ખાતે મળી તે પછી પરિષદ જાણે ક્યાં સંતાઈ ગઈ. ''ધરતી'માં તેના ઉપર 'લાંભા પરિષદનો લાભ' એક કટાક્ષ કથા શ્રી ઈશ્વર હ. પટેલે લખી પણ બહેરા કાને અથડાઈ ગઈ. '

ધરતી' માસિકે સમાજ જાગૃતિના થાય તેટલા તેની શક્તિ પ્રમાણે પ્રયત્નો કર્યા છે અને કરતું રહેશે. સને ૧૯૫૭માં જ્ઞાતિ-પંચોના આગેવાનોનું એક સંમેલન મા ઉમિયાના ચરણોમાં ભરી બાળલગ્નો બંધ કરવાની અપીલ કરી એ પણ બહેરા કાને અથડાઈ અને પંચોના આગેવાનો ઉપરથી વધારે કડક થઈ દંડ અને બહિષ્કાર ફટકારવા લાગ્યા; છતાં ધરતી એની ફરજમાંથી પાછું પડ્યું નથી.

પ્રભાતકુમારે 'ધરતી'ની મહોત્સવ પ્રત્યેની ભાવના વ્યક્ત કરી. આગળ કહેવા લાગ્યા કે, ''આ મહોત્સવ એક ધાર્મિક મહોત્સવ ન બને પણ સમાજને જાગૃત કરવાનો એક અનોખો અભિયાન બની રહે તે ખૂબ જરૂરી છે. મહોત્સવ પાછળની આ ભાવના જાગૃત થાય તેવા પ્રયત્નો અને વિચારોને બળ મળે અને મહોત્સવમાં લોકો વધુ આવે તેવા પ્રયત્નો દરેક જાગૃત નાગરિકોએ કરવા જોઈએ." આવા વિચારો પ્રગટ કરવાની જવાબદારી ધરતી' માસિકની છે. કારણકે ક.પા. સમાજમાં છેલ્લા ત્રીસ વર્ષથી આ કાર્ય એક ''મા'' ને 'ધરતી' સમાજ જાગૃતિનું બ્યુગલ ફૂંકી રહ્યું છે. અને આ મહોત્સવ સફળ થાય અને સમાજ બેઠો થાય તો જે કામ પણ 'ધરતી' ઈચ્છે તે કામને અનેકગણું બળ અને ફળ બંને મળશે. આ મહોત્સવને મા ઉમિયાને સમાજકલ્યાણી દેવી તરીકે નવુ રૂપ આપી લોક હૃદયમાં નવી પ્રેરણા ઉભી કરવી જોઈએ.

''મહોત્સવ અને મહોત્સવની વ્યવસ્થા ખૂબ મહેનત માગી લે તેમ છે. જો થોડીક વ્યવસ્થામાં ખલેલ પહોંચી તો ન બનવાનું બને પણ એ તો માનું કાર્ય છે અને શ્રદ્ધાપૂર્વક આગળ વધો સૌ સારાવાના થશે.'' અમારી સાથે બેઠેલાશ્રી રણછોડભાઈએ પણ પોતાની ભાવના વ્યક્ત કરી. 'ધરતી'નો આગામી અંક મહોત્સવ અંક તરીકે પ્રગટ કરવાનો નિર્ણય કરી અમો સૌ વિખરાયા.

માનો મહોત્સવ રંગેચંગે પાર પડયો. ગુજરાતના અખબારો, સાપ્તાહિકો, માસિકો અને તે ઉપરાંત અંગ્રેજી દૈનિકોએ ખૂબ પ્રસિદ્ધિ આ ઉત્સવને આપી.

આ મહોત્સવે એક અનેરો રંગ નિર્માણ કર્યો. 'ધરતી'ના મુઠ્ઠીભર કાર્યકર્તાઓ અને મા ઉમિયાના ભક્ત કાર્યકરોનો પાવન સંગમ થયો. 'ધરતી'ના કાર્યકરોનું સામાજિક વિચારબળ અને મા ઉમિયા સંસ્થાનનું ધનબળ, માનવબળ અને સમાજને બેઠો કરવાની એક ઉચ્ચ ઈચ્છા બળના પ્રયત્નોથી સમાજની વિચાર-દિશા બદલવાની મહેનત ખૂબ ફળદાયી બની અને મા ઉમિયાજી ખરેખર ''સમાજ કલ્યાણી દેવી'' તરીકેના નવા સ્વરૂપમાં લોકોને દર્શન દેવા બહાર આવ્યાં.

આપણે પણ નવા સ્વરૂપમાં સમાજ કલ્યાણના કામોનો આસ્વાદ માણીએ અને નવાં રૂપધારી ''મા'' નાં દર્શન કરીએ.



# ધરતીના કર્મદીપ

## પ્રભાતકુમાર દેસાઈ

લેખક
ડૉ. મફતલાલ પટેલ

પ્રકાશક
અચલા એજ્યુકેશન ફાઉન્ડેશન ટ્રસ્ટ
૩૫, સ્વામી ગુણાતીનગર સોસાયટી,
મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨

**Dharti Na Karmadip**
**By Dr. Mafatlal Patel**

**: પ્રથમ સંસ્કરણ :**
જાન્યુઆરી, ૨૦૧૦

**: પ્રત :**
૧૦૦૦

**: બીજી આવૃત્તિ :**
જાન્યુઆરી, ૨૦૨૩

**: પ્રત :**
૨૦૦૦

**: ટાઈપ સેટિંગ :**
કેપિટલ ઓફસેટ
ગાંધીનગર

**: મુદ્રક :**
કુણાલ ઓફસેટ
સી/૧/૩૬૪, જી.આઈ.ડી.સી.
ઓઢવ, અમદાવાદ

# આશીર્વચન

પાટીદાર સમાજ ગુજરાતમાં બધા સમાજોની કરોડરજ્જુ છે. પ્રાચીનકાળથી તે ઉત્પાદક રહ્યો છે અને લગભગ બધાને પોષતો રહ્યો છે. તેમ છતાં સમયની સાથે તેને ગતિ પકડાવવી જરૂરી હતી, ગતિ વિનાનો સમાજ આપોઆપ પછાત થઈ જતો હોય છે. પાટીદાર સમાજને ગતિ પકડાવવા જે મહાપુરુષો મળ્યા, તેમાં સરદાર સાહેબ અને તે સમયના કેટલાક પાટીદાર રાજનેતાઓના નામ ગણાવી શકાય, પણ મારી દૃષ્ટિએ રાજકીય પ્રભાવ સ્થાયી હોતો નથી એટલે જ્યાં સુધી ધાર્મિક અથવા સામાજિક પ્રભાવ ઊભો ન કરાય ત્યાં સુધી પૂરી ગતિ આવતી નથી. આ કાર્ય પાછળથી કર્યું છગનભાએ. તેમને ગામે ગામે ફરીને 'તમારો દીકરો-દીકરી મને ભણવા આપો, સાથે સાથે એક એક રૂપિયો ઉઘરાવીને પણ આપો.' આ રીતે સમાજમાં ચાલી રહેલા કુરિવાજો સામે ઝઝૂમીને શિક્ષણ સંસ્થાઓ ઊભી કરવા માંડી તેમાંથી જે શિક્ષણવિદો થયા અને કાર્યકર્તાઓ થયા, તેમાંના એક શ્રી પ્રભાતકુમાર દેસાઈ કહી શકાય.

એ કાર્યકર્તાઓનો યુગ હતો અને સેંકડો કાર્યકર્તાઓ કશી જ અપેક્ષા રાખ્યા વિના રાષ્ટ્રસેવા, સમાજસેવા અને માનવસેવાના કાર્યમાં જોતરાયેલા હતા ત્યારે કાર્યકર્તાઓ દુર્લભ ન હતા, જે હવે દુર્લભ થઈ ગયા છે, એવું લાગે છે કે જાણે કાર્યકર્તાઓનો યુગ જ આથમી ગયો છે. મારી દૃષ્ટિએ તેનું મુખ્ય કારણ કાર્યકર્તાઓ રાજકારણમાં વળ્યા અને રાજકારણની ખેતી દુર્ગંધ મારતા ખાબોચિયા જેવી થઈ ગઈ, આવી સ્થિતિમાં કાર્યકર્તાઓનો મોટો ફટકો પડ્યો છે, તે કહેતાં સંકોચ થાય છે, છતાં કહેવું પડે છે કે ઘણી સારી સારી સંસ્થાઓમાં કાર્યકર્તાઓ હવે રાજકીય રૂપ ધારણ કરવા માંડ્યાં છે, જે હોય તે પણ શ્રી પ્રભાતકુમાર દેસાઈ એમના સમયમાં કર્મનિષ્ઠ, ચોખ્ખા કાર્યકર્તા હતા, તેમને ધરતી વિકાસ મંડળ અને સમાજસેવાને લગતી બીજી સંસ્થાઓમાં કોઈ પણ હોદ્દાની કે સ્વાર્થની અપેક્ષા રાખ્યા વિના જ્યાં જે ટાઈમે જેવી જરૂર પડી તેવી સેવા આપતા રહ્યા.

તેમના અવસાન પછી ડૉ. મફતલાલ પટેલ અને બીજા કેટલાક ભાઈઓને થયું કે આ પ્રેરણાદાયી કાર્યકર્તાના જીવન પ્રસંગો લોકો સુધી પહોંચાડવા જોઈએ. એમ કરવાથી એક તરફ આપણે પ્રભાતકુમાર દેસાઈની મહિમા લોકો સુધી પહોંચાડી શકીશું ને ધન્ય થઈશું તો બીજી તરફ અસ્ત થતી કાર્યકર્તા પેઢીઓને પ્રેરણા અને પુષ્ટિ મળશે, નિષ્કામ કર્મોની વહેલી-મોડી કદર થતી જ હોય છે.

સમાજ સાવ નગુણો નથી, એટલે આજે પણ આવા અનેક કાર્યકર્તાઓ થાય અને પાટીદાર સમાજને વધુને વધુ વેગવંતો બનાવે.

ડૉ. મફતભાઈ પટેલ જન્મજાત લેખક રહ્યા છે. તેમની કલમ હંમેશાં રાષ્ટ્ર, સમાજને ઉર્ધ્વગતિ આપનારી રહી છે. સમાજના દૂરદૂરના ખૂણે પડેલી જ્યોતિને તેઓ નિહાળે છે અને તેને ખૂણામાંથી ઓરડામાં મધ્ય સુધી પહોંચાડવાનું કાર્ય કરે છે. તેમને દેશ અને વિદેશોમાં અનેક પ્રવાસો ખેડ્યા છે અને પુસ્તક રૂપે લોકોના ચરણે ધર્યા છે, આવા સફળ લેખકે સમય કાઢીને આ દળદાર પુસ્તકમાં આટલી બધી સામગ્રી પીરસી છે કે વાંચનારને માત્ર પ્રભાતકુમાર દેસાઈના જીવન સુધીનો જ પ્રકાશ નહિ મળે પણ સાથે સાથે સમાજ અને રાષ્ટ્રને પણ પ્રકાશ મળશે.

હું પરમેશ્વરને પ્રાર્થના કરું છું કે આ પુસ્તક સફળ રહે અને તેની સારી પ્રેરણાથી સમાજ વધુ ગતિવાન બને.

**સ્વામી સચ્ચિદાનંદ મહારાજ**

ભક્તિ નિકેતન આશ્રમ, દંતાલી
પેટલાદ-૩૮૮૪૫૦
તા. ૧૦-૦૯-૨૦૦૯

# ભૂમિકા

પ્રભાતકુમાર સાથે મારો વર્ષોનો આત્મીય સંબંધ. આ વ્યક્તિને હું આંતર્બ્રાહ્ય ઓળખું. મેં તેઓનામાં નખશીખ પવિત્રતા જોઈ, ઉત્તમ માનવીના તમામ ગુણો જોયા પછી મને આજે નહિ. પણ વર્ષો પહેલાં થયેલું કે પ્રભાતકુમારનું જીવન પ્રજા સમક્ષ મૂકાવું જોઈએ.

તેઓ જીવતા હતા ત્યારે જ મારે તો તેઓના વિષે લખવું હતું, પણ લખવાની મેં હિંમત ના કરી, કારણ કે તેઓ પોતાના વખાણ સાંભળી દુઃખી થતા હતા, ને હું દુઃખી કરવા માગતો ન હતો.

માનવીને ઓળખવો મુશ્કેલ છે. આ દુનિયામાં સૌથી જટિલ- કોમ્પ્લેક્ષ પ્રાણી કોઈ હોય તો માત્ર માનવી છે. તેના આંતર્બ્રાહ્ય પ્રવાહો, ને તેના વર્તન-વ્યવહારનું વૈજ્ઞાનિક વિશ્લેષણ કરી શકવામાં બધી વિદ્યાઓ નિષ્ફળ ગઈ છે, ચંદ્ર ઉપર પહોંચવું સરળ છે, પણ માનવીના મન-મસ્તિષ્કના ઊંડાણમાં પડેલ વિચારો કેવા પ્રકારના વર્તનમાં ફલિત થશે, તે કહેવું અત્યંત કઠિન છે. જગતની તમામ સમસ્યાઓના મૂળમાં માનવીના આંતરમનની જટિલતા છે.

જટિલ માનવીય સમુદાયમાં કોઈ એકાદ વ્યક્તિ એવી પણ મળી આવે છે કે આપણે ન ધારેલી હોય તેવી સરળ, સીધી, પ્રામાણિક અને ઉચ્ચ નીતિમત્તા ધરાવતી હોય, ને જ્યારે આવી વ્યક્તિનો પરીચય થાય છે, ને તેઓની નજીકમાં રહેવાનું બને છે ત્યારે આપણે સંતના તમામ ગુણો એમાં નિહાળીએ છીએ, ને ધન્ય બનીએ છીએ.

પ્રભાતકુમારના વ્યક્તિત્વમાં સરળતા, પ્રેમ અને માનવીય મહાનતાના ગુણો મેં નિહાળ્યા, જેના લીધે તેઓના વિષે લખવાની પ્રેરણા જાગી, સફેદ વસ્ત્રોમાં આ વ્યક્તિ આંતર્બ્રાહ્ય સંત હતા. કોણ જાણે બીજાના માટે જીવન ધારણ નહિ કર્યું હોય તેવું મેં અનુભવ્યું. ક્યારેય પોતાના હિતની વાત, પોતાના કામની પણ વાત નહિ. પોતાના શરીરની વાત નહિ, પોતાના પરીવારની વાત નહિ, વાત માત્ર બીજાની, ને એમાં મદદની ભાવના જ કામ કરતી હોય, આવી વ્યક્તિઓ મળવી દુર્લભ છે.

પાટીદારમાં અહમ્ હોય જ ને પ્રત્યક્ષ-પરોક્ષ રીતે ગમે ત્યાં, ગમે ત્યારે વ્યક્ત થયા વિના રહે નહિ, પણ પ્રભાતકુમારમાં મેં ક્યારેય અહમ્ જેવું જોયું નથી, નિરાભિમાની વ્યક્તિત્વ. પોતાની પાસે ગજબની ભાષાકીય અને વહીવટી શક્તિ હોવા છતાં પોતાના હિતનું કશું જ કર્યું નહિ, કુટુંબની આર્થિક પરિસ્થિતિ, અત્યંત દયનીય હોવા છતાં કુટુંબ કરતાં સમાજ મોટો છે, રાત દિવસ સમાજની સમસ્યાઓ ઉકેલવા ફર્યા, પણ પોતાના પરીવાર માટે શું કર્યું ? આપણે જાણીએ છીએ કે મોટા માણસોના સંસર્ગ કે સંપર્કમાં આવવાથી દરેક વ્યક્તિ પારસ્પારિક લાભ ઊઠાવ્યા વિના રહેતો નથી. પણ આ એક એવી વ્યક્તિ હતી કે પોતાની આજુબાજુ સમાજના ધુરંધરો, આર્થિક રીતે સદ્ધર લોકો હોવા છતાં કોઈનો, કોઈ પણ જગ્યાએ લાભ ઉઠાવ્યો નથી, લાભની વાત પણ કરી નથી. આ એક એવું વ્યક્તિત્વ હતું કે વરસાદ પડતો હોય ને પોતાના હાથમાં છત્રી હોય તો બાજુમાં ઊભેલા પોતાના સાથી મિત્રને છત્રી આપી દે, ને કહે કે તમે ઓઢો, તમે પલળશો તો શરદી થઈ જશે, પણ પોતે પોતાની છત્રી ઓઢે નહિ. મહેમાન આવે કે ઘરે કોઈ પણ આવે તો પોતાની આર્થિક વિષમ પરિસ્થિતિમાં પણ આવનારને ચા-પાણી, નાસ્તો કરાવે, જમાડે.

મહાદેવભાઈ દેસાઈએ ગાંધીજીના વ્યક્તિત્વ ઉપસાવવા માટે જે કાર્ય કરેલું, તેવું જ કાર્ય પ્રભાતકુમારે જીવનભર કરી બતાવ્યું છે. પોતાના સાથી મિત્રો, સમાજના આગેવાનો વિષે લખે તે તો સમજ્યા પણ પોતે બીજાના વ્યક્તિત્વને ઉપસાવવા પોતાનું વ્યક્તિત્વ બાજુમાં મૂકીને લખી આપે, પુરૂષોત્તમ પરીખનો 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ', ૧૯૮૬માં ઉમિયા દર્શને પ્રગટ કર્યો, ત્યારે પ્રસ્તાવના સ્વરૂપે ગ્રંથકર્તા વિષે પ્રભાતકુમારે લખવાનું હતું, તેઓએ મહેનત કરીને પુરૂષોત્તમભાઈ પરીખનું જીવન લખ્યું. સ્વાભાવિક રીતે પુસ્તકમાં પોતાનું નામ છપાય તે સૌને ગમે, પણ પ્રભાતકુમારે દસ પાનાનું લખાણ પોતાના સહૃદયી મિત્ર ધરતીના ચાહક શ્રી ડાહ્યાભાઈ કે. પટેલ (વિરમગામવાળા)ના નામે લખીને મોકલ્યું. તે વખતે મેં કહેલું, ''આવું કેમ કર્યું ?'' ત્યારે તેઓએ કહેલું. ''ડાહ્યાભાઈ સારા વ્યક્તિ છે, તેઓને પ્રોત્સાહિત કરવાથી સમાજને ફાયદો થાય.'' આ રીતે તેઓ બીજા માટે કાર્ય કરતા, ને સામેની વ્યક્તિને પ્રોત્સાહિત કરીને, પરીવર્તન કરી સામાજિક કાર્યોમાં જોડી દેતા. ધરતી વિકાસ મંડળના પૂર્વ પ્રમુખ શ્રી હર્ષદભાઈ પટેલ વર્ષો પહેલાં મુંબઈથી ધરતીમાં છાપવા લેખ મોકલે લેખ વાર્તા સ્વરૂપે ખૂબ લાંબો હોય, હર્ષદભાઈના અક્ષરો ખૂબ સરસ. લેખ પણ સારો પણ 'ધરતી'ની વિચારધારાને અનુકૂળ ન હોય. પ્રભાતકુમારને થાય કે હર્ષદભાઈને ધરતીમાં ખેંચવા મારે મળવું જોઈએ. અમે બન્ને મળવા તેઓના ઘરે ગયા. હર્ષદભાઈના લેખોની વાત કરી, ને ધરતી માટે યોગ્ય લેખો લખવાનું સૂચન કર્યું. દર મહિને તેઓના લેખો છાપીએ, હર્ષદભાઈ 'ધરતી' પ્રત્યે આકર્ષાયા, ને ધરતીમય બની ગયા, તેઓનામાં આવું પરીવર્તન પ્રભાતકુમાર લાવી શકેલા. પ્રભાતકુમારનો આ મૂળભૂત ગુણ હતો કે બીજાને સમાજની પ્રવૃત્તિઓમાં જોડવા માટે આપણે તેઓને ઘડવા પડશે, તેઓના અહમ્‌ને પંપાળીને પણ સાચી દિશા બતાવવી પડશે, ને તેઓને હોદ્દો ગમતો હોય તો હોદ્દા ઉપર બેસાડીને કામ કઢાવી લેવું પડશે- પોતે કશામાં નહિ પડવાનું. પાછળ રહીને પુશ કરવાનું, સંપૂર્ણ મદદ કરવાનું કાર્ય આ પુરુષે ધરતીમાં રહીને સમાજ વચ્ચે સિદ્ધ કરી બતાવ્યું છે.

ચીલા ચાલુ પાટીદાર સમાજને નવો વળાંક આપવા પ્રભાતકુમારે જે કાર્ય કરી બતાવ્યું છે, તેનું વર્ણન પ્રસ્તુત પુસ્તકમાં છે, પણ પોતાની જાતને સમાજ વચ્ચે મૂકી, સમાજના ચીલાચાલુ રિવાજો, કુરિવાજો, અંધશ્રદ્ધાઓ, ધાર્મિક માન્યતાઓ ને ખોટા ખર્ચાઓમાં પોતાનું જીવન નીચોવીને જે જ્યોતિ પ્રગટાવી છે દીપ પ્રગટાવ્યો છે, તેનું સ્પષ્ટ ચિત્ર પ્રસ્તુત પુસ્તકનું હાર્દ છે.

સામાજિક કાર્યકર કેવો જોઈએ, ને સામાજિક કાર્યકરો એ સમાજ માટે શું કરવું જોઈએ ? તેનું સાક્ષાત્‌ સ્વરૂપ પ્રભાતકુમારનું જીવન છે. આ પુસ્તક સામાજિક કાર્યકરોને નવી દિશા, નવી દૃષ્ટિને પોતાનું આંતરિક વિશ્લેષણ કરવામાં મદદરૂપ બનશે તો મારો આ નમ્ર પ્રયાસ સફળ થયેલો માનીશ.

**ડૉ. મફતલાલ પટેલ**

૩૫, સ્વામી ગુણાતીતનગર સોસાયટી,
મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨.
મો. ૯૮૨૪૦૨૧૦૬૩

## પ્રસ્તાવના

પ્રભાતકુમારે ધરતી શરૂ કર્યું ત્યારથી મારો તેઓનો સંબંધ. આત્મીયતા પણ એટલી જ, તેઓના કાર્યોથી સતત પરિચિત. આ વ્યક્તિમાં ઘણા બધા એવા ગુણો હતા, કે જેને યાદ કર્યા વિના ચાલે એમ નથી. પોતાનું કદી વિચારે નહિ, બીજાનું વિચારીને ચાલનારા, પોતાનો એક નાનો પ્રેસ, દરિયાપુર ચાર રસ્તા ઉપર, પણ પ્રેસનું ધ્યાન ન રાખતાં, ધરતીની જ ચિંતા કરે. ધરતી તેઓના જીવન સાથે વણાઈ ગયેલું. મારો અનુભવ છે કે તેઓએ પોતાના ઘર તરફ પણ જોયું નથી.

પોતે સરળ સ્વભાવના, બધાની સાથે ભળી જાય, બધાને પોતાના ગણે, ને મદદ પણ દિલ દઈને કરે, કોઈને ખોટું લાગે, ખરાબ લાગે તેવું કદી ઉચ્ચારે નહિ. તેઓના હૃદયમાં પ્રેમની ગંગા વહેતી હું જોતો. નખશિખ પવિત્રતા.

સમાજને બેઠો કરવા, સમાજને સારા માર્ગે ખેંચવા તેઓ સતત સક્રીય હતા. જ્યારે હું મળું ત્યારે સમાજની વાત હોય સમાજના કાર્યક્રમોની વાત હોય, સમાજના રિવાજોની, લગ્નના ખર્ચાઓની વાત કરે. અમને બધાને આ તરફ ખેંચે. ઉદારતા પણ હદ વગરની. પોતાની પાસે કંઈપણ હોય તો બીજાની મદદમાં વાપરી નાંખે.

આજે પ્રભાતકુમાર આપણી વચ્ચે નથી. તેઓને સ્વર્ગસ્થ થયે છ વર્ષનો સમય પસાર થઈ ગયો, છતાં દરરોજ તેઓની યાદ આવે છે. 'ધરતી'ને જીવંત રાખવામાં તેઓનો સૌથી મોટો ફાળો રહ્યો છે.

આવી વ્યક્તિનું જીવન સમાજ વચ્ચે મૂકવું જરૂરી છે, ને આજે તેઓના જીવનના વિવિધ પાસાઓનું વિશ્લેષણ કરતું સરસ મજાનું પુસ્તક ડૉ. મફતભાઈ પટેલે લખ્યું છે, આ માટે હું લેખકને ધન્યવાદ આપું છું. ખરેખર સાચો ન્યાય લેખકે આપ્યો છે. કારણ કે ડૉ. મફતભાઈ પણ પ્રભાતકુમારની સાથે, તેઓના કાર્યમાં જોડાયેલા હતા. તેઓને નખશિખ ઓળખતા, ધરતીની પ્રવૃત્તિઓથી પણ તેઓ જાણીતા હોવાથી પુસ્તક સારું બનાવી શક્યા છે.

ધરતી વિકાસ મંડળમાં વર્ષો સુધી હું ટ્રસ્ટી રહ્યો. ધરતીની પ્રવૃત્તિઓ સાથે હું પણ વણાઈ ગયો હતો, પણ ઉંમરના કારણે મેં રાજીનામું આપી દીધું.

અંતમાં મારી નમ્ર અપીલ છે કે ધરતી વિકાસ મંડળના આજના વ્યવસ્થાપકો કહો કે, કાર્યકરો કે, તેઓ સંસ્થાના મકાનની ચાર દિવાલો વચ્ચેથી બહાર આવી સમાજના નવા રાહબર બને. જેમકે, શ્રી પ્રભાતકુમારે તેમના જીવન દરમ્યાન તેમના સાથી કાર્યકારો સાથે સમાજના કુરિવાજોની નાબુદી માટે, જ્ઞાતિપંચોની જોહુકમી સામે, સમાજમાં થતાં બાળલગ્નો સામે, સમાજમાં થતા મોટા ઉડાઉ ખર્ચાઓ સામે સંઘર્ષ કરી ઝઝૂમ્યા તેવી રીતે આજના કાર્યકરોએ પણ વ્યસનમુક્તિ માટે મેદાનમાં આવવું જોઈએ. આજે સમાજના તમામ સ્તરે જે વિવિધ પ્રકારના વ્યસનોનો રોગ પ્રસરી રહ્યો છે તે રોગ નાબૂદી માટે હામ ભીડવી જોઈએ. બાકી, ટેબલ ઉપર બેસી ચર્ચાઓ કરવાથી સમાજમાં પરીવર્તન આવતું નથી અને આવશે નહિ તેવું મારું દૃઢ માનવું છે. ધરતી વિકાસ મંડળના ભૂતપૂર્વ ટ્રસ્ટી તરીકે આટલું કહી હું વિરમું છું. ધરતીના કર્મદીપ તરીકે પ્રભાતકુમારના આ પુસ્તકને આવકારું છું.

દિનાંક : ૯-૯-૨૦૦૯
બુધવાર

**- જોઈતારામ ઈશ્વરદાસ ચોકસી**
ભૂતપૂર્વ ટ્રસ્ટી, ધરતી વિકાસ મંડળ

# અનુક્રમણિકા

# પાટીદારનું ગૌરવ પાટડીનો પ્રભાત

પાટડી 'સોનાની હાટડી'ને આંગણે
વસંતપંચમીએ ઊગ્યો સોનાનો સૂરજ
ચંચળ કૂખે ઊગ્યો પ્રભાત
લાડકોડથી મોસાળે ઉછર્યો બચુ
ડાહી, પ્રસન્ન ખોળે ઉછર્યો બચુ
દાદા-દાદીનો લાડકો બચુ
એકમેકને સથવારે
ધરતીના બીજ વાવ્યા પ્રભાતે
ધરતીને 'ધરતી વિકાસ મંડળ' કર્યું પ્રભાતે
ધરતીને 'સમાજ સેવા મંદિર' બનાવ્યું પ્રભાતે
ધરતીને સીંચી વટવૃક્ષ બનાવ્યું પ્રભાતે
એ જ... પ્રભાત એ જ... પ્રભાત

પાટીદાર સમાજને ઉજાગર કર્યો પ્રભાતે
મા ઉમિયાનું નવલું રૂપ
'સમાજ કલ્યાણી દેવી' રૂપે દર્શન કરાવ્યા પ્રભાતે
મા ઉમિયાના સારથી બની પાટીદારને દિશા બતાવી પ્રભાતે
કન્યા કેળવણીની મશાલ જલાવી પ્રભાતે
લલિતાને સથવારે સમાજસેવાના કામ કર્યા પ્રભાતે
એ જ... પ્રભાત એ જ... પ્રભાત

વતનનો વૈતાલીક પ્રભાત
'પાટડી દર્શન' ગ્રંથથી વતનની ઓળખ આપી પ્રભાતે
સદ્‌ગુણો - સત્કાર્યોથી કુળનું નામ દીપાવ્યું પ્રભાતે
પથદર્શક બની અન્યના જીવનને મહેકાવ્યું પ્રભાતે
જન્માષ્ટમીની શુભ પ્રભાતે પ્રભુને પ્યારો થયો પ્રભાત
દિપકની જેમ પ્રકાશ્યો પ્રભાત
ધૂપસળીની જેમ ચારેકોર સુવાસ ફેલાવી પ્રભાતે
એ જ... પ્રભાત એ જ... પ્રભાત

**– અજીત પી. દેસાઈ**

**નોંધ :-** માતૃશ્રી ચંચળબા, લાડકુ નામ બચુ, માતૃશ્રી ડાહીબા, દાદીશ્રી પ્રસન્નબા



**પાટડી મિત્ર મંડળ તરફથી સન્માન કરી રહેલ શ્રીમતી પદ્માબેન જયકૃષ્ણભાઈ**




**ડાબેથી રાજેન્દ્રકુમાર ચંદુલાલ દલાલ (શ્રી નંદુલાલ મંછારામ શેરદલાલના વારસદાર),
વચ્ચે શ્રી મણીભાઈ ઈ. પટેલ (મમ્મી) પૂર્વ પ્રમુખશ્રી, ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા,
જમણે અજીતકુમાર પ્રભાતકુમાર દેસાઈ**



પાછળ ડાબેથી સેજલ, ઝલક, કૌશલ
આગળ ડાબેથી સુપુત્રી નીરંજનાબેન - ચંદ્રકાન્તભાઈ



પાછળ ડાબેથી મેઘના - સમીરકુમાર
આગળ ડાબેથી ઋષિલ, પ્રિશા




પાછળ ડાબેથી સૌરભ, કેયુર
આગળ ડાબેથી હિતેષા, પ્રિન્સી, શોભનાબેન રાજેન્દ્રકુમાર દેસાઈ, રચના, ખુશી



ડાબેથી કુણાલ, અજીતકુમાર પ્રભાતકુમાર દેસાઈ - વર્ષાબેન, મેરલ, પન્વી



પાછળ ડાબેથી ભાવિક, ધ્રુપા
આગળ ડાબેથી યોગેન્દ્ર પ્રભાતકુમાર દેસાઈ - નંદાબેન



પાછળ ડાબેથી ધરા, ક્રિશ્રી, હિરેનકુમાર
આગળ નવ્યા




પાટડી યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ,
શ્રી આર. પી. પટેલ પ્રમુખશ્રી વિશ્વ ઉમિયા ફાઉન્ડેશન-જાસપુર, અનિલભાઈ વિક્રમભાઈ પટેલ
તથા પાટડીના વતનપ્રેમીઓ

# ૧. જન્મ અને બાળપણ

શ્રી પ્રભાતકુમારનો જન્મ દેસાઈ કુટુંબમાં થયો. પાટડીમાં દેસાઈ વંશનું શાસન શ્રી ભાવસિંહજીથી ઈ.સ. ૧૭૪૧થી શરૂ થયું. શ્રી ભાવસિંહજી દેસાઈ વંશના પ્રથમ રાજા હતા. શ્રી પ્રભાતકુમાર દેસાઈ ભાવસિંહજીના વંશમાં ૧૧મી પેઢીએ આવે છે.

પ્રભાતકુમારનું મૂળ વતન પાટડી પણ જન્મ દસ્ક્રોઈ તાલુકાના ઓડ (પિરાણા) ગામમાં ૨૦ જાન્યુઆરી, ૧૯૨૩ના રોજ થયેલો, ઓડ તેઓનું મોસાળ. માતાનું નામ ચંચળબા. તેઓના નાના (દાદા) પુરુષોત્તમદાસ ભાઈજીભાઈ પટેલ ગામના મુખી હતા, સુખી કુટુંબ હતું. પ્રભાતકુમારે પોતાના સ્વહસ્તે પોતાના બાળપણ વિષે લખ્યું છે, તે શબ્દશઃ આ પ્રમાણે છે :

**૧. માતાના મૃત્યુ પછી દાદા-દાદી વચ્ચે થયેલ ઉછેર :**

જનેતા પૂ. માતુશ્રી ચંચળબાની કૂખે મારો જન્મ થયો. સમાજના રીતરિવાજ મુજબ મારો જન્મ મારા મોસાળ ઓડ (પિરાણા) તાલુકો દસ્ક્રોઈ, જિ. અમદાવાદમાં પૂ. પુરુષોત્તમદાસ ભાઈજીભાઈ પટેલના ભર્યાભાદર્યા સુખી કુટુંબમાં થયો.

કમનસીબે, હું ફક્ત દસ જ મહિનાનો હતો અને મારી માતા ચંચળબાનું દુઃખદ અવસાન થયું. મારાં મામા-મામીઓએ મને લાડકોડથી ઉછેરી પ્રથમ બે વર્ષનો કર્યો.

મારાં ખૂબ પ્રેમાળ સાવકી માતા (step mother) પૂ. ડાહીબાએ, જ્યાં મારા પિતાશ્રી પૂ. મફતલાલની નોકરી હતી તે કલોલ જિ. મહેસાણામાં દોઢેક વર્ષ મને ઉછેર્યો. એવામાં હું ખૂબ જ બિમાર પડી ગયો.

પાટડી (તા. વિરમગામ) મારા દાદા પૂ. મણિલાલ હરજીવનદાસ દેસાઈ (વડગાસિયા)ને મારી ગંભીર માંદગીની ખબર પડતાં જ તેઓ ખૂબ જ દુઃખી દુઃખી થઈ ગયાં. તેમણે ટેલીગ્રામ કરી મને પાટડી મૂકી જવા જણાવ્યું. કલોલથી મને પાટડી મૂકી ગયા.

પૂ. દાદીમા પ્રસન્નબા પડોશમાંથી ગાયનું દૂધ લાવી પ્રેમથી ઉછેરવા લાગ્યાં. પછી તો, સારી તંદુરસ્ત ગાયમાતા ઘેર લાવી દીધી. પૂ. માતાઓ ચંચળબા, પૂ. ડાહીબા પૂ. દાદીમા પ્રસન્નબા અને ગાયમાતાની છત્રછાયામાં હું ઉછર્યો. પૂ. દાદીમા મને ખૂબ વહાલથી રમાડતાં અને મારા ઉપર અઢળક હેતની હેલી વરસાવતાં. મને સુવાડવા હાલરડાને હીંચકો નાખતાં જાય અને હાલરડાં ગાતાં જાય. મારા પૂ. દાદાજી મણિલાલ મારી આંખમાં આંખ પરોવતા અને ખુશ ખુશ થઈ જતા. પૂ. દાદાજી અને પૂજ્ય દાદીમાનો હું ખૂબ લાડકો બની ગયો.

પૂ. દાદાજી મણિલાલને બે દીકરાઓ પૂ. મફતલાલ અને પૂ. માણેકલાલ હતા. નોકરી અંગે તેઓ બંને કાયમ બહારગામ રહેતા પાટડીથી દૂર દૂર. તેથી સૌથી મોટા પૌત્ર તરીકે મારા પ્રત્યે પૂ. દાદાજી અને દાદીમાની નજર ઠરી હતી. પાટડીમાં ગામ વચ્ચે આવેલ મારી આ વિશાળ ખડકીમાં, અમુક મોખાની ખુલ્લી જગ્યાએ મારા પૌત્રનું હું મકાન બંધાવીશ. એમાં એ સુખેથી રહેશે, મારી જમીન, જાગીર એ સંભાળશે. મારો સાચો પુત્ર આ મારો લાકડો વ્હાલસોયો ચિ. બચુ (પ્રભાતસિંહ) બની રહેશે. પૂ. દાદાજીએ આવી આવી ઢગલાબંધ આશાઓ મારા માટે સેવી હતી.

## ૨. દાદાજી સાથે મેળામાં :

શ્રાવણ મહિનો આવે એટલે મેળા આવે. દાદાજી મોટાં ખંભાતી તાળાં ખોલીને લાકડાનો મજબૂત પટારો ઉઘાડતા, તેમાંથી સુરવાલ, કોસોવાળું દરબારી અંગરખું, રંગીન ફેંટો કાઢતા અને મને પહેરાવતા. મને સોનાના દાગીનાથી ભરચક શણગારી દેતા. વડગાસ, તા. વિરમગામના બાળ દરબાર જેવો મારો દેખાવ કરતા. મહોલ્લાના મારા જેવડા છોકરાઓ ચડ્ડી અને ટેનિસ પહેરીને (સ્કૂલ ડ્રેસ) મેળામાં આવેલા હું જોતો હતો. દાદાજીની ભાવનાને હું મૂંગો પ્રતિસાદ આપવામાં આનંદ અનુભવતો. કોઈ વખત 'હનુમાનજીના મંદિર' પાસે મેળો ભરાતો, તો કોઈ વખતે 'બહારની માતા' પાસે ભરાતો. મારી સાડા સાત વર્ષની ઉંમરે મેળામાં હું જતો. આવતાં-જતાંની મેળાની મજલ મારા નાજુક શરીર માટે વિશેષ લાંબી પડતી. દાદાજી મેળામાં ક્યારેક રેવડી અને કયારેક સીંગ-સાકરીઆ અપાવતા. દાદાજીની સ્નેહ નીતરતી આંગળી પકડી ચાલતાં મારામાં અનેરી સ્ફૂર્તિ આવી જતી. મારો થાક ક્યાંય ચાલ્યો જતો.

## ૩. પૂ. દાદાજીની તીવ્ર ઈચ્છા :

પૂ. દાદાજીની પાંચમી-છઠ્ઠી પેઢીએ વડગાસ (તા. વિરમગામ) ગામની ૧૫૦૦ વીઘા ઉપરાંત જમીનદારી ભોગવી હતી. તેમનું કુટુંબ વેપાર-ધંધાર્થે વડગાસથી પાટડી આવેલું. પાટડી, સવળાસ અને ગોરૈયા (ઝૂંડ ગામ પાસે)માં દાદાજી પાસે ૧૫૦ વીઘા જેટલી જમીન હતી. વડગાસ રહેતા કુટુંબીઓને અમારા વડવાઓએ પ્રેમથી આ મઝીયારી જમીન સોંપી દીધી હતી. એ જમાનામાં કુટુંબીઓ વચ્ચે અદ્ભુત સ્નેહ હતો. મારા-તારાની બહુ ખેંચાખેંચ ન હતી. ખેતરોમાં પાક તૈયાર થવા આવ્યો હોય એવા દિવસોમાં મારે શાળામાં રજા હોય એવા દિવસે, ખેડૂતના ગાડામાં બેસાડી મને અમારી પાટડી આસપાસની જમીનો બતાવવા દાદાજી લઈ જતા હતા. અમારાં ખેતરોને હું ખૂબ ભાવપૂર્વક 'ભૂમિ માતા' તરીકે વંદન કરતો. આ રજાના દિવસે એક ખેતર, તો બીજી રજાના દિવસે બીજું ખેતર, એમ બે-ત્રણ ખેતરે દાદાજી મને લઈ જતા.

આ બધી 'ભૂમિ સંપત્તિ' સાચી સંપત્તિ છે. અનેક માનવીઓને આ સંપત્તિ દ્વારા પરમાત્મા પોષે છે. હરિયાળાં ખેતરો મારા બાળ માનસને આનંદવિભોર કરી દેતાં હતાં. ખેતરોની ખુશનુમા હવા મને અનેરી તાજગી આપતી હતી. મને ખેતરોના દર્શનથી ખૂબ આનંદ થતો, તે જોઈ દાદાજી હરખાતા. તેમને મનમાં થતું હતું કે આ છોકરો મારો પાટડીનો વારસો જરૂર સંભાળશે.

## ૪. સારી સ્થાવર મિલકત ધરાવતા ભાગ્યશાળી દાદાજી :

વતન પાટડીમાં સૌ દાદાજીને 'ભાગ્યશાળી' તરીકે ઓળખતું. સારી સ્થાવર મિલકત તેઓ ધરાવતા હતા. પૂ. દાદાજીના વડીલોએ ગામ વચ્ચે મુખ્ય બજાર પાસે બંધાવેલું રહેવાનું મોટું મકાન, ખડકીમાં બીજાં વધારાનાં બે મકાનો (ભાડે આપેલાં), ગામના વેપારીઓને માલ ભરવાની ચાર વખારો, રહેણાકનાં મકાનો પાસેના બજારમાં ચાર મેડાબંધ દુકાનો, કલાડા દરવાજા પાસે, ગુજરાતી શાળામાં જ્યાં હું ભણતો હતો તેની પાસેના ઠાકોરવાસમાં અમારા ખેડૂતોને રહેવા માટેનાં બે મકાનો, નવા દરવાજા પાસેનું ભાડે આપવાનું એક મકાન, પાટડીમાં સ્થાવર મિલકતનો મોટો પથારો ધરાવતા દાદાજીને સૌ 'ભાગ્યશાળી' જ કહેને ?

## ૫. પૂ. દાદાજી એકાએક બિમાર પડ્યા :

શરીર ધ્રુજાવી દે તેવી માગશર મહિનામાં કડકડતી ઠંડી પડી. દાદાજીને સખત શરદી થઈ ગઈ. વૈધરાજ શ્રી પોપટલાલ અધ્યારૂની દવા ચાલુ કરી. વૈધરાજે ભારેમાં ભારે દવાઓ આપી પણ શરદી કાબૂમાં ન આવી. દાદાજીની ખબર કાઢવા આવતા તે સ્નેહીઓ એમ કહેતા કે ન્યુમોનિયા-ફેફસાંની શરદી હોય એમ લાગે છે. તે વખતે અમારા ઘરમાં દાદાજી ઉપરાંત, દાદીમા પ્રસન્નમા, દાદીમાનાં બહેન પૂ. સીતામા, અમારા ભાડુઆત મગનભાઈ અને હું બચુ એ ચાર જ હતા. સાંજના સમયે આઠ-દસ પડોશીઓ દાદાજીની ખબર કાઢવા આવતા.

એક અઠવાડિયું દાદાજીને 'ન્યુમોનિયા'ની દવા ખૂબ કરી પણ દાદાજીને ન્યુમોનિયા ન મટ્યો તે ન જ મટ્યો. એ દર્દ દાદાજી માટે જીવલેણ નીવડ્યું.

અંતે મારી ૧૦ વર્ષની કુમળી વયે મારા વ્હાલસોયા પૂ. દાદાજીનો સ્વર્ગવાસ થયો. પૂ. દાદીમા અને મારા પર તો જાણે આભ તૂટી પડ્યું.

પાટડીની જનતામાં દાદજીની છાપ 'ભાગ્યશાળી, સત્ય માટે ઝઝૂમનાર, ન્યાયની પડખે ઊભા રહેનાર' તરીકેની હતી. પૂ. દાદાજીના આત્માની શાંતિ માટે અમારા સમગ્ર કુટુંબની પરમ કૃપાળુ પરમાત્માને પ્રાર્થના.

દાદાના મૃત્યુ પછી પ્રભાતકુમાર અત્યંત નિરાશામાં આવી ગયા, દાદા પ્રત્યેનો અસાધારણ પ્રેમ હતો. પિતા મફતલાલ ધોરણ-૬ સુધી ભણેલા, પણ જીનપ્રેસનું ટેકનિકલ જ્ઞાન સારું એવું ધરાવતા હોવાથી કલોલની જીનપ્રેસમાં કામ કરતા હતા, ને લોકો તેઓને એન્જિનિયર તરીકે બોલાવતા. મફતલાલ નાની ઉંમરે વિધુર થવાથી તેઓએ ફરી લગ્ન કરેલું, ને તેઓની સાવકી બાનું નામ ડાહીબેન હતું. ડાહીબેનના ચાર પુત્રો નટવરભાઈ, ચંદુભાઈ, રમણભાઈ અને વાડીલાલ. આ રીતે પ્રભાતકુમાર પોતે પાંચ ભાઈઓ હતા. બહેન ન હતી. પ્રભાતકુમારનો ઉછેર પોતાની દાદી પ્રસન્નબાની ગોદમાં થયો.

પ્રાથમિક શિક્ષણ પાટડીમાં લીધું. ધોરણ પાંચ સુધી પાટડીમાં ભણ્યા, પાટડીમાં અંગ્રેજી શાળા ન હતી, જેથી પાંચમું ધોરણ પાસ કરીને તેઓના પિતાશ્રીએ કડી સર્વ વિદ્યાલયમાં અંગ્રેજી ધોરણમાં દાખલ કર્યા. એ વખતના જમાનામાં અંગ્રેજી પાંચમાં ધોરણની શરૂ થતી હોવાથી પાંચમું ધોરણ અંગ્રેજીનું પહેલું ધોરણ ગણાતું, ને ધોરણ-૭ એટલે મેટ્રિક. અંગ્રેજી ધોરણ-૭ના અંતે મેટ્રિકની પરીક્ષા લેવાતી હતી.

## ૬. અભ્યાસ માટે કડીની સંસ્થા તરફ પ્રયાણ :

શ્રી પ્રભાતકુમારે પોતાના જ શબ્દોમાં કડીની સંસ્થામાં પ્રવેશ મેળવ્યો ત્યારે લખ્યું છે. "પાટડીમાં પૂ. કાકાશ્રી માણેકલાલે મારા માટે બેગ-બિસ્રો, થાળી-વાટકી, લોટો-પ્યાલો તૈયાર કર્યા. કડીમાં શિક્ષણ સારું મળે છે. ચિ. પ્રભાતની પાટીદાર આશ્રમના ગૃહપતિ સારી દેખભાળ રાખશે. વિદ્યાર્થીઓ માટે રહેવા-જમવાની કડીમાં સારી સગવડ છે. આવી બધી વાતો કાકાશ્રીએ મારાં પૂ. દાદીમાને કરી. ચિ. પ્રભાતની જરાપણ ચિંતા ના કરશો એમ કહી મને લઈને કાકાશ્રી રેલવેમાં કડી આવ્યા."

કડીના સ્ટેશન સામે જ સર્વ વિદ્યાલય અને પાટીદાર આશ્રમ આવેલાં છે. અમે ત્યાં ગયા. સંસ્થાના દરવાજામાં જ સંસ્થાના સ્થાપક પૂ. છગનભા બેઠા હતા. તેમણે મોં મલકાવી કહ્યું. "આવો, ભાઈ આવો,

કયા ગામથી આવ્યા?''

મારા કાકાશ્રીએ કહ્યું, ''પાટડીથી આવ્યા. આ છોકરાને અહીં ભણવા મૂકવાનો છે.''

પૂજ્ય છગનભાએ મારો બરડો પંપાળીને હસતાં હસતાં કહ્યું, ''બેટા, અહીં તો તને ખૂબ મઝા પડશે. તારા જેવડા ટાબરીયા અહીં ઘણા બધા છે.''

પૂ. મહાત્મા ગાંધીજીએ તા. ૨૩-૭-૧૯૨૯ના દિવસે પાટીદાર આશ્રમ-કડીની મુલાકાત લીધી હતી. આશ્રમની સુંદર વ્યવસ્થા જાળવવા માટે પૂ. છગનભાને ધન્યવાદ આપ્યા હતા.

કડીની જ્ઞાનગંગામાં સ્નાન કરતાં પહેલાં, પૂ. છગનભાની પ્રેમગંગામાં સ્નાન કરવા મને મળ્યું. પૂ. કાકાશ્રી મને કડીની સંસ્થામાં મૂકીને વળતી ટ્રેનમાં પાછા વળ્યા.

આંસુ ભરી આંખે હું કાકાશ્રીને જોઈ જ રહ્યો. સંસ્થા તરફ પાછો વળ્યો.

પાટડીમાં પૂ. મણિલાલ દાદા હતા એવા જ અહીં કડીમાં પૂ. છગનભા છે. મારે હવે શું ખોટ ?

''દોષ દૂર કરવા અને ગુણ ખિલવવા'' એ કડીમાં પૂ. છગનભાની જ્ઞાનગંગામાં સ્નાન કરવાનું ફળ.

''સર્વ વિદ્યાલય-કડીમાં અંગ્રેજી ત્રણ ધોરણ સુધી અભ્યાસ કરી, પાટીદાર આશ્રમ કડીમાં સંસ્કાર પ્રાપ્ત કરી હું વધુ અભ્યાસ માટે અમદાવાદ ગયો.''

અમદાવાદ પોતાનું વતન ન હતું. અહીં અંગ્રેજી ધોરણ-૪માં (એટલે આજનું ધોરણ-૯) ન્યૂ હાઈસ્કૂલમાં દાખલ થયા. પાનકોર નાકા પાસે આવેલી ન્યુ હાઈસ્કૂલ અમદાવાદની ખૂબ જાણીતી હાઈસ્કૂલ હતી. હવે રહેવું ક્યાં ? એ વખતે સને ૧૯૩૪ના જૂન માસમાં દરબારશ્રી સૂરજમલજી કડવા પાટીદાર બોર્ડિંગનું નવું મકાન વા.સા. હૉસ્પિટલ પાસે, સાબરમતી નદીના કિનારા પાસે તૈયાર થઈ ગયું હતું, તેનું ઉદ્‌ઘાટન પાટડી દરબાર સાહેબના મેનેજર શ્રી બેન્જામીન સાહેબના વરદ હસ્તે થયું. આ સંસ્થા પ્રભાતકુમાર દેસાઈની માતૃસંસ્થા હોવાથી પોતે આમાં દાખલ થઈ ગયા. દરરોજ ચાલતા ન્યૂ હાઈસ્કૂલ-પાનકોર નાકા જતા, ને ભણતા. મેટ્રિકની પરીક્ષા ન્યૂ હાઈસ્કૂલમાંથી ઈ.સ. ૧૯૩૮માં પાસ કરી.

બી.એ. થયા પછી ૧૯૪૪માં અમદાવાદની લૉ કૉલેજમાં દાખલ થયા, પ્રથમ વર્ષ પૂરું કર્યું પણ બીજું વર્ષ કરી શક્યા નહિ, પરીણામે વકીલાત કરવાની જે મહેચ્છા હતી. તે અધૂરી રહી ગઈ. ને તેઓ ૧૯૪૫માં ન્યૂ હાઈસ્કૂલ (અમદાવાદ)માં શિક્ષક તરીકે જોડાયા. એક વર્ષ અહીં નોકરી કર્યા પછી ન્યૂ હાઈસ્કૂલ છોડીને અમદાવાદની સી.એન. વિદ્યાલયમાં ગુજરાતીના શિક્ષક તરીકે જોડાયા, ને અહીં પણ એકાદ વર્ષ નોકરી કરીને પોતાના સ્વતંત્ર વ્યવસાયમાં લાગી ગયા.

- **જો તોકું કાંટા બુવૈ, તાહિ બોય તૂ ફૂલ,**
  **તોકું ફૂલ કે ફૂલ હૈ, બાકો હૈ તિરશૂલ.**

- **માનુષ જનમ દુર્લભ હૈ, કોઈ ન બારંબાર**
  **પાકા ફલ જો ગિરિ પડો, બહુરિન લાગે ડાર.**

**- કબીર**

# ૨. લગ્ન, વ્યવસાય અને પરિવાર

**લગ્ન :**

શ્રી પ્રભાતકુમાર દેસાઈનું લગ્ન જુલાઈ ૧૯૪૮માં લીલાબેન સાથે થયું. લીલાબેન સાણંદના જાણીતા શ્રી પ્રાણલાલ ગુલાબચંદ પટેલની દીકરી. સામાન્ય રીતે એ વખતના જમાનામાં દીકરીઓને કોઈ ભણાવતું નહિ, પણ લીલાબેન સાણંદની હાઈસ્કૂલમાં ધોરણ-૯ સુધી ભણેલાં. સાણંદની દીકરીઓ મોટેભાગે પાટડી, વિરમગામમાં પરણાવતાં, એ વખતના જમાનામાં પાટડી અને વિરમગામની આગવી છાપ, આગવી સામાજિક પ્રતિષ્ઠા હતી, લીલાબેનના પિતા પ્રાણલાલ ગુલાબચંદની સાણંદમાં સારી એવી પ્રતિષ્ઠા હતી, તેઓની સાણંદના બજારમાં તમાકુની જાણીતી દુકાન હતી, ને આજે ૧૦૦ વર્ષ થવા છતાં આજે પણ પ્રાણલાલ ગુલાબચંદ પટેલની પેઢી ચાલે છે. પ્રાણલાલભાઈ આજે હયાત નથી, પણ તેઓના ત્રણ દીકરા પ્રભુદાસભાઈ, જશંવતભાઈ અને અશોકભાઈ.

લીલાબેને આજીવન ગૃહિણી તરીકે કાર્ય કર્યું. પ્રભાતકુમારની સેવામાં સતત લાગેલાં જ હોય. તેઓએ પોતાના વ્યક્તિત્વની ક્યારેય ચિંતા કરી નથી. પ્રભાતકુમાર સાથે 'ધરતી'માં જતાં-આવતાંને ધરતીનું કાર્ય પણ કરતાં. ઘણીવાર પ્રભાતકુમાર સાથે પ્રવાસમાં જતાં. પોતે ભણેલાં હતાં, જેથી સમાજ અંગેની ઊંડી સૂઝ હતી. પ્રભાતકુમારનું આદર્શવાદી, સિદ્ધાંતનિષ્ઠ જીવન, નિયમો ચુસ્ત રીતે પાળે, કોઈ પણ કાર્યમાં બાંધછોડમાં તેઓ માનતા નહિ. લીલાબેન પણ તેઓના સ્વભાવ અને કાર્યથી ટેવાઈ ગયાં હતાં.

ગુજરાતમાં જ્યાં જ્યાં મહિલા સંમેલનો યોજાયાં, તે સંમેલનમાં પોતે જતાં, માર્ગદર્શન આપતાં.

ઊંઝા ઉમિયા માતાજી સંસ્થાનમાં તા. ૮-૩-૧૯૮૭ના દિવસે મહિલા સંમેલન મળ્યું. જેમાં સમગ્ર ગુજરાતમાંથી દસ હજારથી વધારે બહેનો ઉપસ્થિત રહેલી. આ મહિલા સંમેલનનું ઉદ્‌ઘાટન અને સ્વાગત પ્રવચન લીલાબેનના હાથે કરવામાં આવ્યું હતું.

જ્યારે બધા બાળકો મોટા થઈ ગયા પછી 'ધરતી વિકાસ મંડળ' સંચાલિત તમામ પ્રવૃત્તિઓમાં તેઓ રસ લેતાં હતાં. સમૂહલગ્નોની વ્યવસ્થામાં તેઓ મોખરે રહેતાં. ઉમા મહિલા ઉદ્યોગ મંદિર, ગૃહિણી તાલીમ શિબિર કે ધરતીમાં વારંવાર મહિલાઓની મીટિંગો ભરાતી એમાં તેઓ હાજર હોય જ. પાર્વતીબેન ઘંટી સાથે તેઓ સતત કામ કર્યા કરતા હતા. આ રીતે સમાજસેવાની વિવિધ પ્રવૃત્તિઓમાં લીલાબેને ખૂબ મોટો ફાળો આપ્યો છે. પ્રભાતકુમારની સમાજસેવાની પ્રવૃત્તિઓમાં તેઓએ મન મૂકીને સાથ-સહકાર આપ્યો છે.

**મુદ્રણ વ્યવસાયમાં પ્રવેશ**

સી.એન. વિદ્યાલય, આંબાવાડીમાં પોતે ગુજરાતીના શિક્ષક હતા, શિક્ષક તરીકેની નોકરી છોડીને તેઓએ મુદ્રણ વ્યવસાય સ્વીકાર્યો. દરિયાપુર ચાર રસ્તા ઉપર ૧૯૫૦માં 'ઉમા પ્રિન્ટરી' શરૂ કરી. ઉદ્‌ઘાટન ડૉ. ગણપતરામ પટેલના શુભહસ્તે રાખવામાં આવેલું. એ વખતે પ્રભાતકુમાર વાડીગામમાં આવેલી રામજીમંદિરની પોળમાં રહેતા હતા. ૨૦ વર્ષ સુધી તેઓ પોળમાં રહ્યા. વાડીગામ અને ઉમા પ્રિન્ટરી પાસે પાસે હોવાથી આવવા-જવામાં કોઈ તકલીફ નહિ.

જન્મથી તેઓનામાં સેવાની ભાવના, સમાજ માટે કંઈક કરવું એવું સતત વિચારે, ને પોતાનો સમય

પ્રેસ પાછળ નહિ પણ સમાજની પ્રવૃત્તિઓ પાછળ જ ખર્ચતા હતા. જેથી તેઓએ ક્યારેય પોતાના ધંધાની ચિંતા કરી નથી, જેના લીધે પ્રેસનો ધંધો પણ વિકસ્યો નહિ. સ્વભાવ અને વ્યક્તિત્વ અંતર્મુખી, જેથી કોઈને પોતાના માટે કદી કશું જ કહેવું નહિ, કશું માગવું નહિ. પ્રેસ શરૂ કર્યું એ સમય દરમિયાન દરબાર સુરજમલજી બોર્ડિંગના સહમંત્રી હતા, જેથી અવરજવર દરરોજની હતી. સાથે સાથે ઉત્તર ગુજરાત પાટીદાર મંડળ, પાટીદાર યુવક મંડળ, શ્રી સહાયક મંડળ, દરિયાપુર, શ્રી દરિયાપુર સંરક્ષણ સમિતિના ઉપપ્રમુખ પદે, શ્રી દરિયાપુર વેપારી મહાજનના મંત્રીપદે, શ્રી વાડીગામ સેવા સંઘના મહામંત્રી પદે, શ્રી વાડીગામ સેવા સંઘ સંચાલિત સીવણ વર્ગના માનદ સંચાલક તરીકે તેમજ વાડીગામ વીર વ્યાયામ મંદિરના માનદ સંચાલક તરીકે સેવાઓ આપતા હતા. ફક્ત પ્રિન્ટીંગ પ્રેસ જ નહિ, અનેકવિધ ક્ષેત્રે તેઓ સક્રીય હતા સાથે સાથે ડૉ.ગણપતરામ પોતાના ગૂરૂ હોવાથી તેઓની સાથે રાજકીય આંદોલનોમાં પણ રસ લેતા હતા, મહાગુજરાત આંદોલન વખતે તેઓ જેલમાં પણ ગયેલા.

આ એક એવી વ્યક્તિ હતી કે જેઓએ પોતાના પરીવારની, પોતાના વ્યવસાયની કોઈ ચિંતા કરી નથી. સતત સમાજના ઉત્કર્ષની ચિંતા કરે, સમાજને કેવી રીતે બેઠો કરવો, તે માટે સમાજના આગેવાનોને મળે, ને તેઓના દ્વારા કાર્યક્રમો ગોઠવે, બધું જ કાર્ય પોતે જ કરવાનું પણ ક્યાંય પોતાની મોટાઈ નહિ, પોતાનું નામ નહિ, આવું એક અદ્‌ભુત સેવાભાવી વ્યક્તિત્વ તેઓનું હતું.



# ૩. પ્રેરણાસ્રોત મહાનુભાવો

પ્રભાતકુમાર દેસાઈના વ્યક્તિત્વનું ઘડતર બાળપણમાં પોતાના દાદાની ગોદમાં થયેલું, માતાનો પ્રેમ મળ્યો ન હતો, બાળપણથી જ તેઓના હૃદયમાં કરૂણાનો ભાવ. કડી સર્વ વિદ્યાલયમાં દાખલ થયા ત્યારે છગનભાનાં પ્રથમ દર્શન થયાં. છગનભાએ કરેલ કાર્યોની છાપ તેઓના ઉપર બાળપણથી રહેલી. આ સમાજસેવાનો જીવ, સમાજને બદલવાની, સમાજ ને સુધારવાની ઝંખના બાળપણથી સક્રિય હતી, તેઓ, કૉલેજમાં ભણતા હતા ત્યારે સૂરજમલજી બોર્ડિંગમાં રહેતા હતા, ત્યારે ડૉ. ગણપતભાઈ પટેલ અને ચંદ્રવદન લશ્કરીના પરિચયમાં આવ્યા હતા, આ બન્નેનું નિર્મળ, નિખાલસ, પવિત્ર વ્યક્તિત્વ હતું. આ બન્નેની કડવા પાટીદાર સમાજમાં આગવી છાપ હતી, પ્રતિષ્ઠા હતી. પ્રભાતકુમારે પોતાના સમાજસેવાના કાર્યોની શરૂઆત આ બે વ્યક્તિઓની છત્રછાયામાં શરૂ કરી. જીવનના અંત સુધી તેઓ આ વ્યક્તિઓને યાદ કરતા જ રહ્યા. આ ઉપરાંત નંદુલાલ મંછારામ શેરદલાલ પોતાની સાથે સહાધ્યાયી તરીકે સૂરજમલજી બોર્ડિંગમાં સાથે કામ કર્યું. સતત દસ વર્ષ સુધી સૂરજમલજી બોર્ડિંગના જોઈન્ટ સેક્રેટરી તરીકે બન્ને સાથે સેવા આપી, નંદુલાલની પણ સમાજમાં મોટી પ્રતિષ્ઠા હતી. આ ઉપરાંત ઉદ્યોગપતિ શ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ અને શ્રીમતી પ્રજ્ઞાબેન સાથે તેઓનો ઘરોબો સંબંધ રહેલો. પ્રભાતકુમાર પાટડી નરેશોની પરંપરાગત પેઢીમાં આવતા હતા ને પ્રજ્ઞાબેન પણ પાટડી દરબારનાં રાજકુંવરી હતાં. આ દંપતીમાં સેવાના ગુણો જન્મજાત હોવાથી પ્રભાતકુમાર આ પરિવારથી આકર્ષાયેલા ને પાટીદાર સમાજના કાર્યક્રમોમાં સતત તેઓની સાથે રહેતા.

સમાજસેવાને પ્રભુસેવા સાથે સેતું બાંધનાર પાટડીના સંત સરયૂદાસજીનું મૂળ નામ ભોગીલાલ. તેઓ પોતે પટેલ હતા. આ સંત પુરુષે સમાજસેવાનાં અસાધારણ કાર્યો કરી બતાવેલાં. આ સંત પ્રત્યે તેઓનો એટલો બધો લગાવ હતો કે એની કલ્પના કરી શકાય નહિ. સંત સરયૂદાસજી ઉપર તેઓએ ખૂબ જ લખ્યું છે, તેઓ માનતા હતા કે આવા સંતપુરુષનું જીવન લોકો સમક્ષ મુકાય તો લોકોમાં સમાજસેવાના ગુણો વિકસે.

પ્રભાતકુમારના જીવનને બદલવામાં જે પાંચ વ્યક્તિઓનો મોટો ફાળો રહ્યો છે, તેઓના સંક્ષેપમાં અહીં પરિચય આપવામાં આવ્યા છે. આ લેખો પ્રભાતકુમારે પોતે જ લખેલ છે.

### ૧. શેરબજારના સિંહ : શ્રી નંદુલાલ મંછારામ

પાટીદાર સમાજના નરકેસરી સ્વ. શ્રી નંદુલાલને યાદ કરો, સ્મરણોને સતેજ કરો. એ સમાજ હિતેચ્છુની સ્મૃતિ-તસવીર નજર સામે ખડી કરો !

આદરપૂર્વક વંદન કરો !

પાટીદાર સમાજના એ તેજસ્વી સિતારાની સ્મૃતિમાં સો સો દીપ પ્રગટાવો ! એમની જીવનસૌરભની યાદમાં ધૂપસળીની ખુશ્બો પ્રસરાવી દો ! હોંશે હોંશે રંગબેરંગી મહેકતાં પુષ્પો પધરાવો એ સમાજસેવકની સ્મૃતિ-તસ્વીર સન્મુખ !

'યોગઃ કર્મસુ કૌશલમ્'ના ગીતાસૂત્રનો જીવનમાં સાક્ષાત્કાર કરનાર, ગુજરાતની વેપારી આલમના પ્રામાણિક, ચારિત્ર્યશીલ, બાહોશ અગ્રણી અને પાટીદાર સમાજના ઉત્થાન માટે અડધી સદી હૈયાની ઊલટથી સેવા આપનાર નીડર, બાહોશ, નિષ્ઠાવાન અગ્રણી સમાજસેવક સ્વ. શ્રી નંદુલાલ મંછારામ શેરદલાલને આપણે

સૌ યાદ કરીએ અને તેમના ઉમદા જીવનમાંથી ભરપૂર પ્રેરણા પામીએ.

એ શક્તિનો ભંડાર હતા, પણ એમની શક્તિ સંયમથી શોભતી હતી. એમની વાણીમાં સત્યનો ટંકાર હતો, પણ એ ટંકારની પાછળ એક સંવેદનશીલ હૈયાનો ધબકાર હતો. 'વજ્રાદપિકઠોરાણિ, મૃદુનિ કુસુમાદપિ' એવું બેનમૂન પ્રતિભા ધરાવતું એમનું જાજરમાન વ્યક્તિત્વ હતું. અનુભવના જાણકારથી સ્પષ્ટ પ્રગલ્ભ વાગ્ધારા, સરળ કુશળ અને સંગીન વહીવટી નિપુણતા, સદાય પ્રફુલ્લ, પ્રેમાળ મુખારવિંદ, ભાવભીની આત્મીયતાથી સામી વ્યક્તિને પોતાની કરી લેવાની અદ્‌ભુત શક્તિ, ગૂંચ ઉકેલવાનું અપ્રતિમ કૌશલ્ય, ડગલું ભરતાં પહેલાંનું એમનું સિંહાવલોકન અને ડગલું ભર્યા પછીની તેમની સિંહ સમી છાતી, ભાવિનું સચોટ અગમદર્શન કરતી આર્ષદષ્ટિ વગેરે પ્રકારની બહુલક્ષી લાક્ષણિકતાઓથી સભર સ્વ. પૂ. નંદુભાઈ સાહેબનું તેજસ્વી વ્યક્તિત્વ મારી નજર સામે આજે જીવતુંજાગતું તરવરે છે.

વાહ, નંદુભાઈ સાહેબ, વાહ ! જનસેવાને પ્રભુસેવા માની સમાજ કલ્યાણી દેવી જગદંબા ઉમાનું કાર્ય માની, અડધી સદી સુધી લગાતાર સમાજસેવા કરીને તમે તો જીવનને ધન્ય બનાવ્યું છે ! આ લોકમાં જ તમે તો પુણ્યનું ભાથું બાંધી લઈ મુક્તાત્મા બન્યા !

પાંત્રીસ પાંત્રીસ વર્ષના પરિચયનાં સ્મરણો ચલચિત્રની માફક નજર સામેથી પસાર થતાં હું આજે જોઈ રહ્યો છું. એમના ધબકતા વાસ્તવિક જીવન અને લાંબે ગાળે સ્મૃતિમાંથી ઊપસી આવેલાં મારાં સ્મરણો એ બંને વચ્ચેનું અંતર માપું છું ત્યારે હૈયું ભરાઈ આવે છે. અને શીતળ છાયા આપતા ઘેઘૂર વડલા જેવા પિતાતુલ્ય વડીલની ખોટ અનુભવું છું. એમનાં સત્કાર્યોને યાદ કરી વાગોળું છું.

**સૂરજમલજી છાત્રાલય : ક્રાંતિનો સિંહગઢ બન્યું.**

સને ૧૯૪૨ના આઝાદીના નિર્ણાયક જંગમાં મહાત્મા ગાંધીજીએ આપેલ 'કરેંગે યા મરેંગે'ના સૂત્રે દેશના યુવાનોમાં અદ્‌ભુત જુસ્સો પ્રગટાવેલો અને એ જુસ્સાના પડઘા સામાજિક ક્રાંતિના ક્ષેત્રે પણ પડયા. દરબાર શ્રી સૂરજમલજી છાત્રાલયના મહામંત્રી શ્રી નંદુભાઈ સાહેબના પ્રોત્સાહનથી, અમદાવાદનાં છાત્રાલયો દરબારશ્રી સૂરજમલજી છાત્રાલય અને કે. પી. વિદ્યાર્થી ભવનના કૉલેજિયન યુવાનોએ સામાજિક ક્રાંતિ અર્થે ડૉ. ગણપતરામ પટેલના નેતૃત્વ નીચે સને ૧૯૪૪માં 'પ્રગતિમંડળ' સ્થાપ્યું. અને ૧૫ ઑગસ્ટ, ૧૯૪૭ના ભારતના સ્વાધીનતા દિને સામાજિક ક્રાંતિનો સિંહગઢ મશાલચી 'ધરતી' માસિકપત્રના પ્રકાશનના શ્રી ગણેશ શ્રી ચંદ્રવદન લશ્કરીના તંત્રીપદે થયા. તે સમયે સૂરજમલજી છાત્રાલય 'સામાજિક ક્રાંતિનો સિંહગઢ' બની ગયેલો. શ્રી નંદુભાઈ સાહેબ ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝાના માનદ્ મંત્રી હતા ત્યારે 'પ્રગતિમંડળ,' 'ધરતી'ને 'કડવા પાટીદાર પરિષદ'ને, 'કન્યા કેળવણી'ને ઉમિયા માતાજીનું શિરછત્ર મળ્યું હતું.

એમની જીવનખૂશ્બો તાજગી આપે છે અને આપતી રહેશે. છાત્રાલયના છાત્ર તરીકે ૧૩ વર્ષ, છાત્રાલયના વહીવટમાં તેમની સાથે સહમંત્રી તરીકે ૧૦ વર્ષ અને તે સિવાયનાં ૧૨ વર્ષ, એમ કુલ ૩૫ વર્ષ ની નિકટતા પછી આજે એક સેનાની ચાલ્યો ગયો હોય અને સૈનિક તેમના હુકમની રાહ જોઈ રહ્યો હોય એવો ભાવ મારા હૃદયમાં ઊપસી રહ્યો છે. રાહબર વિનાના રાહીની સ્થિતિનો આજે મને અનુભવ થાય છે.

એમની જન્મશતાબ્દી પ્રસંગે, આપણે સૌ સમાજસેવાનાં વધુ કાર્યો કરવા માટેનું વ્રત લઈને આપણા એ નરકેસરીને શ્રદ્ધાંજલિ અર્પીએ.

**ગુરુજી પ્રણામ ! મારા લાખ લાખ પ્રણામ !!**

**ભોમિયા વિના મારે ભમવાતા ડુંગરા,**
**જંગલની કુંજ કુંજ જોવી હતી.**
**જોવાતા કોતરો ને જોવીતી કંદરા**
**રોતાં ઝરણાની આંખ લ્હોવી હતી....**

**- ઉમાશંકર જોશી**

**કડી (ઉ.ગુ.)માં કઠણ તપશ્ચર્યા કરી જ્ઞાનગંગા વહેવડાવનાર :**

**૨. પૂજ્ય છગનભા**

**જન્મ : ૧૮૬૬, સ્વર્ગવાસ : ૧૯૪૪**

મહેસાણા જિલ્લા કલોલ તાલુકાના સરઢવ ગામના વતની શ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલ ભણેલા તો બે ગુજરાતી ચોપડી, પણ પૂર્વજન્મના સંસ્કારી જીવ એટલે ધર્મ પ્રત્યે ચિત્ત વિશેષ. તેમણે વેદાંતનું જ્ઞાન જીવનમાં ઉતારેલું. તેઓએ અભણ માણસો સમજે તેવી રીતે વેદાંત વિષે વાતો કરેલી. ૫૬ વર્ષે સંન્યાસ લઈ પ્રભુભક્તિમાં જીવન ગાળવું અને કાયાનું કલ્યાણ કરવું, આમ વિચારી સંન્યાસી થવા છગનલાલ તૈયાર થયા. પણ એક સંન્યાસીએ છગનલાલને સમાજમાં કેળવણી વધે એવું કાર્ય કરવાની સલાહ આપી.

ઉત્તર ગુજરાતની પ્રજા એ વખતે પછાત હતી, ગરીબ હતી, એના ઘણા બધા સામાજિક પ્રશ્નો હતા. એ બધાના મૂળમાં કેળવણીનો અભાવ હતો. છગનલાલને પેલા સંન્યાસીની સલાહ યોગ્ય લાગી.

કડીમાં સ્ટેશન સામે પૂ. છગનભાએ કેળવણી વધારવા માટે આકરી તપશ્ચર્યા કરી. સને ૧૯૨૧-૨૨માં કેળવણી સંસ્થામાં બીજ છાત્રાલય રૂપે છગનભાના હાથે વવાયાં.

તે સમયે દાન મેળવવું એ લોઢાના ચણા જેવું કઠિન કાર્ય હતું. છગનભાએ મૂઠી ધાનનું દાન લેવાની નજીવી માગણીની શરૂઆત કરી.

છગનભાએ છાત્રાલયની સાથે અંગ્રેજી શાળા સર્વ વિદ્યાલય શરૂ કરી. તેમાં વણાટકામ, સુથારીકામ જેવા ઉદ્યોગો શરૂ કર્યા. સને ૧૯૩૪ સુધી સર્વ વિદ્યાલય કડીમાં મેટ્રિકનો વર્ગ નહતો. છાત્રાલયના છાત્રોને દૂધ ખાવા ગૌશાળા શરૂ કરી, ગૌશાળાની ગાયોના ઘાસચારા માટે ખેતી શરૂ કરી.

છગનભા રજાઓમાં વિદ્યાર્થીઓને સામાજિક પ્રશ્નો અંગે પ્રચાર કરવા પણ ગામડાઓમાં લઈ જતા. ગામડાની માતાઓ, બહેનો વિદ્યાર્થીઓને ભોજન કરાવતી. સમાજ અને સમાજના વિદ્યાર્થીઓ વચ્ચે આમ સ્નેહની કડી બંધાઈ હતી.

પૂ. છગનભાની ઊભી કરેલી સર્વ વિદ્યાલય અને પાટીદાર આશ્રમમાં સને ૧૯૩૧-૩૨, સને ૧૯૩૨-૩૩, સને ૧૯૩૩-૩૪ ત્રણ વર્ષ સુધી પ્રભાતકુમાર દેસાઈએ અભ્યાસ કરેલો.

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ આ સંસ્થાની તા. ૨૭-૯-૧૯૨૯ની યાદગાર મુલાકાત પ્રસંગે કહેલું : ‘‘આ સંસ્થા પાસે પૈસા નથી તે સારું છે. સમાજ એને પોષશે.’’

પૂ. છગનભાની જ્ઞાનગંગા વહેવડાવવાની કઠણ તપશ્ચર્યા આજે ખૂબ ફૂલીફાલી છે. દીકરાઓ સાથે દીકરીઓ પણ ભણતી થાય એ માટે છગનભાએ પાટીદાર આશ્રમમાં દીકરીઓ માટે કન્યા છાત્રાલય શરૂ કરેલું પણ છગનભાને સફળતા નહીં મળેલી. સર્વ વિદ્યાલય કેમ્પસ-કડી, સર્વ વિદ્યાલય કેમ્પસ-ગાંધીનગર, નવીન સર્વ વિદ્યાલય -વડનગર અને મહેસાણા જિલ્લાની શિક્ષણ સંસ્થાઓને પ્રેરણા આપતી સર્વ વિદ્યાલયે જ્ઞાનગંગાના પ્રવાહને પુષ્ટ કર્યો છે.

પૂ. છગનભાનું તપ ખૂબ ફળ્યું છે. છગનભા સ્વર્ગવાસી થયા પણ છગનભાની જ્ઞાનગંગા આજે ધોધમાર વહી રહી છે.

છગનભાની સાથે કડી છાત્રાલયમાં પ્રભાતકુમાર રહ્યા હતા, તેઓને પ્રત્યક્ષ જોયેલા, તેઓની સાથે વાતો કરતા. છગનભા પાસેથી તેઓને કન્યા કેળવણીના પ્રચાર-પ્રસારનું બળ મળ્યું હતું. એકવાર છગનભાએ કહેલું કે, "સમાજના દીકરાઓ ભણે અને દીકરીઓ અભણ રહે - એવું સમાજનું એક પૈડાનું ગાડું કેમ ચાલે ?" આ વાત પ્રભાતકુમારના હૃદયમાં સોંસરી ઊતરી ગયેલી, ને તેઓએ કન્યા કેળવણીનો આજીવન પ્રચાર કર્યો. કન્યા કેળવણીનું બળ છગનભાએ આપેલું.

**અમદાવાદમાં ધર્મગંગા વહેવડાનાર, સમાજસેવાનો પ્રભુસેવા સાથે સેતુ બાંધનાર, પાટડીના વતની પરમ ધર્મપુરુષ :**

### ૩. આદર્શ સંત સરયૂદાસજી

આજથી ૧૫૧ વર્ષ પહેલાં ઈ.સ. ૧૮૪૮માં જન્માષ્ટમીના દિવસે માતા ગંગાબેનની કૂખે એક પુત્રનો જન્મ થયો-કહો કે, પાટડીની ભૂમિ પર એક મહાત્માનાં પુનિત પગલાં થયાં. એમનું મૂળ નામ ભોગીલાલ. પિતા પ્રભુદાસ અને માતા ગંગાબેન બંનેય સદાચારી ભકત હતાં. તેઓ દુઃખી પર ખૂબ દયા રાખતાં અને ભૂખ્યાને અન્ન આપવામાં સર્વોત્તમ પુણ્ય માનતાં. માતા ગંગાબેન પાટડી દરબારશ્રીના ભાયાત રણછોડભાઈની દીકરી થતાં હતાં.

ભોગીલાલ બાલ્યાવસ્થામાં મોસાળમાં રહેતા, જ્યાં પડોશમાં રહેતા વજા ભગત તથા જોઈતારામ ભગતના સત્સંગથી એમનામાં ભક્તિરસના અંકુર ફૂટ્યા હતા. ભોગીલાલે સાત ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો.

મોટી ઉંમરે ભોગીલાલ મામાની અનાજની દુકાને બેસતા, પણ કેમે કરીને વેપારમાં એમનું ચિત્ત ચોંટે જ નહિ. એક વખત સાયંકાળની આરતીનો ઘંટારવ કાને પડતાં ધૂનમાં ને ધૂનમાં દુકાન ખુલ્લી મૂકીને મંદિરે પહોંચી ગયેલા. ભજન-કીર્તન હોય ત્યાં એ ઉમળકાભેર દોડી જતા.

એકવાર પાંચેક સાધુઓ ફરતા ફરતા પાટડીમાં ખરા બપોરે આવી પહોંચ્યા. સાધુઓને આવા કસમયે ભિક્ષા ક્યાંથી મળે ? ભોગીલાલ સાધુઓની આ મૂંઝવણ પામી ગયા અને તેમને છાંયે બેસાડી 'ભિક્ષાની વ્યવસ્થા હું કરું છું.' એવું કહેતાંની સાથે એ ઘેર દોડી આવ્યા. ઘરમાં થોડોક જ આટો હતો. એથી એ જાતે દળવા બેસી ગયા અને પછી આટો લઈને એ ઝટપટ સાધુઓની પાસે પહોંચી ગયા. સાધુઓને ભિક્ષા આપી દંડવત્ પ્રણામ કર્યા.

ભગવાનદાસ નામના એક સંત પાટડીમાં પધાર્યા. ભોગીલાલે પોતાને શિષ્ય બનાવવા આ સંતને નમ્રતાપૂર્વક વિનંતી કરી.

સંતે ભોગીલાલની સાંસારિક હકીકત જાણી કહ્યું : 'તું પરણેલો હોઈ તારી પત્ની અનુમતિ આપે તો જ તને શિષ્ય બનાવી શકાય.'

તે વખતે ભોગીલાલની પત્ની બિમાર હોવાથી તેના પિયર લીમડીમાં આરામ પર હતી. તેથી ભોગીલાલ તાબડતોબ લીમડી પહોંચ્યા. તેમણે પત્નીને કહ્યું : "મને સંસારમાં કંઈ જ રસ નથી. મારે તો સન્યાસ લેવો છે. તું દયા કરીને મને તે માટે સંમતિ આપ. પરમાત્મા તારું અને મારું બંનેનું કલ્યાણ કરશે." ભોગીલાલની ઉત્કટ ધર્મ પરાયણતા જોઈ તેમની પત્નીએ સન્યસ્ત લેવા માટે સંમતિ આપી. પત્નીને છેલ્લાં વંદન કરી એ પેલા ગુરુ ભગવાનદાસની શોધમાં ચાલી નીકળ્યા.

જતાં જતાં વણોદ ગામે ગુરુનો ભેટો થઈ ગયો. ગુરુને દંડવત્ પ્રણામ કરી ભોગીલાલે કહ્યું, "મહારાજશ્રી, મારી પત્નીએ સન્યસ્ત માટે સંમતિ આપી છે. હવે કૃપા કરી મને દીક્ષા આપો." ગુરુએ ભોગીલાલને વિધિપૂર્વક દીક્ષા આપી. અને તેમનું નામ સરયૂદાસ રાખ્યું.

ભગવા વેશે એ પાટડી આવ્યા ત્યારે તેમના મામાએ તેમને સંસારમાં પાછા ખેંચવા થાય એટલું દબાણ કર્યું. પણ એમની અડગતા આગળ સૌ લાચાર બન્યાં.

ફરતા ફરતા સરયૂદાસજી અમદાવાદ આવ્યા. લોકો એમનાં હૃદયસ્પર્શી કથા-કીર્તન સાંભળી ખૂબ જ આકર્ષાયા. એમના પ્રભુમય, વૈરાગ્યપૂર્ણ, જીવનમાત્ર પ્રત્યેના દયાભાવથી સદાય નિર્ઝરતા, પવિત્ર અને સાદગીભર્યા જીવનનું સાનિધ્ય લોકો ખૂબ ઝંખવા લાગ્યા. પરિણામે એમના ભક્તોએ જ સરયુમંદિર, આશ્રમ અને ગૌશાળા પ્રેમદરવાજા પાસે ઊભાં કરી દીધાં. તેઓ જીવનના અંતકાળ સુધી આ સ્થળે રહ્યા અને જનતાને ધર્માભિમુખ કરવામાં, ઉચ્ચ સંસ્કારોનું સિંચન કરવામાં અને જનતાના દુઃખમાં સહભાગી બનવામાં પોતાનું સમગ્ર જીવન સમર્પી દીધું. "વૈષ્ણવજન તો તેને રે કહીએ જે પીડ પરાઈ જાણે રે" - નરસિંહ મહેતાના કથન મુજબ તેઓ સાચા વૈષ્ણવજન હતા.

એક વખતે તેઓ ડાકોર જતા હતા ત્યારે રેલવેના ડબામાં તેમની બાજુમાં બેઠેલો એક પઠાણ તેમને પગથી અડપલાં કરી રહ્યો હતો. સંતને થયું કે, એ બિચારાના પગે કંઈક કળતર થતી હશે એટલે એ દુઃખનો માર્યો, પગ આઘા-પાછા કરતાં મને એનો પગ અડકી જતો હશે. પઠાણનું દુઃખ હળવું કરવા આ સંત તો તેની પગચંપી કરવા બેસી ગયા. ત્યારે સંતના પગે પડી પઠાણે કહ્યું : "રહને દો મહારાજ, રહને દો. મેરી કુસૂર માફ કર દો. આપ સિર્ફ ઇન્સાન નહીં, લેકીન ખુદાકા પ્યારા ઓલિયા હૈ."

પુરાણી મહારાજ મંદિરમાં કથા કરતા હતા. સખત ગરમીને લીધે તેમને પરસેવે રેબઝેબ થયેલા જોઈને વીંજણો લાવી સંત તો પુરાણી મહારાજને પવન નાંખવા બેસી ગયા.

એકવાર ભંગીઓએ હડતાળ પાડી જાજરૂ ગંધાઈ ઊઠ્યાં. પરોઢિયે ત્રણવાગે ચૂપચાપ ઊઠી જઈ સંતે જાજરૂ સાફ કરી નાખ્યાં.

કોઈના ચઢાવ્યા ચઢી એકવાર ગુંડાઓ સંતને લાકડીઓ લઈ મારવા આવ્યા. ત્યારે સંત ભગવાનની આરતી ઉતારી રહ્યા હતા. ગુંડાઓને જોઈ, પીઠ ફેરવી તેમણે ગુંડાઓની પણ આરતી ઉતારી. તેથી ગુંડાઓનું સહસા હૃદયપરિવર્તન થઈ ગયું ને સંતની ક્ષમા માગી તેઓ સંતના ભક્ત બની ગયા.

તાવથી પીડાતા એક કઠિયારાનો લાકડાનો ભારો પોતે માથે ઉપાડી બજારમાં વેચી આવ્યા અને ભારાના ઉપજેલા પૈસા કઠિયારાના હાથમાં મૂકી દીધા.

એક દિવસ તેઓ નદીએ નહાવા જતા હતા. રસ્તામાં તેમણે એક ઘવાયેલા ગધેડાને પડેલા ઘામાં સડો થવાથી ખૂબ પીડાતું જોયું. ઘા સાફ કરી સંતે તેના ઘા પર પાટો બાંધી દીધો.

છપ્પનિયા દુષ્કાળમાં લોકોને ભૂખથી પીડાતા જોઈ સંતનું હૃદય ખૂબ દ્રવી જતું. તેઓ દરરોજ ૨૫ મણ લોટના રોટલા કરાવતા અને દરેક વ્યક્તિને એક શેર લોટના રોટલા અને પાશેર દાળ આપતા. આસપાસના વિસ્તારની બહેનો સેવાર્થે રોટલા ઘડી આપતી અને દાળ બનાવી આપતી. ખેડૂતો અનાજ ઉઘરાવી લાવીને ગાડે ગાડાં ઠાલવતા. આમ સરયૂમંદિર લોકસેવાનું એક મહાન તીર્થ બની ગયું હતું.

સંતનાં પૂર્વાશ્રમનાં બહેન જમનાબેનને અમદાવાદમાં પરણાવેલાં. તે આંખે અંધ અને ગરીબ સ્થિતિનાં હતાં. સંતના એક ભક્ત ત્રિકમભાઈએ દર વર્ષે સો રૂપિયા જમનાબેનને આપવા ઈચ્છા બતાવી. સંતે ત્રિકમભાઈને તો કંઈ ન કહ્યું, પણ જમનાબેનને કહ્યું : 'એવી મદદ લેવા કરતાં તો રોજ કોઈના ઘઉં દળીને જે મજૂરી મળે તેનાથી પેટ ભરવું સારું.' અને જમનાબેને એમ જ કરીને જિંદગી ગૌરવપૂર્વક પૂરી કરી.

શિયાળાની ઠંડીના સમયમાં કોઈ એમને ઓઢવા માટે કાંબળો આપે તો મોડી રાત્રે કડકડતી ઠંડીથી ધ્રુજતા કોઈ ગરીબ માનવીને તે ઓઢાડી આવતા.

એક ભક્તે તેમને ભોજન માટે બોલાવ્યા. એમની સાથે જમવા બેઠેલા સૌ દૂધપાકનું જમણ જમવા લાગ્યા ત્યારે સંતે પોતાની ઝોળીમાંથી રોટલો કાઢી આરોગ્યો. આ જોઈ યજમાનને દુઃખ લાગ્યું. ત્યારે સંતે કહ્યું : "માઈ, માફ કરો. તમે દુઃખ ન લગાડશો. ઈશ્વરભજન કરનારે તો સાદો ખોરાક જ ખાવો જોઈએને !"

એક વિધવા ડોશીમા. એમને સંતાન નહિ. જેઠના દીકરા હતા, પણ તેમની સાથે રાગ નહિ. એટલે પોતાને રહેવાના ઘર ઉપરાંત એક બીજું વધારાનું ઘર હતું તે મંદિરને અર્પણ કરવા સંતને વાત કરી. સંતે ડોશીમાને કહ્યું : "માજી, મંદિરને ઘરની કંઈ ખોટ નથી. એના કરતાં ઘરની જરૂરિયાતવાળા તમારા કુટુંબના છોકરાને જ આ ઘર આપી દો તો પ્રભુને બહુ ગમશે." પણ ડોશીમાએ તો મંદિરને જ ઘર આપવાનો આગ્રહ રાખ્યો. છેવટે સંતે ઘર સ્વીકાર્યું પણ ડોશીમાના જેઠના છોકરા અને ડોશીમા વચ્ચે સંતે રાગ પણ કરાવી દીધો. આમ આ સંતની નિશ્રામાં સંસારીઓ દુઃખમુક્ત થતા અને તેમની સંસારવાટિકા પ્રેમથી સિંચાઈને નવપલ્લવિત થતી. સમાજસેવાનો પ્રભુસેવા સાથે સેતુ બાંધનાર, આ એક વિરલ સંત હતા.

કહેવાય છે કે, આ સંતે કોઈ આકસ્મિક કારણે નિયત સમયે જ્યારે કથા કરવા આવી શકતા નહિ, ત્યારે ભક્તને આધીન ભગવાન ખુદ તે સમયે કથા કરી જતા.

એક જ સમયગાળામાં થઈ ગયેલ ધર્મપુરુષ દરબારશ્રી સૂર્યમલસિંહજી પાટડીના રાજર્ષિ હતા, તો સંત સરયૂદાસજી બ્રહ્મર્ષિ હતા.

આવા, જનસેવાના ભેખધારી, દુખિયાના બેલી, સંસ્કાર ઘડવૈયા, પરમ પ્રભુભક્ત સંત સરયૂદાસજી સને ૧૯૧૨, સંવત ૧૯૬૮ના કારતક વદ ૩ના દિને ધ્યાનાવસ્થામાં નશ્વર દેહનો ત્યાગ કરી પ્રભુચરણ પામ્યા હતા. તેઓશ્રીના અંત્યેષ્ટી સંસ્કાર સમયે લગભગ ૨૦,૦૦૦ વીસ હજાર જેટલા ભાવિક ભક્તો ભાવભીની શ્રદ્ધાંજલિ અર્પવા સાબરમતીના કિનારે એકત્ર થયા હતા. સંતના માનમાં અમદાવાદના પાંચ કૂવા કાપડ

મહાજને પાકી પાળેલી. સંતના જન્મના ૧૫૧મા વર્ષે પાટડી દરબાર સાહેબ પૂ. કિશનસિંહજી અને પાટડી બંધુસમાજ-અમદાવાદના પ્રમુખશ્રી દરબારશ્રી કરણીસિંહજી અને ભાઈઓ તરફથી રૂા. ૫૧,૦૦૧/-ના ઉદાર દાનથી પાટડીમાં પાંચ હાટડી પાસેના જાનરાયજી મંદિર સામે સંતની આરસની પ્રતિમા (બાવલુ) ઈ.સ. ૨૦૦૦માં ખૂલ્લુ મૂકાયું. પાટડીના પાંચ હાટડીથી પસાર થતા રાજમાર્ગને સંત સરયૂદાસજી માર્ગ નામ આપવાનું તેમજ જાનરાયજી મંદિર પાસેથી જગ્યા સંતની પ્રતિમા મૂકવા માટે ફાળવીને પાટડી ગ્રામ પંચાયતના સરપંચશ્રી નવનીતભાઈ અને ઉપસરપંચશ્રી ભાવસાર તેમજ પંચાયતના સભ્યોએ પાટડીની જનતાની સંત પ્રત્યેની ધાર્મિક ભાવનાને ખૂબ માન આપ્યું છે. તેમને ખૂબ ખૂબ ધન્યવાદ.

**૪. ડૉ. ગણપતરામ પટેલ**

**જન્મ : ૩-૧૦-૧૯૦૩, સ્વર્ગવાસ : ૯-૬-૧૯૭૯**

ડૉ. ગણપતરામ પટેલ સાથે સૌથી પ્રથમ પરિચય પ્રભાતકુમારનો સૂરજમલજી બોર્ડિંગમાં થયેલો, તે પ્રસંગ આ પુસ્તકમાં મૂકયો છે. તેઓ જ્યારે પહેલીવાર મળ્યા, વિદેશમાં ભણીને પાછા આવેલા, આટલી મોટી વ્યક્તિમાં નિરાભિમાન, નિખાલસતા ને સેવાની ભાવના જોઈને પ્રભાતકુમાર તેઓના પ્રત્યે આકર્ષાયા. ને તા. ૯-૬-૧૯૭૯માં મૃત્યુ પામ્યા ત્યાં સુધી તેઓને મળતા રહ્યા ને સાથે કામ કરતા રહ્યા.

કડવા પાટીદાર સમાજમાં તેઓ પ્રથમ આંખના સર્જન ડૉક્ટર હતા.

૧૯૩૪માં આંખના ડૉક્ટર તરીકે અમદાવાદમાં પ્રેક્ટિસ શરૂ કરી. ૧૯૩૪ થી ૧૯૩૮ સુધી બાઈ પાર્વતી હિન્દુ આંખની હૉસ્પિટલમાં આંખના ઓનરરી સર્જન તરીકે કાર્ય કર્યું. ૧૯૩૯થી સિવિલ હૉસ્પિટલમાં આંખના ઓનરરી સર્જન તરીકે સેવા આપી.

૧૯૩૮થી ડૉક્ટર સાહેબે આંખની હૉસ્પિટલ ચલાવવાનું શરૂ કરેલું. દરરોજનો માત્ર એક આનો ફી. હૉસ્પિટલમાં રહેનાર દર્દી પાસેથી દરરોજના માત્ર ૦-૮-૦ લેવામાં આવતા. ગરીબ દર્દીઓને મફત સારવાર આપતા.

૧૯૪૯માં અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં શાહપુર વોર્ડ તરફથી ડૉ. સાહેબ ચૂંટાયેલા. તેઓએ મ્યુનિસિપાલિટીમાં સેનેટરી કમિટીના ચેરમેન તરીકે કાર્ય કરેલું.

રા.સા. લલ્લુભાઈ કરસનદાસ ટ્રસ્ટના ટ્રસ્ટીઓના બોર્ડના ચેરમેન તરીકે ડૉક્ટર સાહેબે સેવા આપેલી.

શાહપુર હનુમાન વ્યાયામ શાળાના ઉપપ્રમુખ તરીકે તેમણે કાર્ય કરેલું.

શાહપુર કેળવણી મંડળ સંચાલિત બાલમંદિરના પ્રમુખ તરીકે તેમણે સેવા આપેલી.

**પાટીદાર સંસ્થાઓના સુકાની**

અખિલ કડવા પાટીદાર પ્રગતિ મંડળના પ્રમુખ.

અમીન પુ.જ. કડવા પાટીદાર વિદ્યાર્થી ભવનના માનદમંત્રી તરીકે સેવા આપી હતી. શ્રી કડવા પાટીદાર કેળવણી સંસ્થાના માનદમંત્રી તરીકે સેવા આપેલી. તેમના મંત્રી પદ દરમ્યાન ૩,૭૫,૦૦૦નું ભંડોળ સંસ્થાએ કરેલું.

શ્રી ચરોતર પાટીદાર મંડળ, શ્રી ઉત્તર ગુજરાત પાટીદાર મંડળ, શ્રી દસકોશી કડવા પાટીદાર મંડળ વગેરે સંસ્થાઓને ડૉક્ટર સાહેબનું માર્ગદર્શન મળ્યું હતું.

ડૉ. ગણપતરામ મહાગુજરાત આંદોલનના સત્યાગ્રહી હતા તેઓએ સત્યાગ્રહ કરીને જેલવાસ ભોગવેલો, ને તેઓની સાથે પ્રભાતકુમારે પણ મહાગુજરાત આંદોલન સમયે જેલવાસ સેવ્યો હતો.

**ડૉ. સાહેબે જ્યોતિ પ્રગટાવી**

અમદાવાદમાં નવરંગપુરા ટ્રસ્ટના મકાનમાં કન્યા છાત્રાલય ઊભું કરવામાં ડૉ. સાહેબે ખૂબ ઉત્સાહ બતાયેલો. દીકરીઓ ભણશે તો સમાજની સૂરત પલટાઈ જશે. સેંકડો કન્યાઓ આ કન્યા છાત્રાલયમાં રહીને ભણતી થઈ છે. અસંખ્ય ગામડાંઓમાં આ જ્યોતિનો પ્રકાશ ફેલાયો છે. ડૉક્ટર સાહેબ આ કન્યા છાત્રાલયના પ્રમુખ સ્થાને હતા. કન્યા કેળવણી વૃદ્ધિ પામે તેમાં તેમને ખૂબ રસ હતો.

ડૉ. ગણપતરામ માનતા હતા કે, "પાટીદાર લગ્ન પાછળ પૈસાનો ધુમાડો ન કરે, બારમાં કરવામાં પોતાનાં ખેતર અને ખોરડાં ન વેચે. પૈસાની કિંમત સમજે. પૈસા બચાવીને પોતાની દીકરીઓને-દીકરાઓને ભણાવે. કન્યા વિક્રય અને વર વિક્રયના પાપમાંથી છૂટે. ઊંચ-નીચના ભેદભાવ મિટાવી દેવામાં આવે. ગોળનાં કુંડાળાં તોડીને પાટીદાર બહાર આવે ને દુનિયા ઘણી મોટી છે એ સમજે. સમસ્ત પાટીદારનું ઐક્ય રચાય તો પાટીદાર પછાત છે એવું કહેવું કે સાંભળવું નહિ પડે."

આપણે પ્રત્યાઘાતી વિચારો છોડી દઈને સાચા દિલથી ખંતપૂર્વક કામ કરીશું તો પાટીદારનું સ્થાન મોખરે રહેશે એવી મને શ્રદ્ધા છે. આ બધું કરીએ તો પાટીદારના ગૃહજીવનમાં રોશની છવાઈ જાય.

**કડવા પાટીદાર પરિષદ**

ડૉ. પીતાંબરદાસના પ્રમુખસ્થાને સને ૧૯૦૯માં વિરમગામ મુકામે પ્રથમ ક.પા. પરીષદ મળી હતી. આ પરીષદના ફળ સ્વરૂપે ૧૪-૧૫ મે, ૧૯૪૯માં ક.પા. પરિષદ-ઊંઝા, અધિવેશનના પ્રમુખ તરીકે ડૉ. ગણપતરામ પટેલનું સુંદર માર્ગદર્શન મળ્યું હતું. આ પરીષદની ફળશ્રુતિ સ્વરૂપે આજે ઊંઝામાં કન્યાઓને કૉલેજ શિક્ષણ મળી રહ્યું છે.

ડૉ. ગણપતરામ અને ચંદ્રવદન લશ્કરી સાથે પ્રવાસમાં પ્રભાતકુમાર ફરતા ત્યારે તેઓ કહેતા, "અમારા કાફલામાં બે મુસાફરો - ડૉક્ટર હતા દયાળુ, લશ્કરી મહાત્યાગી."

## ધરતીના ભૂતપૂર્વ તંત્રી અને લોકસેવક

**૫. શ્રી ચંદ્રવદન લશ્કરી**

'ધરતી'ના ભૂતપૂર્વ તંત્રી અને લોકસેવક શ્રી ચંદ્રવદન દુર્ગાપ્રસાદ લશ્કરીનું તા.૮-૭-૧૯૭૬ના રોજ રાત્રે નવ વાગતાં ૫૪ વર્ષની ઉંમરે અકાળે દુ:ખદ અવસાન થયું હતું.

**કાપડ ઉદ્યોગની પહેલ કરનાર કુટુંબ**

લશ્કરી કુટુંબ એટલે લગભગ સવાસો વર્ષની ગર્ભશ્રીમંતાઈ. એ આ જ કુટુંબ છે કે જેણે અમદાવાદ શહેરમાં કાપડ ઉદ્યોગની પહેલ કરી હતી. આવા ખ્યાતનામ કુટુંબમાં શ્રી ચંદ્રવદન લશ્કરીનો તા. ૩-૧૧-૧૯૨૨ના દિને જન્મ થયો હતો.

ગાંધીજીએ આપેલી તાલીમ સાર્થક કરી.

તેઓશ્રી અમદાવાદની ગુજરાત કૉલેજમાંથી બી.એસ.સી. થયા હતા. અભ્યાસ પૂરો થતાં જ તેઓશ્રી સને ૧૯૪૫-૪૬માં પૂ. મહાત્મા ગાંધીજીના સેવાગ્રામ આશ્રમમાં પહોંચી ગયા હતા.

પૂ. મહાત્મા ગાંધીજી પાસે લોકસેવાની તાલીમ લઈને આવ્યા પછી સને ૧૯૫૦ થી ૧૯૬૨ સુધી અમદાવાદ જિલ્લાના નાનકડા ચિલોડા-સાબરપુરા ગામે લોકસેવાર્થે સહકુટુંબ રહ્યા. શ્રી ચંદ્રવદન અને તેમનાં ધર્મપત્ની શ્રી તિલોત્તમાબેન બંનેય ચિલોડા અને તેની આસપાસનાં ગામડાઓમાંથી અભણ ગરીબ બાળકોને શિક્ષણ આપવા ફાર્મ ઉપરના પોતાના નિવાસસ્થાને લઈ આવતાં. લશ્કરી દંપતિ આ ગરીબ બાળકોને સાફસૂફ કરતાં અને શિક્ષણ આપતાં મેં જ્યારે નજરોનજર જોયેલાં ત્યારે મને એમ થયેલું કે, અહીં શ્રીમંતાઈની કૂખે સેવાએ જન્મ ધારણ કર્યો છે અને તેથી શ્રીમંતાઈનું મૂલ્ય અનેકગણું વધી ગયું છે. પૂ. મહાત્માજીએ આપેલી લોકસેવાની તાલીમ આ લશ્કરી દંપતિએ સાર્થક કરી બતાવી છે.

**સર્વોદય કાર્યકર**

પૂ. મહાત્માજીના દેહવિલય પછી પૂ. વિનોબાજી પાસેથી લોકસેવાની વધુ પ્રેરણા તેમને મળી રહી પૂ. વિનોબાજીના ભૂદાન સર્વોદય આંદોલનમાં શ્રી ચંદ્રવદન લશ્કરીએ સક્રિય કાર્ય કરી ગુજરાતભરના સર્વોદય કાર્યકારોમાં અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

**છાયામેવ પ્રતિગચ્છામિ**

'છાયામેવ પ્રતિગચ્છામિ'એ રીતે શ્રી તિલોત્તમાબેન ચંદ્રવદનભાઈની સેવાભાવનાને વધુ ને વધુ ઉત્તેજતાં રહ્યાં છે. દુઃખીજનોને સહાયરૂપ બનવા માટે તેમણે પોતાના દરદાગીના પૂ. વિનોબાજીને ચરણે ધરી દીધા હતા.

પૂજ્ય રવિશંકર દાદાની સાથે રહીને શ્રી લશ્કરીએ બિહાર અને ગુજરાતના દુષ્કાળ અને રેલ રાહતના કાર્યમાં તનતોડ સેવા આપી હતી.

આખું જીવન તેઓનું લોકસેવામાં પસાર થયું. પ્રભાતકુમાર ઉપર ચંદ્રવદન લશ્કરીની મોટી અસર હતી, ગુજરાતના ગામડાઓમાં તેઓની સાથે જતા, હાથમાં થાળી વગાડીને લોકોને એકત્ર કરતા. ચંદ્રવદન પોતે પોતાનાં કપડાં જાતે જ ધૂએ, પગમાં ચંપલ પહેર્યા વિના બધે ફરે. વિનોબાજી અને ગાંધીજીના જેવી જ સાદગી તેઓના જીવનમાં હતી.

ઉપરના પાંચ મહાનુભાવોનો પ્રભાતકુમાર ઉપર ભણતા હતા ત્યારથી પ્રભાવ હતો, પણ જ્યારે તેઓ સમાજ સેવાના ક્ષેત્રમાં પ્રવેશ્યા ત્યારે શ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ, શ્રીમતી પદ્માબેન જયકૃષ્ણ, આચાર્ય પોપટલાલ ગુલાબચંદ, શ્રી રતિભાઈ અમીન, શંકરભાઈ રામદાસ પટેલ, શ્રી પીતાંબર પટેલ, શ્રી ઈશ્વર પેટલીકર, શ્રી ઈશ્વર હ. પટેલ, શ્રી કેશુભાઈ વિઠ્ઠલદાસ પટેલ, શ્રી મણિભાઈ પટેલ (મમ્મી), શ્રી પુરુષોત્તમદાસ પટેલ (દાસકાકા), શ્રી સાંકળચંદ પટેલ (વિસનગર), સ્વ.શ્રી ગણેશભાઇ શિવાભાઈ પટેલ, ડૉ.લીલાબેન પટેલ, શ્રી હર્ષદભાઈ અને શ્રીમતી હંસાબેન પટેલ, શ્રી ચતુરભાઈ કુ. પટેલ, પ્રિ.ચતુરભાઈ પટેલ, વાડીભાઈ જોઈતારામ પટેલ (અનારા), મગનભાઈ પટેલ (ધારાસભ્ય માંડલ), શ્રી શંકરલાલ ગુરૂ, શ્રી જોઈતારામ ચોક્સી, શ્રી લક્ષ્મીકાન્ત ભગુભાઈ, શ્રી ભુરાભાઈ ખોડીદાસ પટેલ, ગોવિંદભાઈ ઘંટી અને પાર્વતીબેન ઘંટી,

ગોરધનભાઈ બેચરભાઈ પટેલ (વડોદરા), ધનાભાઈ હરગોવિંદદાસ પટેલ, ડૉ. મફતલાલ પટેલ, પાટડીના ધારાસભ્યશ્રી દિલીપસિંહજી, ડૉ. મંગુભાઈ પટેલ, આ ઉપરાંત અમરેલીના રામભાઈ ભૂરાભાઈ, ઉપલેટાના ભોવાનભાઈ ગોકળભાઈ, ધ્રાંગધાના ગણેશભાઈ જીવાભાઈ પટેલ, દંતાલીના સ્વામી સચ્ચિદાનંદજી મહારાજ, સાણંદના બળદેવભાઈ ડોસાભાઈ પટેલ, પ્રિ. નાથાલાલ દેસાઈ (બાવળા), રતિભાઈ પટેલ (બાવળા), શ્રી રણછોડભાઈ પટેલ (લાડોલ) વગેરે સાથે તેઓનો વિશેષ સંબંધ હતો. આ સિવાય પણ તેઓ ભીમબાપા (મોટી વાવડી), પૂ. બ્રહ્માનંદ સાગર (વડોદરા), ગોવિંદજી વાછાણી (કોલકી), શ્રી લક્ષ્મણભાઈ ઉધરેજા, નારાયણભાઈ લીંબાણીના ચાહક અને ભકત હતા.

સમાજસેવાનું કાર્ય કરનારા લોકો પ્રત્યે તેઓનો અહોભાવ હતો. પોતે વિનોબાજી અને ગાંધીજીની વિચારધારાને વરેલા હતા. તેઓને એવા વ્યક્તિ ગમતા કે જેઓ સમાજ વચ્ચે રહીને કોઈ પ્રકારના ઢોંગ વિના કે ડોળ વિના સેવાના કાર્યો કરતા હોય. ખોટા જૂઠા ને ગોળ ગોળ વાતો કરીને સમાજને છેતરનારાઓથી તેઓ સતત દૂર રહેતા. જે પોતે નિયમો પાળે નહિ, ને માત્ર વાતો કરે, ભાષણો કરે, આવા લોકો તેઓને ક્યારેય ગમતા નહિ.

- **ઊંઝામાં ગોળ આગેવાનોનું સંમેલન જૂન - ૧૯૫૭**

**ભીષ્મ પ્રતિજ્ઞા :**

૧. બારમાં નહિ કરીએ, નહીં ખાઈએ.

૨. લગ્નો પાછળ બેડોળ ખર્ચા નહિ કરીએ.

૩. બાળલગ્નોથી બાળકોનાં ભાવિ નહિ બગાડીએ.

૪. રોવા કૂટવાના હાસ્યાસ્પદ રિવાજોને તાબે નહિ થઈએ.



# ૪. તમારી દીકરીઓ આપો, અમારે ભણાવવી છે.

પ્રભાતકુમાર દેસાઈના હૃદયમાં કન્યા કેળવણીની અદ્‌ભુત ઝંખના હતી. સમાજને આગળ લાવવો હશે તો સમાજની કરોડરજુજ સમાન બહેનો છે. જે સમાજમાં અભણ બહેનો હોય તે સમાજ ક્યારેય આગળ આવી શકે નહિ, ક્રાન્તિ કરી શકે નહિ. માતા શિક્ષિત જોઈએ, અભણ માતા પોતાના બાળકોને અંધકારમાંથી બહાર લાવી શકતી નથી. દિશા આપી શકતી નથી. સ્વ છગનભાની મોટી અસર પ્રભાતકુમાર ઉપર હતી. છગનભાએ ઉત્તર ગુજરાતના પછાત વિસ્તારોમાં ઘરે ઘરે ફરીને 'તમારા દીકરાને આપો'ની ટહેલ નાખી, ને છોકરાઓને ભણાવવા કડી સંસ્થા ઊભી કરી. છગનભાની ટહેલથી શિક્ષણનું પ્રમાણ છોકરાઓમાં વધવા લાગ્યું પણ કન્યાઓને ભણાવવાનું તો સમાજમાં હતું જ નહિ. કન્યા કેળવણીના અભાવે સમાજનું ગાડું એક પૈડાનું બની ગયું. એન્જિનીયર, ડૉકટર થયેલ સમાજના યુવકોને અભણ કન્યા સાથે જ પરણાવવાનો વારો આવ્યો ત્યારે કન્યા કેળવણીની ઝૂંબેશ સમાજમાં ઊભી કરવા પ્રભાતકુમારે 'ધરતી' દ્વારા જબરદસ્ત હવા ઊભી કરી.

ઈ.સ. ૧૯૦૯માં 'કડવા પાટીદાર પરીષદ'ની સ્થાપના થઈ હતી ને આ પરિષદ દ્વારા સમાજને જાગૃત કરવાનું કાર્ય શરૂ કરવામાં આવ્યું હતું. પ્રભાતકુમાર જ્યારે ભણતા હતા ત્યારથી તેઓના હૃદયમાં એક સમાજસેવાનું બીજ રોપાયું હતું ને પોતે જાણતા હતા કે પરિષદ દ્વારા જ સમાજને બદલી શકાશે. સમાજમાં કન્યા કેળવણીનો વ્યાપ વધારવો હશે તો આ કાર્ય પરિષદ જ કરી શકશે. ૧૪મી પરિષદ નવેમ્બર ૫, ૬, ૭, ૧૯૩૮માં પાટડી મુકામે મળી. જેના પ્રમુખ સ્થાને સ્વ. શેઠશ્રી નંદુલાલ મંછારામ શેરદલાલ હતા. નાની ઉંમરે પ્રભાતકુમારે આ પરીષદના વાર્ષિક અધિવેશનમાં ભાગ લીધો ને ત્યારબાદ ૧૪-૧૫ મે, ૧૯૪૯માં ડૉ. ગણપતરામ પટેલના પ્રમુખસ્થાને ઊંઝામાં પરિષદનું અધિવેશન મળ્યું ત્યારે તેના સમગ્ર સંચાલનમાં પ્રભાતકુમાર પોતે હતા. આ અધિવેશનમાં જે કંઈ ઠરાવો થયા છે, તે તમામ ઠરાવો લખવાથી માંડીને 'ધરતી' અને અન્ય માસિક પત્રિકાઓમાં પ્રગટ કરાવવામાં પ્રભાતકુમારનો ફાળો ખૂબ મોટો છે. પરીષદનું સોળમું અધિવેશન શેઠશ્રી જયકૃષ્ણભાઈ હરિવલ્લભદાસના અધ્યક્ષ સ્થાને જોટાણામાં ૨૨, ૨૩ એપ્રિલ, ૧૯૫૦માં મળ્યું, ને ૧૭મું અધિવેશન ૨૯, ૩૦ એપ્રિલ, ૧૯૫૧માં કડીમાં મળ્યું, ને ૧૮મું અધિવેશન પણ શેઠ શ્રી મણિલાલના અધ્યક્ષ સ્થાને ૧૯,૨૦ મે, ૧૯૫૫માં લાંભામાં મળ્યું. આ અધિવેશનમાં પ્રભાતકુમારે ખૂબ જ મદદ કરી હતી. ૧૯૪૯માં ઊંઝામાં ઉમિયા માતાજીના સાનિધ્યમાં મળેલ અધિવેશનમાં 'કન્યા કેળવણી'નો ઐતિહાસિક ઠરાવ થયો હતો, આ ઠરાવ પ્રભાતકુમારે રજૂ કર્યો હતો, તે અધિવેશનના પ્રભાતકુમાર માનદમંત્રી હતા. કન્યા કેળવણીમાં પ્રભાતકુમારને ખૂબ જ રસ. ૧૯૫૩માં સમાજ કલ્યાણી દેવી મા ઉમિયાજીના પટાંગણમાં કન્યા છાત્રાલયરૂપે કન્યા કેળવણીની જ્યોતિ પ્રગટી. 'તમારી દીકરીઓ આપો, અમારે ઊંઝા ભણવા લઈ જવી છે.' આવી ટહેલ મૂકનારાઓમાં ચંદ્રવદન લશ્કરી, શ્રી પીતાંબર પટેલ, શ્રી શંકરભાઈ રામદાસ સાથે શ્રી પ્રભાતકુમાર દેસાઈ પણ હતા. દીકરીઓ માટે ગામડાંઓ ખૂંદી વળ્યા. પદયાત્રા શરૂ કરી, ને કન્યાઓ એકત્ર કરીને ઊંઝા છાત્રાલયમાં ભણવા મોકલી દીધી.

ઊંઝા કન્યા છાત્રાલયની અદ્‌ભુત અસર સમાજમાં થઈ, ધરતીના તંત્રી તરીકે પ્રભાતકુમારે 'કન્યાઓને કેળવણી આપો.' નવો સંદેશ સમાજને આપ્યો. સમાજે ઝીલી લીધો. પોતાના દીકરાઓની સાથે દીકરીઓને પણ ભણાવવા લાગ્યા. ઠેર ઠેર કન્યાઓને ભણવાની ભૂખ જાગી. માતાપિતા સમજવા લાગ્યા કે દીકરી ભણશે

તો સારો વર મળશે. સારું ઘર મળશે. દીકરી સુખી થશે ને બીજી બાજુ છોકરાઓએ પણ ભણેલી કન્યાઓની માંગણી કરી. ગુજરાતમાં ઠેર ઠેર કન્યા છાત્રાલયો ઊભાં થવા લાગ્યાં ને આજે સમગ્ર ગુજરાતમાં છાત્રાલયો અને કન્યા વિદ્યાલય ઊભાં થયાં છે તેનું કારણ ઊંઝામાં પ્રથમ થયેલ છાત્રાલય અને કન્યા છાત્રાલય છે. આમાં પ્રેરક બળ તરીકે પ્રભાતકુમારનો ફાળો અદ્વિતીય રહ્યો છે.

સ્વ. પૂ. છગનભાના સમયમાં અમદાવાદ મ્યુનિ.ના પ્રમુખ, સેવાભાવી ડૉ. હરિપ્રસાદ દેસાઈ કડી સંસ્થાના અતિથિ વિશેષ બનેલા, કડી સંસ્થાના ગુરુજનો અને વિદ્યાર્થીઓને સંબોધતાં તેમણે પ્રશ્ન કર્યો, ''પાટીદારોનું આ એક પૈડાનું ગાડુ કયાં સુધી ચાલશે.'' આ પ્રસંગે પ્રભાતકુમાર ઉપસ્થિત હતા. તેઓના મનમાં 'પાટીદારોનું એક પૈડાનું ગાડુ' વસી ગયું. કડવા પાટીદાર પરિષદોના છેલ્લા સાત અધિવેશનોમાં કન્યા કેળવણીની જેહાદ ઉપાડેલી પૂ. છગનભાએ ૧૯૩૨માં આ કાર્ય ઉપાડેલું. કન્યા છાત્રાલયના શ્રી ગણેશ માતાજીના પટાંગણમાં થયા હતા.

ત્યારબાદ ગુજરાતના વિવિધ સ્થળોએ કન્યાઓને ભણાવવા માટે છાત્રાલયો ઊભાં થવાં લાગ્યાં. દરેક માતા-પિતા પોતાની દીકરીને દીકરાની જેમ જ ભણાવે છે. હવે કોઈ ભેદભાવ રહ્યો નથી.

આ બધુ બનવાનું મૂળભૂત કારણ એ હતું કે કન્યા કેળવણીની ઝૂંબેશ 'ધરતી' માસિકે જોરદાર ચલાવી ને તેના પાયામાં માત્ર પ્રભાતકુમાર દેસાઈ હતા. પ્રભાતકુમારનું વ્યક્તિત્વ જ એવું હતું કે તેઓ જે નિર્ણય કરતા, તે નિર્ણયને પૂરી નિષ્ઠા સાથે વળગી રહેતા. સમગ્ર સમાજમાં જે પરિષદોમાં કન્યા કેળવણીની ચર્ચા થવા લાગી ત્યારે પ્રભાતકુમારે તેની લીડ લીધી. કાર્યકરોને તૈયાર કર્યા એટલું જ નહિ પણ સમાજના આગેવાનોને 'કન્યા કેળવણી' વિષે બોલવાનું કહેતા, ને આ અંગેના ઠરાવ પણ મૂકાવતા. સમાજ સુધારણાની દરેક ઝૂંબેશ પાછળ પ્રેરકબળ પ્રભાતકુમારનું હોય જ. તેઓ પ્રત્યક્ષ દેખાય નહિ, પણ પરોક્ષ રીતે કાર્ય કરતા જ હોય. આજે સમગ્ર પાટીદાર સમાજમાં કન્યા કેળવણીનો પ્રચાર અને પ્રસાર એટલો બધો થયો છે કે હવે આપણે કન્યાઓને ભણાવો તેવું કહેવાની જરૂર નથી, ને આ માટે જેટલા અભિનંદન પ્રભાતકુમારને આપીએ તેટલા ઓછા છે.



# ૫. વતન ભક્તિ

પ્રભાતકુમારને પોતાના વતન પાટડી પ્રત્યે અનહદ પ્રેમ હતો. પાટડી માટે શું કરું ? શું ન કરું ? એવું સતત તેઓ વિચારતા હતા. મૃત્યુના અંતિમ દિવસો સુધી પાટડી સાથેના તેઓના સંબંધો રહ્યા હતા.

૧૯૫૬માં 'પાટડીબંધુ સમાજ' અમદાવાદની સ્થાપના કરી. અમદાવાદમાં વસતા પાટડીના વતનીઓનું દર વર્ષ સ્નેહમિલન યોજાતું હતું. શરૂઆતથી જ પ્રભાતકુમાર આમાં રસ લેતા હતા. પણ થોડા વર્ષો સુધી પાટડી બંધુ સમાજની કાર્યકરોના અભાવે પ્રવૃત્તિ થંભી ગઈ, સત્તાવીસ વર્ષના અંતે સંસ્થાની પુનઃસ્થાપના થઈ. ૨૬મી જાન્યુઆરી, ૧૯૮૩ના દિવસે અમદાવાદમાં નારણપુરા વિસ્તારમાં આવેલ કામેશ્વર મહાદેવ હૉલમાં મોહનલાલ કાળીદાસ ઠક્કરના પ્રમુખસ્થાને સ્નેહસંમેલન યોજાયું. આ સમ્મેલનમાં 'પાટડી બંધુ સમાજ-અમદાવાદ'ની પુનઃસ્થાપના કરવામાં આવી, બંધારણ સમિતિ અને એડહોક વ્યવસ્થાપક સમિતિની રચના કરવામાં આવી. સમિતિના સભ્ય તરીકે શ્રી પ્રભાતકુમાર દેસાઈની નિમણૂંક થઈ. તેઓએ 'પાટડી બંધુ સમાજ'નું સુવ્યવસ્થિત બંધારણ બનાવ્યું, ૧૯૮૩ પછી 'પાટડીબંધુ સમાજ'ની તમામ મીટિંગોમાં તેઓની ઉપસ્થિતિ હોય જ.

'ધરતી'ના તંત્રી અને વ્યવસ્થાપક સમિતિમાંથી રાજીનામું આપ્યું પછી તેઓનું મન પાટડી તરફ વધારે લાગેલું દેખાતું હતું. 'પાટડી દર્શન' ત્રિમાસિક પત્રિકાનું તા. ૨૬-૧-૧૯૯૧થી સંપાદનનું કાર્ય સ્વીકારી લીધું, સુંદર માહિતીસભર પત્રિકા તૈયાર કરવા લાગ્યા. તા. ૩૧-૭-૧૯૯૬ સુધી આ પત્રિકાનું સંપાદન કરતા હતા. તેઓના કાર્યથી પાટડીના બધા જ લોકો ખૂબ જ ખુશ હતા. નિઃસ્વાર્થ ભાવના અને સેવાની વૃત્તિથી તેઓ કાર્ય કરતા હતા. નાદુરસ્તી હોવા છતાં ઘરના ધાબા ઉપર બેસીને લખતા. તેઓના કાર્યથી પ્રેરાઈને તા. ૧૨-૬-૧૯૯૪ના દિને ફરીથી તેઓનું સન્માન 'પાટડી બંધુ સમાજે' મ્યુ. શાળા, નારણપુરામાં કર્યું હતું.

**'પાટડી દર્શન' ગ્રંથના લેખક :**

પાટડીનું આગવું સ્થાન સમગ્ર કડવા પાટીદાર સમાજમાં રહેલું છે. પાટડીનો આશરે ૧૦૦૦ વર્ષની ઐતિહાસિક માહિતીથીસભર ગ્રંથ 'પાટડી દર્શન' પ્રભાતકુમારે લખ્યો. પાટડીના નરેશોની માહિતી ફરી ફરીને તેઓએ એકત્ર કરી. અનેકવાર પાટડી ગયા, પોતાના સહકાર્યકારો સાથે મીંટિંગો યોજી, જૂના દસ્તાવેજો મેળવીને એકત્રિત માહિતીના આધારે 'પાટડી દર્શન' નામનો સુંદર માહિતીસભર ગ્રંથ પ્રભાતકુમારનું સૌથી મોટું પ્રદાન છે. ૧૯૮૬માં આ ગ્રંથ પ્રગટ થયો. ગ્રંથના વિમોચન પ્રસંગે પાટડી નરેશ શ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈ લખે છે કે -

"આ સમગ્ર ગ્રંથનું પ્રકાશન, 'પાટડી બંધુ સમાજ'ના અગ્રણી સ્થાપક શ્રી પ્રભાતકુમાર દેસાઈની સખત મહેનતનું પરીણામ છે. છેલ્લા ચાલીસ વર્ષના સતત પુરુષાર્થ અને નિઃસ્વાર્થ નિષ્ઠાભરી સેવાના ફળરૂપે, ગુજરાતભરમાં 'ધરતી વિકાસ મંડળ' એક વિશાળ વટવૃક્ષ સ્વરૂપે વિકસ્યું છે, એના પાયામાં શ્રી પ્રભાતકુમાર દેસાઈનો દૃઢ સંકલ્પ અને સેવાભાવ રહેલો છે. આવી વિશાળ સંસ્થા સાથે આજીવન સંલગ્નતા હોવા છતાં, આ ગ્રંથનું સંકલન કાર્ય એમણે નિષ્ઠાપૂર્વક ઉપાડી લીધું, પાટડીનો ઈતિહાસ એકત્ર કરવા, પુસ્તકાલયોમાં જઈને ઘણા બધા ગ્રંથો વાંચવાની અવિતરત જહેમત ઉઠાવીને એમણે પ્રમાણભૂત ઈતિહાસ લખ્યો છે. એમના આ પુરુષાર્થ વિના, આ ઈતિહાસ લખાયો જ ન હોત. પાટડી બંધુ સમાજને આર્થિક દૃષ્ટિએ પગભર કરવા

માટે પણ અનેક ટાંપાં એમણે ખાધાં છે અને માતબર રકમની જાહેરખબરો અને આર્થિક સહાય મેળવી છે. પાટડી બંધુ સમાજના પ્રારંભના સ્થાપક અને એને પુનર્જીવિત કરવામાં પણ પાયાની પ્રેરણારૂપ શ્રી પ્રભાતકુમાર દેસાઈનો સમગ્ર પાટડી બંધુ સમાજ વતી અમે આભાર માનીએ છીએ.''

'પાટડી દર્શન'ની પ્રસ્તાવનામાં શ્રી પ્રભાતકુમારે લખ્યું છે કે -

''વતનની ધૂળથી માથું ભરી લઉં 'આદિલ'

અરે ! આ ધૂળ પાછી ઉમ્રભર મળે ન મળે''

મને ઊંડી મહોબ્બત છે સદા મારા વતન માટે છતાં એથી અધિક ઊંડી જગતના સર્વજન માટે.''

**હું તો છું વતનનો વૈતાલિક :**

હું પાટડીનો, પાટડી મારું વહાલું વતન.

જિંદગીનાં પ્રથમ બાર વર્ષ વતનની ધૂળમાં મસ્તીથી હું ખેલ્યો - કૂદયો. એ વતનની ધૂળ સ્પર્શ મને વર્ષોથી સ્વર્ગીય સુખની અનુભૂતિ કરાવતો રહ્યો છે.

મને બરાબર યાદ છે, દાદાજી સાથે ઝારેશ્વર મહાદેવના દર્શને હું જતો, ત્યારે માંડવીના ચબૂતરા ઉપર લહેરાતા ત્રિરંગા રાષ્ટ્રધ્વજને હું વંદન કરતો. મીઠા સત્યાગ્રહના એ દિવસો હતા.

ખારાઘોડાની પોલીસના સખત મારથી લોહીલુહાણ થયેલા સત્યાગ્રહીઓને આ ઝારેશ્વર મહાદેવની સત્યાગ્રહ છાવણીમાં સારવાર લેતા મેં પ્રત્યક્ષ જોયેલા. નાત, જાત, પ્રદેશ કે ધર્મ કંઈ જાણવાની દરકાર કર્યા સિવાય, પાટડીનાં ભાઈ-બહેનોને, કોઈના લાડીલા એ અજાણ સત્યાગ્રહીઓને નિકટના સ્વજન માની, તેમની પ્રેમપૂર્વક સેવા-સુશ્રુષા કરતાં મેં જોયેલાં. એ દશ્યે, મારા બાળમાનસ ઉપર, રાષ્ટ્રીયતા કોને કહેવાય-સેવા ધર્મ કોને કહેવાય, એની એક અદ્‌ભુત છાપ ઊભી કરેલી.

બાર વર્ષની ઉંમરે, મેં દાદાજીની છત્રછાયા ગુમાવી. વધુ સમય વતનનો લહાવો માણવાની મહામૂલી તક હું ગુમાવી બેઠો. વતન છોડતાં, માતાથી વિખુટા પડેલા બાળક જેવી મારી સ્થિતિ થઈ.

વચગાળામાં, અડધી સદીનો અંતરપટ છવાઇ ગયો.

અડધી સદી પછી, વતનની ધૂળને માથે ચઢાવી લેવાની સોનેરી તક મને મળતાં શું મળી ગઈ ! આજથી ત્રણ વર્ષ પહેલાં, પાટડી બંધુસમાજ-અમદાવાદ તરફથી, અમદાવાદમાં વસતાં પાટડીનાં કુટુંબોની 'કૌટુંબિક માહિતી.' (ડિરેક્ટરી) પ્રસિદ્ધ કરવાનો સંકલ્પ થયો. આ ડિરેક્ટરી સાથે, પાટડીના ઇતિહાસની એક ઝલક મૂકવાનો મેં આગ્રહ રાખ્યો અને હોંશથી સામે પગલે, સંસ્થા પાસે, એના લેખન-સંપાદનનું કામ માગી લીધું. આવી પાટડીના ઇતિહાસની ગરિમા માણવાની, પાટડીના ઇતિહાસને જીવી જાણવાની તક હું કેમ જતી કરું?

અડધી સદીના મારા અમદાવાદના વસવાટને લીધે હું આજ દિન સુધી વતન પાટડીની કંઈ જ સેવા નથી કરી શક્યો એનો મને ભારે રંજ છે. વૃદ્ધાવસ્થામાં, 'પાટડી દર્શન'ના સર્જન નિમિત્તે, પાટડીના ઇતિહાસની ખોજ કરતાં કરતાં, પાટડીના નામની માળા તો જંપી લઉં, વતનની ધરતીની થોડીક ભક્તિ તો કરી લઉં, એવા હૃદયભાવ મારામાં જાગી ઊઠ્યો.

આમ, વતન-ભકિતના રંગે રંગાઇ જઈને, શરૂમાં ગૂજરાત વિદ્યાપીઠના ગ્રંથાલયમાં અને પાછળથી ભો.જે વિદ્યાભવનના ગ્રંથાલયમાં હું ગયો અને કેટલાક ગ્રંથો વાંચ્યા. આ સિવાય બીજેથી પણ મળેલાં પુસ્તકો હું વાંચી ગયો. જે કંઈ માહિતી પુસ્તકોમાંથી, પાટડીની ધરતી પરના ઐતિહાસિક અવશેષોમાંથી અને લોકમુખેથી પ્રાપ્ત થઈ, તે હું નોંધતો ગયો. ગુજરાત સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી કે.કા. શાસ્ત્રી, ભો.જે. વિદ્યાભવનના નિયામકશ્રી પ્રિ. દોલતભાઈ દેસાઈ, પ્રિ.ચતુરભાઈ પટેલ, ગુજરાત સેકન્ડરી એજ્યુકેશન બોર્ડના ભૂતપૂર્વ ચેરમેન શ્રી પી.સી. પરીખ, શ્રી પ્રફુલ્લ રાવળ, શ્રી ડી.કે. પટેલ (વિરમગામવાળા) વગેરેએ ઈતિહાસની ખોજ માટે દિશાસૂચન કરી મને પ્રોત્સાહિત કર્યો.

પાટડીના ઈતિહાસમાં ડોકિયું કરવા, ઉપરા ઉપરી સાત-સાત વખત પાટડીની મેં હોંશે હોંશે પ્રદક્ષિણા કરી છે. પાટડીની રાજગઢી અને રાજમહેલ સાથે ઉત્સુકતાથી નજર મિલાવી મિલાવીને ઈતિહાસને પામવા હું મથ્યો છું પાટડીના ઈતિહાસની ગરિમા જાણવા, એક વખતના અડીખમ રક્ષક એવા પાટડીના કિલ્લાના જીર્ણ બૂરજો સામે એકી ટશે મેં મીંટ માંડ્યા કરી છે. પાટડીના સ્વાતંત્ર્યની રક્ષા કાજે, પાટડીની ભૂમિને પોતાના શોણિતથી રંગી દઈને વીરગતિને પામેલા શૂરવીરોની યાદ આપતા પાળિયાઓ સાથે મેં ધરાઈને વાતો કરી છે. આશરે ૧૦૦૦ વર્ષ પહેલાં, રાજમાતા શક્તિદેવી અને પાટડીપતિ હરપાળદેવે પાટડીને બાંધેલા પ્રથમ તોરણની યાદ આપતા જીર્ણ ટોડલાઓ પાસે સૈકાઓ જૂના પાટડીના ઈતિહાસને જાણવા મેં ક્યાંય સુધી કાન ધર્યા કર્યા છે. સતીમાતા રતનબાના પાળિયાને નમ્ર ભાવે વંદન કરી, સમાજના ઈતિહાસની મેં પૃચ્છા કરી છે. દીકરીઓ સાસરે ગયા પછી દુઃખી ન થાય એ માટે પોતાનું બલિદાન આપી સતીમાતાએ સમાજની આંખો ખોલી નાંખી છે. આવાં બલિદાનો ભાવિ સમાજને ખતરામાંથી બચાવી લેવા માટે દીવાદાંડી રૂપ છે. પાટડીનું પ્રાચીન જૈન દેરાસર અને જૈનતીર્થંકરોની ધાતુની પ્રાચીન મૂર્તિઓ તેમજ પાટડીનાં સંખ્યાબંધ ધાર્મિક સ્થળોને વંદન કરતાં, પાટડી રાજ્યના સૂત્ર "યતો ધર્મ સ્તતો જયઃ"ની યાદ મને તાજી થઈ આવી છે.

પાટડીની ભૂમિનાં રજકણોને મેં લાંબા શ્વાસે ક્યાંય સુધી સૂંઘ્યા કર્યાં છે. એ રજકણોની ભીતરમાંથી શૌર્ય અને સ્વાતંત્ર્યની ભરપૂર ખુમારી, ધર્મ અને સદાચારની મનને મુગ્ધ કરી દે એવી અજબ ફોરમ રેલાતી મેં અનુભવી છે. એ જ રજકણોનો સંસ્કાર વારસો પાટડીની પ્રજાના લોહીમાં વર્ષોથી ધબકતો રહ્યો છે.

ઝાલા હરપાળદેવથી માનસિંહજી સુધીના પચીસ રાજવીઓ અને દેસાઈ ભાવસિંહજી થી પ્રતાપસિંહજી સુધીના અગિયાર રાજવીઓના સમયના ઈતિહાસની ઝલક અને તે સમયની સામાજિક પરિસ્થિતિનું આછેરું રેખાચિત્ર આ ગ્રંથમાં આપવાનો મારો નમ્ર પ્રયાસ રહ્યો છે.

મારો એકરાર છે, હું કોઈ ઈતિહાસકાર નથી. 'પાટડી દર્શન'માં પાટડીનો ઈતિહાસ લખ્યાનો મારો કોઈ દાવો નથી. અડધી સદીથી ય વધુ લાંબા સમય માટે વતનથી વિખુટા પડેલા એક વતનપ્રેમીનું આ વતન-દર્શન જ છે. મેં તો વૃદ્ધાવસ્થામાં મારા રૂપેરીવાળમાં વતનની ધૂળ ભરી લઈને વતનપ્રેમીની મસ્તી માણી છે. - વતનની ભકિત જ કરી જાણી છે. હું તો છું માત્ર વતનનો વૈતાલિક.

પાટડીના વર્તમાનને અને ભવિષ્યને તેજસ્વી બનાવવા પાટડીના નિષ્ઠાવાન લોકસેવકોની એક વણઝાર વર્ષોથી ચાલી આવતી મેં જોઈ છે. "સબસે સેવક ધરમ કઠોરા" સંત તુલસીદાસજીના એ સૂત્રને હૃદયથી પામી જઈને, લોકસેવાના યજ્ઞને આજદિન સુધી ચાલુ રાખનારા પાટડીના એ સેવાધર્મી લોકસેવકોના ચરણમાં મારું માથું ઝૂકી જાય છે.

ભારતની આઝાદી પછીનો, એક સુવર્ણકાળ પાટડીની ક્ષિતિજે ડોકિયું કરી રહ્યો છે, તેનું અત્યંત ભાવપૂર્વક અભિવાદન કરવા, પાટડી અને પાટડી બહાર વસતા પાટડીના વતનીઓ સૌ સમ્મિલિત થઈને સજ્જ બની રહે એવી આલબેલ 'પાટડી દર્શન' દ્વારા પોકારવા માટે હું તો માત્ર નિમિત્તરૂપ જ બન્યો છું.

પાટડીના સામાજિક કાર્યકર આદરણીય શ્રી કાન્તિલાલ કા. ઠક્કર, શ્રી ભૂપતભાઈ દેસાઈ, શ્રી અચલસિંહજી દેસાઈ અને તેમના સાથી કાર્યકરોનો 'પાટડી દર્શન'ના સર્જનમાં પ્રેમપૂર્વકનો ભરપૂર સહયોગ મને મળ્યો છે અને એવો જ ઉદાર સહયોગ પાટડીના રાજકુટુંબના સભ્યો શ્રી કિશનસિંહજી, શ્રી દિલીપસિંહજી, શ્રી રાજેન્દ્રસિંહજી, શ્રી ચૈતન્ય સિંહજી, શ્રી સુરેશસિંહજી વગેરેએ આપ્યો છે. નામી-અનામી સર્વ સહયોગીઓનો હું હાર્દિક આભાર માનું છું.

અંતમાં જાણે-અજાણે મારી કોઈ ક્ષતિ રહી ગઈ હોય તો, વાચકોની ક્ષમા માગી લઉં છું.

વતનની સેવા અને ભક્તિની ભાવનાથી પાટડીના વતનીઓનાં હૈયાં સદાય છલકાતાં રાખવામાં, 'પાટડી દર્શન' નિમિત્તરૂપ બની રહે એ જ અંતરેચ્છા.

**મને ઊંડી મહોબ્બત છે સદા મારા વતન માટે**
**છતાં એથી અધિક ઊંડી જગતના સર્વજન માટે.**
**- શેખાદમ અબુવાલા**



## ૬. શ્રી પ્રભાતકુમાર દેસાઈના સન્માન સમારંભો

- પ્રભાતકુમાર દેસાઈના કાર્યોની નોંધ લઈને તેઓનું જાહેર સન્માન ઘણી સંસ્થાઓએ કરેલું, જેમાં પાટડી બંધુ સમાજ, અમદાવાદ, ધરતી વિકાસ મંડળ, સદ્વિચાર પરિવાર અને અખિલ ગુજરાત કડવા પાટીદાર પરિષદ મહત્ત્વનાં છે.
- પાટડીનાં રાજકુંવરી, 'પાટીદાર રત્ન', પ્રજ્ઞાબેન જયકૃષ્ણ હરિવલ્લભદાસના પ્રમુખપદે ધરતી વિકાસ મંડળે જાહેર સન્માન કર્યું. તા. ૧૨-૬-૧૯૮૩.
- કચ્છમાં વાંઢાય (જિ.ભુજ) ઉમિયા માતાજી મંદિરના પટાંગણમાં તા. ૪-૪-૧૯૭૮ના દિને શેઠશ્રી જયકૃષ્ણભાઈ હરિવલ્લભદાસના પ્રમુખપદે ''અખિલ ગુજરાત કડવા પાટીદાર પરિષદે'' જાહેર સન્માન કરી ''પાટીદાર રત્ન'' એવોર્ડ પ્રદાન કર્યો.
- ગુજરાતની જાણીતી સેવાસંસ્થા સદ્વિચાર પરિવારે અમદાવાદની સમર્પણ વિદ્યાપીઠ ખાતે, મુંબઈના જાણીતા કથાકાર શ્રી રમેશભાઈ ઓઝા (''ભાઈ'')ના વરદ્હસ્તે તા. ૧૪-૧૧-૯૮ના દિને જાહેર સન્માન કર્યું.
- પાટડી બંધુ સમાજ - અમદાવાદ તરફથી તા. ૨૫-૪-૧૯૮૩ના દિને શ્રીમતી પ્રજ્ઞાબેન જયકૃષ્ણ હરિવલ્લભદાસના વરદહસ્તે 'જયશંકર સુંદરી હૉલ' ખાતે જાહેર સન્માન કરવામાં આવ્યું.
- પાટડી બંધુસમાજ - અમદાવાદ તરફથી તા. ૧૨-૬-૯૪ના દિને સંસ્થાના પ્રમુખશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈના વરદ્હસ્તે ગુજરાતી મ્યુનિ. શાળા, નારણપુરા, અમદાવાદ ખાતે સંસ્થાની ઉજાણી પ્રસંગે જાહેર સન્માન કર્યું.

**૧. પાટડી પુત્રનું પાટડીના નગરજનો દ્વારા થયેલ સન્માન :**

પાટડી બંધુ સમાજ-અમદાવાદ તરફથી તા. ૨૫-૪-૧૯૮૩ મહાવીર જયંતીના મંગલદિને જયશંકર સુદરી હૉલ અમદાવાદ ખાતે 'જ્યોતિસંઘ'ના તે સમયના માનનીય પ્રમુખ શ્રીમતી પદ્માબેન જયકૃષ્ણ હરિવલ્લભદાસના મુખ્ય મહેમાન પદે યોજાયેલા મનોરંજન કાર્યક્રમ પ્રસંગે પાટડી બંધુ સમાજ, અમદાવાદના ઉત્સાહી વતનપ્રેમી સેવાભાવી કાર્યકારો શ્રી પ્રભાતકુમાર દેસાઈ, શ્રી જંયતીલાલ છબિલદાસ શાહ, શ્રી નારણભાઈ નાથાલાલ પરીખ અને શ્રી ગુલાબખાન પઠાણનું મુખ્ય મહેમાનના વરદ્હસ્તે સન્માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પાટડીના રાજકુટુંબના અગ્રણીઓ માનનીય શ્રી કિશનસિંહજી, શ્રી દિલીપસિંહજી, શ્રી રાજેન્દ્રસિંહજી અને રાજકુટુંબના અન્ય સભ્યો હાજર રહ્યા હતા.

પાટડીના વતનપ્રેમીઓના સહયોગથી પાટડી બંધુ સમાજ, અમદાવાદની પ્રવૃત્તિઓ ફૂલતી ફાલતી ગઈ. આ સંસ્થાની પ્રવૃત્તિઓ ખૂબ ફૂલેફાલે, સંસ્થાની આર્થિક સદ્ધરતા વધતી જાય તે માટે શ્રી પ્રભાતકુમાર દેસાઈએ અદ્ભુત ઉત્સાહ દાખવ્યો છે.

પાટડી બંધુ સમાજ, અમદાવાદ તરફથી તા. ૧૨-૬-૧૯૯૪ના દિને મ્યુનિ. શાળા નં. ૩/૪, નારણપુરા, અમદાવાદ ખાતે અમદાવાદમાં વસતા પાટડીના વતનીઓની ઊજાણી અને સંસ્થાની વાર્ષિક જનરલ મીટિંગ

પાટડીના યુવરાજ શ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈના પ્રમુખપદે યોજાયેલ તે પ્રસંગે પાટડી બંધુ સમાજના અડિખમ કાર્યકર શ્રી પ્રભાતકુમાર દેસાઈનું પ્રમુખશ્રીએ શાલ ઓઢાડીને લાગણીસભર પ્રવચન કરીને ખૂબ ભાવભીનું સન્માન કરવામાં આવ્યું હતું.

બે વર્ષ સુધી પાટડીના ઇતિહાસનું સંશોધન કરવા, સખત પુરુષાર્થ કરી સને ૧૯૮૬માં 'પાટડી દર્શન' પાટડીનો ઇતિહાસ જરૂરી તસવીરો સાથે પ્રસિદ્ધ કરી શ્રી પ્રભાતકુમારે પાટડીનું ગૌરવ વધાર્યું છે. આ ગ્રંથનું ખર્ચ જાહેરખબર રૂપે મેળવી આપી સંસ્થા માથે ખર્ચનો બોજો તેમણે પડવા દીધો નથી. તેઓ વતનભક્તિથી રંગાઈ ગયા છે.

પાટડી દર્શન ત્રિમાસિક પત્રિકા દ્વારા પાટડીના વતનીઓમાં ભાઈચારો વધારવાનું સ્તુત્ય કાર્ય સને ૧૯૯૧ થી ૧૯૯૬ છ વર્ષ સુધી અન્ય મિત્રોના સહયોગથી પાટડી દર્શનનું ખૂબ સુંદર સંપાદનકાર્ય શ્રી પ્રભાતકુમારે કર્યું છે. ને તેઓના માનમાં બીજીવાર તેઓનું જાહેર સન્માન થયું હતું.

**ધરતી વિકાસ મંડળ દ્વારા આયોજિત**

**૨. પ્રભાતકુમાર દેસાઈ સન્માન સમારંભ**

પાટીદાર સમાજના સજાગ્ર પ્રહરી અને 'ધરતી'ના નિવૃત તંત્રીશ્રી પ્રભાતકુમાર દેસાઈનો સન્માન કાર્યક્રમ તા. ૧૨-૬-૮૩ના રોજ સાંજના પાંચ વાગે કામેશ્વર મહાદેવ હોલમાં જયોતિસંઘના પ્રમુખ શ્રીમતી પદ્માબેન જયકૃષ્ણના પ્રમુખસ્થાને થયો હતો.

સમારંભની કાર્યવાહીની શરૂઆત પ્રાર્થનાથી કરવામાં આવી હતી. 'ધરતી'ના સલાહકાર ડૉ. લીલાબેનના શુભહસ્તે પ્રમુખશ્રી પદ્માબેનનું ધરતી વિકાસ મંડળના ટ્રસ્ટી શ્રી જોઈતારામ ચોકસીના હસ્તે અતિથિ વિશેષ શ્રી પુરુષોત્તમદાસ પટેલ (દાસકાકા)નું જાણીતા સાહિત્યકાર શ્રી ઈશ્વર પેટલીકરનું સ્વાગત શ્રી હર્ષદભાઈ પી. પટેલના હસ્તે થયું હતું. ત્યારબાદ પ્રિ. ચતુરભાઇ પટેલે સંદેશાવાચન કર્યું હતું. અનેક સંસ્થાઓ અને શુભેચ્છકોના સંદેશાઓ અને ટેલિગ્રામો આ પ્રસંગે પ્રાપ્ત થયા હતા. શ્રી પ્રભાતકુમાર દેસાઈનું સન્માન ધરતી વિકાસ મંડળના માજી પ્રમુખ શ્રી ગણેશભાઈ પટેલના શુભ હસ્તે થયું ને ત્યારબાદ પ્રમુખ શ્રી પદ્માબેનના હસ્તે સન્માનપત્ર, ગરમ ખાદીની શાલ અને રૂા. ૫૧,૦૦૦/-નો ચેક અર્પણ કરવામાં આવ્યો. ત્યારબાદ વીસ જેટલી વિવિધ સામાજિક સંસ્થાઓએ શ્રી પ્રભાતકુમારનું ફુલહારથી સ્વાગત કર્યું હતું.

આ પ્રસંગે અતિથિ વિશેષ તરીકે પધારેલ માજી કૃષિમંત્રી સંસદસભ્ય શ્રી પુરુષોત્તમદાસ પટેલ અને જાણીતા સાહિત્યકાર શ્રી ઈશ્વર પેટલીકરે પાટીદાર સમાજનું વિશ્લેષણ કરીને શ્રી પ્રભાતકુમારે કરેલા કાર્યને અભિનંદન આપ્યા હતા.

વિવિધ સંસ્થાઓમાંથી આવેલ પ્રતિનિધિઓમાંથી સદ્‌વિચાર સમિતિના અગ્રણી શ્રી હરિભાઈ પંચાલ, શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝાના શ્રી મણિભાઈ મમ્મી, વડોદરા ક. પા. કેળવણી મંડળના શ્રી કેશવલાલ પટેલ તથા અન્ય વક્તાઓએ પ્રાસંગિક પ્રવચનો કર્યા હતા.

સન્માનનો પ્રત્યુત્તર આપતા શ્રી પ્રભાતકુમાર દેસાઈએ કહ્યું હતું કે, 'મને સમાજસેવાની પ્રેરણા સ્વ. છગનભા, સ્વ. ચંદ્રવદન લશ્કરી, સ્વ. ડૉ. ગણપતરામ પટેલ અને સ્વ. શ્રી લક્ષ્મણભાઈ ઉધરેજા (મોરબી)નાં જીવનકાર્યમાંથી મળી છે. મને ગરીબો પ્રત્યેની વેદના છે. જેથી કામ કરી શક્યા વિના રહી શકતો નથી.'

ત્યારબાદ તેઓએ ધરતી વિકાસ મંડળ તરફથી જે સમાજ સેવા મંદિર બનાવવાનું છે તેના ભંડોળમાં સન્માનથેલીના રૂા. ૫૧,૦૦૦/-નો ચેક પ્રમુખશ્રીને પરત કર્યો હતો ને તેમાં રૂપિયા એક હજાર વધારે ઉમેરીને સંસ્થાને ભેટ આપ્યાં હતાં. અંતમાં પ્રમુખસ્થાનેથી શ્રીમતી પદ્માબેને શ્રી પ્રભાતકુમાર દેસાઈની સેવાઓને બિરદાવી હતી. ધરતી વિકાસ મંડળના સહમંત્રી શ્રી મુળજીભાઈ પટેલે આભારવિધિ કરી હતી.

આ પ્રસંગે જાણીતા સહકારી આગેવાન શ્રી સાંકળચંદ પટેલ (વિસનગર), શ્રી રતિભાઈ અમીન, શ્રી રાજેન્દ્રસિંહજી પ્રતાપસિંહજી, શ્રી સૂર્યમલસિંહજી દરબાર બોર્ડિંગના માનદમંત્રી શ્રી યશવંતભાઈ દલાલ, અમદાવાદના જિલ્લા વિકાસ અધિકારી શ્રી મફતભાઈ પટેલ, નિવૃત્ત ડાયરેક્ટર, એસ.એસ.સી. બોર્ડ, શ્રી પી.સી. પરીખ, અમદાવાદના માજી મેયર ડૉ. સોમાભાઈ દેસાઈ જાણીતા સર્જન ડૉ. ત્રિભોવનભાઈ પટેલ તથા પાટીદાર સમાજના અગ્રણી કાર્યકરો તેમજ કામેશ્વર મહાદેવ હોલના ટ્રસ્ટીઓ મોટી સંખ્યામાં ઉપસ્થિત રહ્યા હતા.

**પ્રમુખસ્થાનેથી શ્રીમતી પદ્માબેનની પ્રેરક વાણી :**

''શ્રી પ્રભાતકુમાર દેસાઈ જેવા સમાજસેવકોનું બહુમાન વ્યાજબી ને આવકારદાયક છે.''

ભાઈશ્રી પ્રભાતકુમારભાઈના જાહેર સન્માન પ્રસંગે અહીં આવવાની મને જે તક મળી તેને મારું સદ્‌ભાગ્ય સમજુ છું. વતનના નાતે શ્રી પ્રભાતકુમારભાઈ તથા હું બંને પાટડીના વતની. અને પાટડીના જ વતનીનો અને ભાઈનો સન્માન સમારંભ હોય ત્યારે બહેનને આવવાનું થાય તેને સદ્‌ભાગ્ય નહીં તો બીજું શું કહેવાય?

બાર વર્ષની બાળવયે જ સમાજ-સેવાની ભેખ ધરી, અભ્યાસની સાથે સાથે જ સમાજસેવાની પ્રવૃત્તિઓ ઉપાડી. આજથી ચાર દાયકા પહેલાં, પાટીદાર સમાજના રીત-રીવાજો, રૂઢિઓ, અજ્ઞાનતા, અંધશ્રદ્ધા વગેરે સામે શ્રી પ્રભાતકુમારભાઈએ ભારે તપશ્ચર્યા કરી છે અને કઠણ પરિશ્રમ વેઠયો છે. આવા મહાનુભાવનું આજે જાહેર સન્માન કરવામાં આવે છે તે ખૂબ જ વ્યાજબી અને આવકારદાયક છે. જેઓના મનમાં આ વિચાર આવ્યો અને તેને સાકાર કર્યો તે સૌને હું ખૂબ ખૂબ અભિનંદન આપું છું. આપણે જાણીએ છીએ કે સમાજસેવાનાં અને જાહેરજીવનનાં મૂલ્યો આજે ઘસાતાં જાય છે. સમાજ વ્યવસ્થાને મજબૂત બનાવવા અને સ્વસ્થ રાખવા અનેક સમાજસુધારકોએ ખૂબ પરિશ્રમ વેઠ્યો છે અને જેહાદ જગાવી છે. તેના પરિણામો પણ સારાં આવ્યાં છે. સમાજમાં નવી જાગૃતિ, ભાવના અને વિકાસનો સંચાર શરૂ થયો છે. કેટલીક બાબતોમાં ધાર્યા પરિણામો પણ આવા સુધારકો મેળવી શક્યા છે. પરંતુ આવા સમાજશ્રેષ્ઠીઓ આજે ભૂલાઈ રહ્યા છે, આ બરાબર નથી. આવા સુધારકો, નિષ્ણાતો અને ભેખધારીઓ તો આવનારી પ્રજા અને પેઢી માટે પ્રેરણારૂપ છે અને તેથી જ ચોકકસ સમયે આવા સમાજસેવકોનું બહુમાન થાય તે વ્યાજબી અને આવકારદાયક છે. જેથી નવી પેઢીને નવું દિશાસૂચન મળે અને સમાજ વ્યવસ્થાને સ્વસ્થ બનાવવામાં કડીરૂપ બની શકે.

મેં પહેલાં વાત કરી તેમ, સમાજ-સુધારાનું કાર્ય લોખંડના ચણા ચાવવા જેવું છે. એમ હોવા છતાં એ જ કાર્યને વિશેષ મહત્ત્વનું ગણી, જીવનમંત્ર તરીકે સ્વીકારી, હિંમતપૂર્વક તે કરતા રહેવામાં શ્રી પ્રભાતકુમારભાઈએ સાચો સમાજધર્મ માન્યો છે. આજની અસહ્ય મોંઘવારીમાં ગરીબ અને મધ્યમવર્ગ માટે જીવન જરૂરિયાતોને પહોંચી વળવાનું મુશ્કેલ બન્યું છે. આવી વિષમ પરિસ્થિતિમાં લગ્નના ખર્ચાળ રિવાજો પાછળ સમાજને ઘસાતો જોઈને શ્રી પ્રભાતકુમારભાઈએ બીજા સહકાર્યકારોની સમૂહશક્તિથી સમૂહલગ્નની ભાવનાને મજબૂત વાચા આપી અને સમૂહલગ્ન માટેનાં વર-કન્યાની ટહેલ નાખવા તેઓ અનેક શહેરો અને ગામડાં ખૂંદી વળ્યા. આપણે

જોઈએ છીએ કે આપણા સમાજમાં અને સમગ્ર ગુજરાતમાં આવા સમૂહલગ્નોની જોશીલી હવા જામી અને તે રીતે સમાજના મધ્યમવર્ગને આર્થિક ભીંસમાંથી બચાવી લેવાયો છે. શ્રી પ્રભાતકુમારભાઈએ સમાજ-સુધારણા માટેના ફક્ત વિચારો સમાજને આપ્યા નથી પરંતુ તેનું આચરણ પણ પોતાના ઘેરથી જ શરૂ કર્યું છે. પોતાના જ પુત્રનું લગ્ન ઊંઝામાં ઉમિયા માતાજીની નિશ્રામાં યોજવામાં આવેલ પ્રથમ સામૂહિક લગ્નોત્સવમાં જોડાઈને કરેલું. એટલું જ નહીં પણ તેમના છેલ્લા દીકરાને પણ સમૂહલગ્નમાં પરણાવ્યો. આમ સુધારાના અમલ માટે પણ તેઓ હંમેશાં તલવારની ધાર પર ચાલતા રહ્યા છે.

આ ઉપરાંત સમાજની પ્રગતિને અવરોધક બનતા વાડા, ભેદભાવ, ઊંચ-નીચના ખ્યાલ વગેરે સામે પણ શ્રી પ્રભાતકુમારભાઈએ વૈચારિક ક્રાન્તિ માટેની ઝૂંબેશ ઉપાડી છે. આપણે જાણીએ છીએ કે સામાજિક ઉત્કર્ષ માટે ભ્રાતૃભાવની કિંમત ઘણી મોટી છે. અને પાટીદાર સમાજ ઐકય અને એકતાની અનુભૂતિ કરે એવા વિચારો શ્રી પ્રભાતકુમારભાઈએ ‘ધરતી’ માસિક મારફત વ્યાપક બનાવ્યા છે.

કન્યા કેળવણીના વિચારને પણ શ્રી પ્રભાતકુમારભાઈએ માથે ચઢાવી, કડવા પાટીદાર પરિવારનાં ત્રણ ત્રણ અધિવેશનોનું આયોજન કરી આ વિચારને વિશાળ વાચા આપી. ૧૯૪૯માં કન્યા કેળવણીનો ઐતિહાસિક ઠરાવ કરવામાં આવ્યો. આની ફલશ્રુતિરૂપે ૧૯૫૩માં ઊંઝામાં કન્યા છાત્રાલયની શરૂઆત કરવામાં આવી. શ્રી પ્રભાતકુમારભાઈએ આ ઝુંબેશને વેગ આપવા ગામડે-ગામડે પદયાત્રા કરી અને કન્યા કેળવણીની સંસ્થાઓ ઊભી કરી તેને વિકસાવી અને પગભર બનાવી આપણા સમાજમાં કન્યાકેળવણીનું મહત્ત્વ ઓછું નથી. સ્ત્રી એ તો સમાજના ઘડતરનું આગવું રૂપ છે. ચારિત્ર્ય ઘડતર, નાગરિક જીવનની જરૂરિયાતો, જીવનના વિકાસનાં પાસાં વગેરે બાબતમાં સ્ત્રી મહત્ત્વનો ભાગ ભજવી શકે. સ્ત્રી પોતે શિક્ષિત અને કેળવાયેલી હશે તો તે બાળકમાં અને સરવાળે સમાજમાં સદ્ગુણ અને સંસ્કારનું સિંચન કરી શકશે, અને સમાજને તંદુરસ્ત બનાવશે.

બહેનો એકલું શાળા - કૉલેજનું શિક્ષણ મેળવે તે પૂરતું નથી. તેની સાથે સાથે વ્યવહારુ જ્ઞાન અને સમજ મેળવે તે પણ જરૂરી છે. ઘરની સફાઈ, સુશોભન, બેન્કનું કામકાજ, ઓફિસો, કચેરીઓ અંગેનું જ્ઞાન અથવા માહિતી વગેરેની જાણકારી અને આવડત મહત્ત્વનાં છે. આ દિશામાં પણ શ્રી પ્રભાતકુમારભાઈએ પાછી પાની કરી નથી. સમાજમાં જુદા જુદા શહેરો - ગામડાઓમાં ગૃહિણી તાલીમ શિબિરો ગોઠવી બહેનોને આ બધી બાબતમાં પાયાની માહિતી અને સમજ પૂરાં પાડ્યાં છે. તેઓએ પોતે પણ આ બધી માહિતી, અભ્યાસ તૈયાર કરી પૂરાં પાડયાં છે. બહેનો માટે આ માહિતી હોવી જીવનની ચાવીરૂપ છે.

આ ઉપરાંત શ્રી પ્રભાતકુમારભાઇએ બહેનો માટેના પાયાના શિક્ષણરૂપ હોમ-સાયન્સનો અભ્યાસક્રમ તૈયાર કરી. ગામડે ગામડે ફરી, શાળા-કૉલેજમાં હોમ-સાયન્સના વર્ગો શરૂ કરવા ઝુંબેશ શરૂ કરી. પરિણામરૂપે એકલા મહેસાણા જિલ્લામાં જ લગભગ ૩૦ થી ૪૦ શાળાઓમાં આ વર્ગો શરૂ કરવામાં આવ્યા છે. જે સમાજની બહેનો માટે ખૂબ અગત્યનું અને આવકારદાયક છે.

ભાઈશ્રી પ્રભાતકુમારભાઈની બહુ-વિધિ સમાજસેવાઓ બાબતમાં અહીં ઘણી વાતો થઈ. તેઓએ ખરેખર આજીવન સમાજ- સેવાઓ કરી. પાટીદાર સમાજને નવું ચેતન આપ્યું છે. સમાજનાં નૈતિક મૂલ્યો વધારી, તેના સતત ઉત્કર્ષ અને વિકાસ માટે પોતાનું જીવન સમર્પણ કર્યું છે. આ તમામ સેવા પ્રવૃત્તિઓ પોતે સમાજનું અને દેશનું ઋણ ચૂકવવાની ભાવનાથી જ કરી છે. અને તેનો તેઓને સંતોષ છે. ચાર ચાર દાયકા સુધી સમાજના હિત, ઉત્કર્ષ અને નવી પેઢી તૈયાર કરવા માટે અખૂટ ધૈર્ય અને હિંમત રાખી, સાઇઠ

વર્ષેય યુવાનને શોભે તેવા જુસ્સાથી, પોતાની સર્વ - શક્તિ સમાજને સમર્પિત કરનાર, આચાર-વિચારને તાલબદ્ધ રાખનાર, સમાજના સજાગ પહેરેગીર બની રહેનાર સન્નિષ્ઠ, લોકપ્રિય અને સમાજશ્રેષ્ઠી શ્રી પ્રભાતકુમારભાઈને આ પ્રસંગે ઈશ્વર નિરામય દીર્ઘાયુ બક્ષે તેવી પ્રાર્થના કરું છું.

**- શ્રીમતી પદ્માબેન જયકૃષ્ણ**

તા. ૧૨-૬-૧૯૮૩ (શ્રી પ્રભાતકુમાર દેસાઈ સન્માન સમારંભના અધ્યક્ષ સ્થાનેથી)

સામાજિક કાર્ય સૌથી અઘરું કાર્ય છે, કારણ કે આમાં સંબંધીઓ સામે લડવાનું છે. અર્જુન બધે જ જીત મેળવતો હતો પણ જ્યારે કુરુક્ષેત્રના મેદાનમાં પોતાના કાકા-દાદા સાથે લડવાનું આવ્યું ત્યારે મુંઝાઈ ગયો. આ રીતે સામાજિક સુધારણા માટે પોતાની પત્ની સાથે પણ લડવાનું છે. આ ક્યારે બને ! પૂરો આગ્રહ હોય તો જ ને પ્રભાતકુમારે તે કરી બતાવ્યું છે. પ્રભાતકુમાર જેવા બીજા પ્રભાતકુમારો સમાજમાં જન્મે ને તેઓના જીવનમાંથી સમાજ પ્રેરણા લે. પ્રભાતકુમારે જે કાર્ય કર્યું છે તેનો હું સાક્ષી છું, ને તેઓશ્રીને અભિનંદન પાઠવું છું.

**- ઈશ્વર પેટલીકર**

શ્રી પ્રભાતકુમાર દેસાઈ જેવા બીજા સેવાભાવી કાર્યકરો સમાજમાં જન્મે તે કાર્ય કરવાનું છે. વર્ષો સુધી સમાજ બદલવા તેઓ ઝઝૂમ્યા ને કરી બતાવ્યું. વ્યક્તિનું સાચું સન્માન તેના ગુણો જીવનમાં અપનાવવામાં છે.

**- હરિભાઈ પંચાલ**

(સદ્‌વિચાર પરિવારના અગ્રણી)

રાજકારણમાં જૂઠાણાં ચાલે પણ સમાજજીવનમાં નહિ. સમાજ સુધારકનું કામ તલવારની ધાર ઉપર ચાલવા જેવું છે. સામાજિક સુધારક જ્યારે વાતો કરતો હોય છે તે પહેલાં તેને અપનાવવું પડતું હોય છે. પ્રભાતકુમારે અપનાવીને સમાજને ઉત્તમ ઉદાહરણો આપ્યાં છે.

**- મણિભાઈ પટેલ 'મમ્મી'**

(શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝા)

શ્રી પ્રભાતકુમાર પ્રખર સમાજસુધારક રહ્યા છે. ગુજરાતમાં સુધારાની હવા તેઓએ એટલા જોરશોરથી ફેલાવી છે કે આજે સૌ કોઈ સુધારાને સમજતા ને અપનાવતા થયા છે.

**- કેશવલાલ પટેલ**

(માનદમંત્રી, ક.પા. સમાજ - વડોદરા)

**સન્માનનો પ્રત્યુત્તર**

મારા ઉપર જે પ્રેમની ઝડી વરસાવી છે, તેથી હું મૂંઝાઈ ગયો છું. મને આ બધા ભાઈ-બહેનોની વચ્ચે બેસવાનું ગમે છે, ને મને આજે તમે ઉપર બેસાડયો છે. તેનું મને દુઃખ છે. જાહેરમાં મેં કામ કર્યું છે પણ મારું પ્રદર્શન થાય તે ઠીક નથી. સંત તુલસીદાસજીએ કહ્યું છે :

**"નિજગુન સ્ત્રવન સુનત સકુચાહીં,**
**પરગુન સુનત અધિક હરષાહીં."**

પરંતુ આજે તો મારી સન્મુખ જ મારી પ્રસંશા થાય છે તેથી હું ખૂબ મુંઝાઈ ગયો છું. પ્રસંશાની મને વેદના થાય છે.

મૂળ તો હું શરમાળ સ્વભાવનો છું. સમાજનું કામ કરતાં કરતાં શરમ તૂટતી ગઈ જેથી આવી રીતે બે શબ્દો કહી શકું છું. મારા ખૂબ ગુણ ગાયા, ખૂબ પ્રશંસા કરી, એની મને ભારે મૂંઝવણ છે. હું આ પ્રસંશાને યોગ્ય નથી. હું અદનો માણસ છું. મારી સ્થિતિ સામાન્ય છે. સામાન્ય માણસ તરફ હંમેશાં મારી નજર રહી છે. મારું દિલ સામાન્ય લોકો તરફ છે. તેથી સમાજનું કાર્ય કઠિન હોવા છતાં મને કાર્ય કરવાની ઇચ્છા થઈ.

હું નાનો હતો દાદાનો વારસો સમૃદ્ધ હતો. પણ સંજોગોવસાત્ મારે સામાન્ય સ્થિતિમાં કિશોર અવસ્થા પસાર કરવી પડી. મને ૧૧ વર્ષે કડી સ્કૂલમાં મૂકયો. મેં ત્યાં છગનભાને જોયા. વલ્લભવિદ્યાનગર તો એક કુશળ એન્જિનિયરે નિર્માણ કર્યું. પણ કડીની સંસ્થાનું નિર્માણ એક અભણ માણસે કર્યું. છગનભાની ભાવના, અડગતા મેં નજીકથી જોઈ. તેઓના પાસેથી મને પ્રકાશ મળ્યો. તેઓના હૃદયમાં સમાજને આગળ લાવવાની જે અગન અને લગન હતી તેની અસર મારા ઉપર થઈ ને મેં આ કામ સ્વીકાર્યું.

અમદાવાદની શ્રી સૂર્યમલસિંહજી દરબાર બોર્ડિંગમાં હું આવ્યો ત્યારે ડૉ. ગણપતરામની અસર મારા ઉપર થઈ. આ સેવાભાવી અને પ્રેમાળ ડૉક્ટરની છત્રછાયામાં અમે પ્રગતિ મંડળ શરૂ કર્યું. ત્યાર પછી સ્વ. ચંદ્રવદન લશ્કરીના પરિચયમાં આવ્યો, લશ્કરી કુટુંબના આ મિલ માલિક શેઠ સમાજસેવાનું કાર્ય કરે તે અમે જોયું. તેઓની ધર્મપત્ની તિલોત્તમાબેન જાતે ઘંટીએ દળે, ચિલોડાના એક ખેતરમાં ઘર બનાવી રહે ને ગામના અજ્ઞાન, અબુધ સમાજના ઉત્કર્ષ માટે કામ કરે. આ વ્યક્તિના કાર્યની અસર મારા જીવન ઉપર થઈને હું સામાજિક ક્ષેત્રે ખેંચાયો. મોરબીના શ્રી લક્ષ્મણભાઈ ઉધરેજા એ પોતાની યુવાની મોરબી વિસ્તારના ભાઈઓને ભણાવવા માટે છાત્રાલય બાંધ્યું ને પોતે ભણતર છોડી દઈને બીજા હજારો ભણે તે માટે છાત્રાલય સંભાળ્યું. આવા તપસ્વી, ત્યાગી પુરૂષો મને સમાજસેવાના કાર્યમાં ખેંચી ગયા છે. ને મારે સમાજનું ઋણ અદા કરવું જોઈએ એ ભાવનાથી શકય તે સેવા કાર્ય કર્યું છે.

ધરતી વિકાસ મંડળને મારો પૂરો બાકીનો સમય આપીશ. આ સમાજનું કોણ ? લગ્નના મોટા જલસાઓ થાય છે જેથી મારી આંખો બળે છે. હું ક્યાંય જતો નથી. મર્યાદાઓ પાળવામાં મને આનંદ છે મસ્તી છે. ન્યાતના છેલ્લામાં છેલ્લા માણસ પ્રત્યે પ્રેમ હોય તો સમાજના ઉત્કર્ષ માટે આડંબર છોડીને સમાજહિતના કાર્યોમાં ભાગ લેવો જોઈએ.

સામાજિક પ્રસંગોએ મારી કસોટી થઈ છે પણ સમાજકલ્યાણી દેવી મા ઉમાની અસીમ કૃપાથી હું એ કસોટીઓમાંથી પાર ઉતર્યો છું. સમાજના પાછળ રહી ગયેલા માનવીને નજરમાં રાખીને સામાજિક વ્યવહાર કરીએ તોજ સમાજ એ સમાજ રહે. આવો સામાજિક ધર્મ બજાવી સમાજનું તેજ વધારીએ.

ધરતી વિકાસ મંડળ અમદાવાદમાં જયોતિસંઘ જેવું નાનું સમાજ સેવા મંદિર બનાવવા માગે છે. કે જ્યાં સમૂહલગ્નો થાય, ગૃહવિજ્ઞાનની તાલીમ અપાય, તેની ઓફિસ હોય. મહિલા ઉદ્યોગ મંદિર હોય સમાજ સેવા મંદિર કરવું તે ધરતી વિકાસ મંડળનો સંકલ્પ છે. તેથી મને અર્પણ કરેલ રૂા. ૫૧,૦૦૦/-ની થેલી હું

સમાજસેવા મંદિરને અર્પણ કરું છું ને આ કવરમાં એક હજારનો વધારાનો મારો ચેક પણ અર્પણ કરું છું. મેં જે કંઈ કર્યું તે પાછળ મા ઉમિયાજીની પ્રેરણા છે. આપે મારું સન્માન કર્યું તે બદલ આપ સર્વેનો ઋણી છું.

**તા. ૧૨-૬-૧૯૮૩** **- શ્રી પ્રભાતકુમાર દેસાઈ**

## પાટીદાર સમાજના સજાગ પ્રહરી અને 'ધરતી'ના પ્રાણ

## શ્રી પ્રભાતકુમાર દેસાઈને

### સન્માન પત્ર

પાટડી (જિ. સુરેન્દ્રનગર)ના દરબાર કુટુંબમાં જન્મી, છેલ્લા ચોવીસ વર્ષથી પાટીદાર સમાજના ઉત્કર્ષ માટે આપે જે ભેખ ધારણ કર્યો છે તે અવર્ણનીય છે. 'ધરતી' ના લાંબા સમય સુધી તંત્રી તરીકે રહીને સમાજના સજાગ પ્રહરી બની રહેનાર, ઉચ્ચ નૈતિક મૂલ્યોને વરેલા, સંનિષ્ઠ, લોકપ્રિય, સુધારો 'સ્વ'થી જ શરૂ કરી આપે સમગ્ર ગુજરાતના પાટીદાર સમાજમાં લોક જાગૃતિ અને સુધારણાની જે હવા જન્માવી છે, એવા આપના જીવંત પ્રેરણાદાયી જીવનથી અમે ધન્યતા અનુભવીએ છીએ ને આપનું જાહેર સન્માન કરીએ છીએ.

### લોકસેવાનાં કાર્યો : એ જ આપનું જીવન

આપે 'ધરતી'ના તંત્રીની સાથે સાથે લોકસેવાની સંસ્થાઓ અને વિવિધ સામાજિક સંસ્થાઓમાં કાર્ય કર્યું છે. દરબાર શ્રી સૂરજમલસિંહજી ક.પા. છાત્રાલય, અમદાવાદના સહમંત્રી તરીકે, વાડીગામ સેવા સંઘ, અમદાવાદના માનદ્ સહમંત્રી અને સિવણવર્ગ તેમજ વ્યાયામ મંદિરની પ્રવૃત્તિઓના સંચાલક તરીકે, દરિયાપુર વેપારી મહાજન, અમદાવાદના માનદમંત્રી તરીકે, શ્રી પાટડી બંધુ સમાજ, અમદવાદના ઉપપ્રમુખ તરીકે, શ્રી દરિયાપુર સહાયક કો.ઓ. ક્રેડિટ એન્ડ સપ્લાય સોસાયટી, શ્રી ઉ.ગુ. પાટીદાર મંડળ, અમદાવાદ, શ્રી ક.પા. એજ્યુકેશન સોસાયટી, અમદાવાદ વગેરે સંસ્થાઓમાં વ્યવસ્થાપક સમિતિના સક્રિય કાર્યકર તરીકે સેવા કાર્ય બજાવ્યું છે. જોટાણા, કડી, લાંભા અને ઊંઝામાં મળેલ કડવા પાટીદાર પરિષદમાં ભારે ઉત્સાહભર્યું કાર્ય કરી બતાવી છેલ્લે પરિષદના મંત્રી પણ બન્યા છો. તદ્ઉપરાંત હાલ આપ સ્ત્રી કેળવણી મંડળ, અમદાવાદના ટ્રસ્ટી અને ધરતી વિકાસ મંડળના ઉપપ્રમુખ તરીકે સેવાઓ આપી રહ્યા છો. આ રીતે વિવિધ સામાજિક સંસ્થાઓમાં રહી નવજાગૃતિનાં કાર્યો કર્યા છે.

### સુધારાનો અખંડ દીપ જલતો રાખનાર

આઝાદીની લડત હોય, મહાગુજરાતનું આંદોલન હોય કે સામાજિક ક્રાન્તિની ઝુંબેશ હોય તેમાં આપે ઘર કે કુટુંબ કબીલો કશું જોયા વિના ઝંપલાવી દીધું છે. 'ધરતી' માસિકનું પ્રકાશન, કન્યા કેળવણી માટેની પદયાત્રા, સમૂહલગ્ન, ગૃહિણી તાલીમ શિબિર, મહિલા સમ્મેલનનું આયોજન, સુધારા પરિષદ, સમાજયાત્રા વગેરે ધરતી વિકાસ મંડળની પ્રવૃત્તિઓને સમાજકલ્યાણી દેવી ઉમિયાજીનો આદેશ સમજી સમર્પણ ભાવથી આપ સદાય નિમગ્ન રહીને એક યોદ્ધાને પણ શરમાવે તેવી રીતે અડગ રહીને સફળ કાર્ય કરતા આવ્યા છો. આપે પાટીદાર સમાજમાં વ્યાપેલી અજ્ઞાનતા, કુરિવાજો, અંધશ્રદ્ધા અને વહેમોમાંથી સમાજને બહાર કાઢવા

માટે સુધારાનો અંખડ દીપ જલતો રાખ્યો છે. આવા સ્વસમર્પિત લોકસેવક એવા આપ પ્રત્યે અમે સન્માનભર્યો આદરભાવ વ્યક્ત કરીએ છીએ.

**સમાજ માટે સમર્પિત જીવન**

આપે એક સાચા સુધારક તરીકે સમાજને ગુણલક્ષી નેતૃત્વ આપ્યું છે. આપે ઉત્સાહ, પ્રામાણિકતા ઉપર ચારિત્ર્યનું ચણતર અને જીવનનું ઘડતર કર્યું છે, સમાજના ચરણોમાં આપે આપનું જીવન સમર્પિત કર્યું છે. સમાજને બેઠો કરવાની જે અગન અને લગન આપના હૈયામાં કામ કરી રહી છે, તે અમે અનુભવી રહ્યા છીએ. સમાજના સાચા મશાલચી બનીને સમાજ પરિવર્તનમાં આપે પોતાનું સર્વસ્વ ત્યાગને સમાજસેવકનો નવો અભિગમ રજુ કર્યો છે. આપનું આવું અણીશુદ્ધ વ્યક્તિત્વ એ આપણા સમાજની મૂડી બની રહેશે.

**વિચાર-આચારની તાલબદ્ધતા**

સામાજિક કાર્ય સૌથી કઠિન કાર્ય આપે સિદ્ધ કરી બતાવ્યું છે. આચાર અને વિચારમાં તાલબદ્ધતા અમે આપનામાં જોઇ છે. આપે સમૂહલગ્નમાં આપના દીકરાઓને પરણાવ્યા. મોટી સંખ્યાવાળા જમણવારો છોડતા, કુરિવાજો-કુરૂઢિઓના બંધનો ફગાવી દીધા. સમાજ માટે જે યોગ્ય છે તે કહેતાં પહેલાં તલવારની ધાર ઉપર ચાલીને પાળી બતાવ્યું છે. આવું આંતર-બાહ્ય અણી શુદ્ધ નિરાળુ વ્યક્તિત્વ સમગ્ર સમાજ તેમજ ભાવિ પેઢી માટે પ્રેરણાદાયી બની રહેશે. આ માટે અમે ધન્યતા અનુભવ્યા સિવાય રહી શકતા નથી.

**ભાવિ પેઢી માટે પ્રેરણાસ્રોત**

આપે સમાજને બેઠો કરવા માટે ખંત, ઉત્સાહ, 'એકલો જાને રે', સુધારો 'સ્વ'થી જ થાય-કરી ઉચ્ચત્તમ સામાજિક જાગૃત્તિની દિશા બતાવી છે તેની નોંધ ભાવિ પેઢી લીધા વિના રહેશે નહિ. પાટીદાર સમાજ માટે પ્રેરણાસ્રોત એવા આપને સન્માનતાં અમે ગૌરવ અનુભવીએ છીએ અને પરમકૃપાળુ પરમાત્માને હાર્દિક પ્રાર્થના કરીએ છીએ કે આપનું શેષ જીવન તંદુરસ્તીભર્યું રહે ને આપના અનુભવની પ્રેરણા સમગ્ર સમાજને મળતી રહે તેવી અમારા સૌની અંતરની અભ્યર્થના છે.

સ્થળ :<br>કામેશ્વર મહાદેવ હોલ<br>નારણપુરા,<br>અમદાવાદ.<br>તા. ૧૨-૬-૮૩ સાંજે ૫-૦૦ વાગે

**અમે છીએ**<br>ધરતી વિકાસ મંડળના ટ્રસ્ટીઓ<br>વ્યવસ્થાપક કમિટીના સભ્યો,<br>ધરતીના ચાહકો અને પાટીદાર<br>સમાજના હિતચિંતકો

## લોકપ્રિય સમાજસેવક પ્રભાતકુમારનું સન્માન

સદ્‌વિચાર પરિવાર અમદાવાદ સંચાલિત સમર્પણ વિદ્યાપીઠ ખાતે યોજાયેલ માનવતા મહોત્સવ પ્રસંગે તા. ૧૪-૧૧-૯૮ ના દિને માનવતાવાદી યુવા સંત જાણીતા કથાકાર શ્રી રમેશભાઈ ઓઝા (પૂ. ભાઈશ્રી)ના વરદહસ્તે સદાચારી સમાજસેવક પાટડીના વતની શ્રી પ્રભાતકુમાર દેસાઈનું કાસ્કેટ અર્પણ કરી બહુમાન કરવામાં આવ્યું હતું.

ઉપરોક્ત મહોત્સવનું મંગલાચરણ સંન્યાસ આશ્રમ, અમદાવાદના સંત પૂ. મહામંડળેશ્વર સ્વામી શ્રી વિશ્વદેવાનંદજીના આશીર્વચનથી તા. ૧૧-૧૧-૯૮ના દિને ગુજરાત રાજ્યના માનનીય મુખ્યમંત્રી શ્રી કેશુભાઈ પટેલ અને સાંસ્કૃતિક વિભાગના માનનીય રાજ્યમંત્રી શ્રી મહેન્દ્રભાઈ ત્રિવેદીના ઉમળકાભર્યા સહયોગથી થયેલ. આ મહોત્સવનું સમાપન પૂ. સ્વામી સચ્ચિદાનંદજી (દંતાલીવાળા)ની પ્રેરકવાણીથી તા. ૧૫-૧૧-૯૮ના દિને થયું હતું.

ઉપરોકત 'માનવતા મહોત્સવ' અને 'યુવા સંસ્કાર શિબિર' સદ્‌વિચાર પરિવાર સંચાલિત સમર્પણ વિદ્યાપીઠ, રાજ્ય શિક્ષણ વિભાગ N.S.S., N.C.C. યુનિટ, ગુજરાત રાજ્ય યુવક સેવા અને સાંસ્કૃતિક વિભાગ, સંસ્કૃતિ પરિવાર-અમદાવાદ, સરદાર પટેલ ફાઉન્ડેશન જેવી સંસ્થાઓના ઉમળકાભર્યા સહયોગથી યોજાયો હતો.

ઉપરોકત પ્રસંગે શ્રી પ્રભાતકુમાર દેસાઈ ઉપરાંત અન્ય ૧૮ સેવાભાવી મહાનુભાવોનું ઉમળકાભર્યું બહુમાન કરવામાં આવ્યું હતું.

### ૩. 'પાટીદાર રત્ન' એવોર્ડથી સન્માનિત

અખિલ ગુજરાત કડવા પાટીદાર પરિષદ, મહેસાણા તરફથી આચાર -વિચારનો સુમેળ સાધનાર 'ધરતી' માસિકના ભૂતપૂર્વ તંત્રી શ્રી પ્રભાતકુમાર દેસાઈને 'સાહિત્ય સંપાદન ક્ષેત્ર'નો 'પાટીદાર રત્ન' એવોર્ડ સંસ્થાના પ્રમુખશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ (અંબિકા મિલ્સવાળા)ના વરદ હસ્તે અર્પણ કરીને વાંઢાય (ભૂજ-કચ્છ) ખાતે ઉમિયા માતાજીના મંદિરના વિશાળ પટાંગણમાં યોજાયેલ પાટીદાર પરિષદમાં તા. ૪-૪-૯૮ના દિને બહુમાન કરવામાં આવ્યું હતું. ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝાના પ્રમુખશ્રી કેશવલાલ શેઠ તરફથી પ્રભાતકુમારને સાલ અર્પણ થયેલ.

આ પ્રસંગે, 'મહિલા જાગૃતિ ક્ષેત્ર'નો પાટીદાર રત્ન એવોર્ડ ગુજરાતની જાણીતી મહિલા સંસ્થા 'જયોતિસંઘ'ના ભૂતપૂર્વ પ્રમુખ, ધરતી મહિલા જાગૃતિ મંડળના પ્રમુખ શ્રીમતી પદ્માબેન જયકૃષ્ણ હરિવલ્લભદાસને સમારંભના પ્રમુખશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસના વરદ્‌હસ્તે અર્પણ કરવામાં આવ્યો હતો.

ઉપરોકત સમારંભના ઉદ્‌ઘાટક તરીકે ગુજરાત રાજ્યના પાણી પુરવઠા અને ખનીજ ખાતાના માનનીય મંત્રીશ્રી નરોત્તમભાઈ ત્રિ. પટેલ તરફથી પાટીદાર રત્ન એવોર્ડ પ્રાપ્ત કરનાર વ્યક્તિઓને ધન્યવાદ આપ્યા હતા.

'કૃષિ સંશોધન ક્ષેત્ર'ના સન ૧૯૯૬નો પાટીદાર રત્ન એવોર્ડ પાટડીના રાજકુટુંબના અગ્રણી શ્રી દિલીપસિંહજી દેસાઈને અમદાવાદ ખાતે ઉમિયા માતાજી સંસ્થાન કેમ્પસમાં અર્પણ કરવામાં આવ્યો હતો.

આ રીતે પ્રભાતકુમારનું વિવિધ સંસ્થાઓ દ્વારા સન્માન કરવામાં આવ્યું હતું. જોકે પ્રભાતકુમારના કાર્યોથી સમગ્ર ગુજરાતનો પાટીદાર સમાજ પ્રભાવિત રહ્યો છે. પ્રભાતકુમાર ક્યારેય સન્માનમાં માનતા નહિ, ને સન્માન પ્રસંગે તેઓ શરમિંદા બની જતા. આ એક એવા લેખક હતા કે સૌથી પાછળ બેસે, સ્ટેજ ઉપર બેસવાનું ક્યારેય પસંદ કરે નહિ. જનતાના સાચા પ્રતિનિધિ તેઓ હતા ને જીવનના અંત સુધી રહ્યા.

- તા. ૨૬-૩-૨૦૦૬ના દિને સ્વ.પ્રભાતકુમાર દેસાઈને કડવા પાટીદાર પરિવાર ટ્રસ્ટ, ગુજરાત પ્રદેશ તરફથી કર્મયોગની કેડી કંડારનાર, 'પાટીદાર રત્ન' તરીકે અમદાવાદ મુકામે બિરદાવીને જાહેર સન્માન કરવામાં આવ્યું હતું.

●

# ૭. સમર્પણની સુવાસ

## (૧) શ્રી પ્રભાતકુમાર દેસાઈ : ગુણલક્ષી નેતૃત્વ

**-ડૉ. મફતલાલ પટેલ**

સ્વામીશ્રી સચ્ચિદાનંદજીએ કહ્યું છે કે, ''કાર્યકર્તા આઈસ્ક્રીમ જેવો હોવો જોઈએ તેની પાસે મલાઈ, મધુરતા અને શીતળતા હોવી જોઈએ. તેના વ્યક્તિત્વની મલાઈ એટલે પ્રામાણિકતા, જીવનની મીઠાશનું આકર્ષણ હોવું જોઈએ, અહંકારની શૂન્યતા સાથે સાથે સહનશક્તિ અપાર જોઈએ.'' ...પણ આજે સાચો કાર્યકર મળવો મુશ્કેલ છે. કદાચ કોઈ ક્ષેત્રમાં નિષ્ઠાવાળો કાર્યકર મળી જાય પણ સમાજસેવાના ક્ષેત્રમાં મળવો દુર્લભ છે. આચાર્ય શ્રી તુલસીએ પણ કહ્યું, ''ધાર્મિકતા ઘણી જગ્યાએ દેખાશે પણ નીતિમત્તા બહુ ઓછી સમાજમાં જોવા મળશે, ઉચ્ચ નૈતિક મૂલ્યોને વરેલા લોકો તમને નહિ જ મળે.''

### સમાજ સેવકોને લોકપ્રિયતા ખૂબ જ ઓછી મળે છે

સમાજ સેવકોનું કાર્ય સમાજને બદલવાનું છે. ચીલાચાલુ સમાજના માર્ગોને પરિવર્તન કરવાના છે. ને નવો રાહ તેને ફક્ત ચીંધવાનો નથી, કરી બતાવવાનો છે. સમાજનું કાર્ય તે સૌથી કઠિન કાર્ય છે. આજે સમાજમાં ધનિકોની પૂજા થાય છે, સમાજ સેવકોની નહિ. ધનિકોને સામાજિક મંડળોના ઉચ્ચ સ્થાને, ઉચ્ચપદે, બેસાડવામાં આવે છે પણ પોતે સુધારાના નિયમો અપનાવતા નથી જેથી સમાજ ઝડપથી પાછળ પડી જાય છે. ધન અને ધનિકોના મહત્ત્વના લીધે સમાજ જાગૃતિ શક્ય બની નથી.

શુદ્ધ સામાજિક કાર્યકરે સમાજને શિક્ષણ આપવાનું છે. સમાજ સેવાની તેનામાં અગન હોવી જોઈએ ને લગન હોવી જોઈએ. તે સમાજને પંપાળતો નથી જરૂર પડે ત્યારે તેને ચાબખા પણ મારવા પડે છે. લાલ આંખ પણ બતાવશે પરિણામે તેને સૌથી ઓછી લોકપ્રિયતા મળશે. સમાજને બદલવો હોય તો સમાજનો હાથ પકડનાર આંધળો આગેવાન ન હોય, તેણે આચરણમાં મૂકેલું હોય. આચરણ વિનાના કાર્યકરનું કશું ઝીલાતું નથી. તે હાંસીને પાત્ર બને છે.

### શ્રી પ્રભાતકુમાર દેસાઈ : શુદ્ધ કાર્યકર

શ્રી પ્રભાતકુમાર દેસાઈ કોઈ નેતા નથી પણ કાર્યકર છે. શુદ્ધ કાર્યકરના બધાજ ગુણો તેમનામાં જોવા મળ્યા છે. 'ધરતી'ના તંત્રી તરીકે વર્ષો સુધી કામ કર્યું ને ગમે તેવી પરિસ્થિતિમાં, વારંવાર આવતા વાવાઝોડાઓમાં ધરતીએ એની મશાલ જલતી રાખી તે કામ પ્રભાતકુમારનું છે. તેને આર્થિક અને સામાજિક રીતે સદ્ધર બનાવવામાં સૌથી વિશેષ ફાળો તેઓશ્રીનો છે.

ધરતીનો તંત્રી જ્યારે સમાજ બદલવાની, સુધારાની વાતો કરે તે પહેલાં તેને જ્ઞાનેશ્વરની જેમ ગોળ ખાવાનો બંધ કરવો પડશે. આચરણ વિના કાર્યકર શોભે નહિ, સમાજ વચ્ચે નભે નહિ. 'ધરતી' સાથે સંકળાયેલા અનેક કાર્યકરોમાં સૌથી સવિશેષ આચરણનું કાર્ય શ્રી પ્રભાતકુમારે કરી બતાવ્યું છે. આવું અણીશુદ્ધ વ્યક્તિત્વ કદાચ ભાગ્યે જ જોવા મળતું હશે.

**અમાનવીય વ્યક્તિત્વ**

શ્રી પ્રભાતકુમાર વિષે જો મારે ચાર જ લીટીમાં લખવાનું હોય તો હું આ પ્રમાણે જ લખું, ''નિર્મળ અને નિખાલસ, શાંત છતાં સ્પષ્ટ, બીજા માટે બધું જ ત્યાગ કરવાની વૃત્તિવાળા, પરગજુ, સંસ્થા માટે સતત સજાગ સંવેદનશીલ, ઊંડી સૂઝ અને દીર્ઘદષ્ટિ સંપન્ન વ્યક્તિત્વ.'' શરીર બગડે તો બગડવા દો ઘરની આર્થિક સ્થિતિ તૂટી પડે તો તૂટી પડવા દો, પોતાની બધી જ અંગત જરૂરિયાત ન સંતોષાય તો ન સંતોષવા દો પણ આ બધાના ભોગે મારા સમાજ, મારી સંસ્થાનો ઉત્કર્ષ થાય તો થવા દો. બધું ગુમાવીને પણ 'ધરતી' માટે સર્વસ્વ સમર્પિત કરનાર પ્રભાતકુમાર છે. 'ધરતી'નું લોકશાહી માળખુ ઘડવામાં, ધરતીમાંથી 'ધરતી પ્રકાશન મંડળ' જ્ઞાતિમાંથી ચુનંદાસેવાભાવી કાર્યકરોને ખેંચવામાં ને તેઓને સામાજિક સેવાની ભૂખ જાગૃત કરવામાં ને ત્યાર પછી પોતાનો કોઈ ખ્યાલ રાખ્યા સિવાય બીજાને બધુ પીરસી દેવામાં જે ભાગ તેઓએ ભજવ્યો છે, તે અવર્ણનીય છે. તેઓનું અદશ્ય વ્યક્તિત્વ પણ જાણવા જેવું છે. પાથરણાં પાથરે, માઈક ગોઠવે, કાર્યક્રમ ઘડે, પત્રિકાઓ છપાવે, મહેમાનોને બોલાવે ને મહેમાનોને ભાષણ સુદ્ધાં લખી આપે પણ પોતે દૂર કોઈ ભાગમાં સંતાઈને 'હું કશું જ કરતો નથી, આ તો આપ જ કરો છો.' તેવો નિરાભિમાની, નિસ્વાર્થી ભાવ પ્રદર્શિત કરી આનંદ અનુભવે. આ કેવું વ્યક્તિત્વ ! હોદ્દાની, પૈસાની, નેતૃત્વની કોઈ ભૂખ મેં જોઈ નથી. ઘણી વખત મને થાય કે આ માનવ કે અમાનવ ! કદી ના પાડે નહિ. પેટ બગડે, જાજરૂ જવાની તકલીફ, આંખે મોતિયો- દેખાય નહિ. ઢીંચણે વા-ચલાય નહિ. છતાં પ્રવૃત્તિ માટે, કાર્ય માટે કદી ના પાડે નહિ. તૈયાર ને તૈયાર. બીજાના લીધે કોઈ મુશ્કેલી ઊભી થાય તો દોષ પોતાનો કાઢે. એક હર્ફ સુદ્ધાં પણ ઉચ્ચારે નહિ. કદી મદદ માટે હાથ લાંબો કરે નહિ. તકલીફ સહન કરવી પણ કહેવી નહિ. ચાલતા જવું પણ કદી કોઈની લીફ્ટ માંગવી નહિ. કામ ને કામ. ને તે ફક્ત સમાજ માટે, ધરતી માટે ઘણી વખત બીજાને ચીડ પણ ચઢી જાય કે આ માણસ કેમ પોતાનો ધંધો વિકસાવતો નથી ? કેમ પૈસા કમાવા કાંઇ કરતો નથી ? પણ તેઓનું અનેરું નિરાળું વ્યક્તિત્વ રહ્યું છે. મર્દની જેમ જીવી બતાવવાની ઝંખના તેઓમાં જોવા મળી છે.

**દષ્ટિ સંપન્ન તંત્રી**

શ્રી પ્રભાતકુમારે દષ્ટિસંપન્ન તંત્રી તરીકે કાર્ય કર્યું. તેઓને સમાજનો પૂરો ખ્યાલ હતો. સમાજને ક્યાં લઈ જવો તે તેઓ જાણતા હતા. રચનાત્મક માર્ગે સમાજને ખેંચવાને તેમ ન બને અને જો સંઘર્ષ કરવો પડે તો પણ કરવો. તે કદી નિર્માલ્ય ડરપોક દેખાયા નથી. બહાદુર અને નીડર દેખાયા છે. પણ બને ત્યાં સુધી નિષેધક માર્ગો અપનાવવા એવું તેઓ માને છે. સમાજને બદલવા પ્રેમ જોઈએ ને તેઓએ પ્રેમ આપ્યો છે. સમાજને બદલવાની જે અગન અને લગન મેં જોઈ છે, તેવી ક્યાંય જોઈ નથી.

**ધરતીના પ્રાણ**

છેલ્લા બે વર્ષથી નાદુરસ્તીના કારણે સતત તેઓની માગણી રહી ને અંતે નાછૂટકે પ્રભાતકુમારને તંત્રી તરીકેથી નિવૃત્તિ આપી છે. પણ આજે તે સંસ્થાના ઉપપ્રમુખ તો છે જ.

ધરતી વિકાસ મંડળે છેલ્લા સાત-આઠ વર્ષથી સમાજ ઉત્કર્ષ માટે વિવિધ પ્રવૃત્તિઓ શરૂ કરી. ગૃહિણી તાલીમ શિબિર, સમૂહલગ્ન, સમાજ વિકાસ પરિષદ, મહિલા પરિષદ, સમાજસેવા કેન્દ્ર બધાના કેન્દ્રમાં શ્રી પ્રભાતકુમાર રહ્યા છે. ને આજે પણ બધી પ્રવૃત્તિઓમાં ચાલકબળ તો તે જ છે. તે હાલે તો બધુ હાલે. ને તેઓ જો ઠરી જાય તો બધુ ઠરી જાય. બધાને હાલતા કરવામાં ને સતત ચેતનવંતા રાખવામાં તેઓનો ફાળો

અવર્ણનીય છે. સામાજિક સેવાની, સામાજિક ઉત્કર્ષની પ્રવૃત્તિઓને તો જુવોની જેમ વળગી પડે, છોડે જ નહિ. કોઈ કાર્યક્રમ સફળ કેવી રીતે બનાવવો તે માટે રાત-દિવસ એક કરે. કાગળો લખ્યા જ કરે, પત્રિકાઓ છાપે, ઘેર ઘેર મળવા જાય, ઉનાળાનો ધગધગતો તાપ હોય કે કડકડતી ઠંડી હોય કશું જોયા વિના એવા લાગી જાય કે તેઓની પાછળ દોડવાની ઇચ્છા ન હોય તો પણ દોડવાનું જ રહ્યું. દોડવું જ પડે. આવું તેઓનું કાર્ય સિદ્ધિ માટેનું વ્યક્તિત્વ છે. તેઓએ 'ધરતી'ને જીવંત બનાવ્યું ને સમગ્ર પાટીદાર સમાજની આશાનું કેન્દ્ર, ઉત્કર્ષનું કેન્દ્ર બનાવ્યું છે.

આવા ગુણસંપન્ન વ્યક્તિત્વવાળા પ્રભાતકુમાર 'ધરતી'નું અહોભાગ્ય છે, ને હવે આવા સર્વગુણ સંપન્ન કાર્યકારો સમાજને મળવા મુશ્કેલ છે.

**આચરણનું બળ**

શ્રી પ્રભાતકુમારનું આખું જીવન આચરણના બળ ઉપર નભતુ આવ્યું. જે બોલે તે લખે ને જે લખે તે પાળે, તેઓનું વર્તન-વ્યવહાર સમાજ માટે પ્રેરણારૂપ રહ્યું છે. ધરતીનો તંત્રી સમાજનું પ્રતિબિંબ બને, આદર્શ બને. હજારો જ્ઞાતિભાઈઓને પ્રેરણારૂપ બને પ્રભાતકુમારે તે કરી બતાવ્યું. લગ્નના ખર્ચાઓમાં કાપ તો મૂક્યો પણ કદી ભપકાવાળા લગ્નમાં જમવા બેઠા નથી, પોતાના બધા દીકરા સાદગી અને સમૂહલગ્નમાં પરણાવ્યા. સમાજનો મોટો ભૂપ હોય કે ચમરબંધી હોય પણ આ તંત્રીએ સમાજ વિરોધી પ્રવૃત્તિઓને પ્રોત્સાહન આપ્યું નથી કે તેને પરોક્ષ રીતે પણ અનુમોદન આપ્યું નથી. સંબંધીઓના સમારંભો છોડ્યા, સંબંધીઓ ને મિત્રોના ઠપકાઓ સહન કર્યા. પણ જે સત્ય લાગ્યું છે તેનું પાલન કર્યું છે. નિર્મળ અને અણિશુદ્ધ વ્યક્તિત્વ પાળી બતાવ્યું છે. તેઓ બહારથી જે છે, તેનાથી અંદરથી વધારે છે. તેઓનું સમાજસેવાનું કાર્ય જોઈએ છીએ ત્યારે તેઓના ચરણમાં અમારું મસ્તક આપોઆપ નમી જાય છે. આ સમાજસેવકનું સન્માન તે ખરેખર યોગ્ય અને પ્રેરણાદાયક છે. આવા દસ-પંદર વ્યક્તિઓ સમાજને મળી જાય તો સમાજ બદલવો અઘરું કાર્ય નથી.

આવા આઇસ્ક્રીમ જેવું વ્યક્તિત્વ ધરાવનાર શ્રી પ્રભાતકુમાર દેસાઈને પરમકૃપાળુ પરમાત્મા તંદુરસ્તી ભર્યું, દીર્ઘાયુ અર્પણ કરે ને તેઓનું સમાજસેવાનું તેજ અમારા જેવા નાના દીવડાઓ ઓલવાઈ ન જાય તે સારુ તેમાં પ્રકાશ આપતું રહે તેવી પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરું છું.



## (૨) એક સાચો સમાજસેવક

**- પોપટલાલ ગુલાબદાસ પટેલ**

આપણો સમાજ પ્રગતિ નથી કરી શકતો તેનું કારણ સમાજસેવકો કહેવડાવનારા બોલે છે ઘણું તેમાંનું આચરે છે ઘણું ઓછું. આપણા સમાજને તેના વિકાસ માટે સાચા સમાજ સેવકોની જરૂર છે, જે સ્વાર્થ ન જોતાં પરમાર્થ જુએ, જે બોલે તે આચરે, આંતર્બાહ્ય એક. શ્રી પ્રભાતકુમાર દેસાઈ આવા સાચા સમાજસેવક છે. મારા એ વિદ્યાર્થી. વિદ્યાર્થીકાળથી તેમને સન્નિષ્ઠ, પ્રામાણિક, સત્યના પક્ષકાર અને અન્યાયને પડકારનારા કાર્યકર તરીકે હું તેમને પીછાનું છું. જ્ઞાતિનું અને તેમાં પણ સમાજ સુધારાનું માસિક ચલાવવું તે લોઢાના ચણા ચાવવા જેવું કાર્ય છે. આપણા સમાજનાં ઘણાં બધાં આવાં સામયિકો નીકળ્યાં અને બંધ થઈ ગયાં. 'ધરતી'

માસિક જેણે ત્રણ ચાર દસકાથી સમાજ સુધારણાની મશાલ જલતી રાખી છે તે માટે ખરેખર શ્રી પ્રભાતકુમાર અનન્ય ધન્યવાદને પાત્ર છે.

કુરિવાજો સામે તેમણે સતત લડાઈ આપી છે. સમાજનું શ્રેય શામાં છે તે તેઓ બરાબર જાણે છે. છેલ્લે છેલ્લે તેમણે ગૃહિણી તાલીમ શિબિરો, સમૂહલગ્નો અને કન્યા કેળવણી સંબંધી અનન્ય ફાળો આપ્યો છે. આ બધું કાર્ય કરવા છતાં અહમ્-અભિમાન દૃષ્ટિગોચર થતું નથી. ભાવગત તેઓ સમાજસેવાનું કાર્ય કર્યે જાય છે. તેઓ બોલે છે તે પ્રમાણે આચરે છે. ઊંઝાના સમૂહલગ્નમાં તેમના એક દીકરાના લગ્ન લીધા. તેમનો બીજો દીકરો તા. ૬-૬-૮૩માં અમદાવાદનાં સમૂહલગ્નમાં લગ્ન લીધા. એ તો પ્રભુતામાં પગલાં માંડવાનું આપણા મહાન કવિએ ગણ્યું છે. ગૃહસ્થાશ્રમ ધર્માચરણ માટે છે. લગ્ન ગૃહસ્થાશ્રમનું પહેલું સોપાન છે. આવા સાચા સમાજસેવકનું સન્માન તા. ૧૨-૬-૮૩ને રોજ થનાર છે, એ સમાજનું યોગ્ય પગલું છે. શ્રી પ્રભાતકુમારને પ્રભુ સ્વાસ્થ્યમય દીર્ઘાયુ બક્ષે જેથી તેઓ સમાજની લાંબો સમય સેવા કરી શકે એવી પ્રાર્થના છે.

## (૩) ગુણોથી ભરપૂર શ્રી દેસાઈ સાહેબ

**- શંકરભાઈ રામદાસ પટેલ**
**(સામાજિક કાર્યકર)**

હું સિદ્ધપુરથી સને ૧૯૪૫ના અરસામાં અમદાવાદ આવ્યો. સમાજ સુધારાનું તો મારા જીવનમાં હતું, મને એમાં રસ હતો. તે વખતે ઉત્તર ગુજરાત પાટીદાર મંડળની પ્રવૃત્તિ શરૂ થઈ ગઈ હતી.

ત્યારબાદ એકાદ વર્ષ પછી સમાચાર મળ્યા કે ધરતી માસિક શરૂ થયું છે. અમુક તારીખે લશ્કરી શેઠના બંગલામાં દિલ્હી ચકલામાં ૯ થી ૧૧ વચ્ચે મીટિંગ છે એવા સમાચાર મળ્યા. હું ત્યાં પહોંચી ગયો. મારી રાહ જોઈને તેઓ બેઠા હતા. ત્યાં શ્રી ચંદ્રવદન લશ્કરી, શ્રી પ્રભાતકુમાર દેસાઈ અને શ્રી માણેકલાલ દીનાનાથ પટેલ વગેરે બેઠા હતા. જેમણે મને ખૂબ આવકાર આપ્યો. ને શ્રી દેસાઈ સાહેબે માણેકલાલની ઓળખાણ આપી અને ‘ધરતી’ માસિક મારા હાથમાં મૂક્યું. ત્યારથી મારો દેસાઈ સાહેબ સાથેનો ગાઢ સંબંધ થયો.

શ્રી પ્રભાતકુમાર દેસાઈ વિચારશીલ માણસ. ગ્રેજ્યુએટ થયેલા. ઊંચા ખાનદાન કુટુંબના પાટડી નરેશ કુળના હોવા છતાં જરાયે મોટાઈ નહિ. અમારી સાથે ગામડાના પ્રવાસમાં આવે. મહિનામાં વીસ દિવસ મારી સાથે પ્રવાસમાં રહે. આટલો સમય કોઈએ આપ્યો નથી. મારી સાથે ખેડૂતના ઘેર ઘેંશ અને રોટલો ખાય. તકલીફ પડે તો કદી ઉંહ કરે નહિ. કોઈ જાતની નાનમ નહિ. તેમની કોઠા સૂઝ ખરેખર જબરી હતી.

અમારી વિચારસરણી સરખી. ગામડે જતાં રેલવેમાં સમય ન બગડે તે માટે ત્યાં કામ પણ કરે. પત્રિકાઓ લખે, છાપે, વહેંચે. જોરદાર પ્રચાર કરે. સમાજને બદલવાની જબરી લગન હતી, અંદરથી આગ સળવળતી હતી. ગાંધીજી અને મહાદેવભાઈ દેસાઈ વચ્ચે જેવો સંબંધ રહ્યો છે. તેઓનું જે સન્માન કરવામાં આવી રહ્યું છે. તે ખરેખર યોગ્ય છે. દેસાઈ સાહેબમાં કોઈનું ગમે તેવું કામ કરવાનો મોટો ગુણ છે. બીજો ગુણ કોઈને પણ સમાજની સારી સમજ આપવાનો છે. તેમના માટે હું જેટલા ગુણ ગાઉં તેટલા ઓછા છે.

**વહી હૈ જિંદગી, જો નામ પાતી હૈ ભલાઈમેં,**
**ખુદ કો છોડકર પહોંચ જાતી હૈ ખુદાઈમેં.**

**હમ તેરે ખ્યાલોં કી મશાલેં જલાતે હૈં,**
**જબ કભી ચિરાગોંમેં રોશની નહીં હોતી !**



## (૪) પ્રભાત ફોર્યુ સમાજનું

**- માણેકલાલ દી. પટેલ**

મારા શંભુપ્રસાદ લશ્કરીની પોળ, શાહપુરના નિવાસ વખતે તેમના મિત્ર શ્રી જયંતીભાઈ (ચેતનભાઈ)ને ત્યાં તેઓ આવતા ત્યારે તેમનાં પ્રથમ દર્શન આશરે ચાલીસ વર્ષ પહેલાં થયેલાં. દરબાર બોર્ડિંગના સહાધ્યાયી મિત્રો સાથે સામાજિક પ્રવૃત્તિ કરતા તે વખતે પણ દૂરથી તેમને જોયેલા.

'ધરતી' માસિકનો પ્રથમ અંક બહાર પડયા પછી હું ધરતીમાં વ્યવસ્થાપક તરીકે જોડાયો, ત્યારે જ પ્રત્યક્ષ પરિચય થયો. મારા જીવનમાં સુધારાનો રંગ ધરતી માસિકે લગાડ્યો. અને એ રંગના પ્રવાહમાં આજે વહેતા રહેવાનું મન થાય છે, તેનું માન આ પ્રવૃત્તિને જાય છે. ધરતી માસિક દ્વારા અમારા જેવાઓનો સુધારાનો રંગ લાગ્યો હશે તેનું શ્રેય શ્રી પ્રભાતકુમારને છે.

'ધરતી' માસિકમાં આજદિન સુધીમાં ઘણા બધા કાર્યકરો આવ્યા અને ગયા પણ તે અનેકમાં ભાઈશ્રી પ્રભાતકુમાર એકલા અનેક ઝંઝાવતોમાં હિમાલય સમાન અડગ રહ્યા છે. અડગ રહેવું અને તે પણ સામાજિક કાર્યકર તરીકે ખરેખર ઘણું કપરું છે.

આ માટે અહર્નિશ સમાજના કલ્યાણ માટે ચિંતન, મનન, વિચારોની અડગતા અને સ્પષ્ટતા, વિચાર અને આચારની સમ્યકતા, પ્રથમ આચરણ પછી ઉપદેશ. સમાજની ચારેબાજુ દૃષ્ટિ નહિ, 'સ્વ'માં જ એકાગ્રતા, પોતાનું સ્વાસ્થ્ય હોડમાં મૂકીને એકલો અટૂલો નાનો દીપક વિરાટ સમાજ આગળ સુધારાની અણગમતી વાતો લઈને ડગ માંડે ત્યારે સીધાં ચઢાણ ચઢતા લાગતા હતા. આટલા પ્રયત્નો પોતાના ધંધામાં કર્યા હોત તો આજે છે તેનાથી અધિક સુખી હોત, પણ એમને તો કહેવાતી પ્રતિષ્ઠા મેળવવાની ઈચ્છા ન હતી, કે ન હતી પૈસો પામવાની મહેચ્છા. સમાજ સેવા દ્વારા અંગત લાભ મેળવવાની મનોવૃત્તિ પણ ન હતી, એમના હૃદયમાં તો ભારોભાર પડેલી હતી સમાજ સુધારાની ભાવના. કુરિવાજો સામે એમણે સુધારાનું બ્યૂગલ ફૂંક્યું. સમાજને બેઠો કરવા માટે કન્યા કેળવણીની મશાલ જલાવી. બારમાં બંધ કરવા માટે ગામે ગામ પ્રચાર સભાઓ કરી, લગ્નના ખોટા ખર્ચાઓ સામે સમૂહલગ્નનું ઢોલ પીટ્યું. આ બધા માટે માધ્યમ બનાવ્યું 'ધરતી' માસિકને.

મૃતપ્રાય બનેલી શ્રી કડવા પાટીદાર પરિષદને જાગૃત કરી, યુવાનોને જગાડવા પાટીદાર યુવક મિલન મંડળની સ્થાપના કરી. બહેનોના પ્રશ્નો માટે સ્ત્રી કેળવણી મંડળની સ્થાપના કરી.

આવી અનેક પ્રવૃત્તિઓમાં પ્રાણ પૂરીને તેમાંથી સ્વેચ્છાએ ફારેગ થયા પછી પણ કાર્યરત રહેલા ભાઈશ્રી પ્રભાતકુમારનું જાહેર સન્માન ધરતી વિકાસ મંડળ દ્વારા સમાજ કરે છે તે ખરેખર ગૌરવની વાત છે.

તેમણે સમાજને ઢંઢોળ્યો છે. આગેવાનોના બોલને ઝીલ્યા છે. તેમણે સમાજનું કાર્ય કરતાં પોતાના તન, મન, અને ધનને પવિત્ર કર્યું છે. આવા વિરલ સમાજ સેવકનું બહુમાન કરી પાટીદાર સમાજ પણ ગૌરવવંતો બન્યો છે, સમાજે બહુમાન કરી પોતાનું ઋણ અદા કર્યું છે તેવું કહું તો તે જરાયે અસ્થાને નથી.

એમનું શેષ જીવન સમાજને વધુને વધુ ઉપયોગી બની રહે તેવી અભ્યર્થના.

**બસ એટલી સમજ મને પરવરદિગાર દે**
**સુખ જ્યારે મળે ત્યાં બધાનો વિચાર દે.**
**- મરીઝ**

## (૫) એક જાગૃત સમાજયાત્રી

**- હર્ષદ પોપટલાલ પટેલ**

શ્રી પ્રભાતકુમાર દેસાઈના જીવનમાં અનેક પાસાં છે. હું તેમનું જાગૃત સમાજયાત્રી તરીકેનું ચિત્ર દોરું છું. ૧૯૮૧ની સૌરાષ્ટ્ર અને કચ્છની સમાજયાત્રામાં હું તેમની સાથે જોડાયો ત્યારે દસ દિવસ ખૂબ જ નજીકથી તેમનાં દર્શન થયાં. તેમની સાદગી, સરળતા, શાંત પ્રકૃતિ એક બીજા સાથે પ્રેમથી સહચર્ય, મિતભાષીપણું, ચકોર નિરીક્ષણ, સમાજના ઈતિહાસની બડી સમજ, સમાજજીવનમાં શું સારું શું ખોટું તે વિષે ચિંતન, વિવેકદષ્ટિ અને સમાજજીવનમાં સારું તત્ત્વ લાગે તેનું ગ્રહણ અને ખરાબ તત્ત્વો, અન્યાય સામે દઢ મનોબળથી વિરોધ, આ બધાં તત્ત્વોએ મારું ખાસ ધ્યાન ખેંચ્યું.

સમાજમાં જે સારું લાગે તે પ્રથમ પોતે આચરણમાં મૂકે અને પછી બીજાને પ્રબોધે તે તેમની વિશિષ્ટતા છે. જે ઘણા ઓછા સામાજિક સુધારકોમાં જોવા મળે છે.

શાળા-કૉલેજના દિવસોથી તેમની નસોમાં સમાજ સુધારા વહેતા આવ્યા છે. આ સમાજ સુધારણાનું ઈંજેક્શન કોણે આપ્યું હશે ?

પ્રથમ સમાજયાત્રાથી મેં તેમને ગુરુપદે સ્થાપ્યા છે.

તેમની ઉંમરના ઘણા બધા મિત્રો સુખી છે, નિવૃત્ત જેવા છે. પણ સમાજથી અળગા થઈ કોશેટામાં પુરાઈ બેઠા છે, સમાજ તેનાથી ઘણો પાછળ છે. પણ તેમને કદાચ સમાજદર્શન થતું નથી. ડૉક્ટર આવા મિત્રોને સમાજસેવા અને સમાજ-સુધારાનું ઈંજેક્શન આપશે ?

**આંસુઓનાં પડે પ્રતિબિંબ એવાં દર્પણ ક્યાં છે ?**
**કહ્યા વિનાયે સમજે સઘળુ, એવાં સગપણ ક્યાં છે ?**
**- કુમુદ પટવા**

### સજ્જનો ટકતા કેમ નથી ?

જ્યારે કોઈપણ વ્યક્તિ કોઈ જાહેર સંસ્થા કે જાહેરક્ષેત્રમાં પછી ભલે તે સામાજિક સંસ્થા હોય કે રાજકીય સંસ્થા હોય, તેનું વ્યક્તિત્વ ઉપસતું જતું હોય છે કે તેની ઊંચાઈ વધતી જાય છે ત્યારે તેવી વ્યક્તિના વ્યક્તિત્વની ઈર્ષ્યા-ટીકા શરૂ થાય છે, ને આવી સારી વ્યક્તિને કેવી રીતે ખસેડવી તે માટે સુવ્યવસ્થિત પ્લાનીંગ થાય છે, ખોટા આક્ષેપો કરીને તેનું સામાજિક-આત્મિક બળ બધા માર્ગોથી તોડી પાડે છે, અંતે કંટાળીને સારી વ્યક્તિઓ નિવૃત્તિ લે છે. આજે જાહેર સંસ્થાઓ પછી તે સેવાની, શૈક્ષણિક કે રાજકીય હોય બધે જ આ રોગ શરૂ થયો છે, પરિણામે બધા ક્ષેત્રોમાં સારી વ્યક્તિઓ આવવી અને ટકાવી મુશ્કેલ છે.

**- સ્વામી સચ્ચિદાનંદ મહારાજ**

## (૬) સમાજ સુધારાના પ્રહરી - પ્રભાતકુમાર

**- પ્રિ. ડૉ. લીલાબેન કે. પટેલ**

કડી, સર્વ વિદ્યાલયમાં છગનભાના બાવલાના અનાવરણ વિધિ પ્રસંગે શ્રી પ્રભાતકુમારભાઈને પ્રથમ વખતે મળવાનું થયું. મારા પિતાશ્રી સાથે હું કાર્યક્રમમાં ભાગ લેવા ગયેલી ત્યારે મારા પિતાજીએ એમની ઓળખાણ આપતાં કહ્યું હતું, "પ્રભાતકુમાર સમાજસુધારણામાં ખૂબ રસ લે છે. આપણા છોકરાઓ ભણે અને સમાજ આગળ વધે તે માટે એ ખૂબ મહેનત કરે છે." પ્રભાતકુમારભાઈ માટેના આ શબ્દો મારા કાનમાં આજે પણ ગૂંજે છે. ત્યાર પછી ડૉ. આર. એન. પટેલ અમેરિકા જતા હતા ત્યારે એમના વિદાય સમારંભ વખતે શ્રી પ્રભાતકુમારભાઈને ફરીથી મળવાનું થયું. 'ધરતી' તરફથી એ કાર્યક્રમનું આયોજન થયેલું તેથી તે વખતે બીજા પણ કાર્યકર્તાઓની ઓળખાણ થયેલી. બહેનોમાં હું અને ગોપાળભાઇ ગાંધીનાં ધર્મપત્ની સીતાબહેન હતાં. તે વખતે હું હાઈસ્કૂલમાં ભણતી હતી.

સમાજસુધારો એટલે શું તે અંગે મને વિશેષ ખ્યાલ ન હતો પણ મારા પિતાજી એમના મિત્રો અને સગાંઓ સાથે લગ્ન દરમ્યાન ખર્ચા, સમાજમાં ચાલતા રોવા કૂટવાના રિવાજો, સ્ત્રી કેળવણીની જરૂરિયાત વગેરે વિષે ઘણીવાર ચર્ચા કરતા તે સાંભળવાની તક મળતી તેથી પ્રભાતકુમારભાઇ આવા કોઈ કામમાં ગૂંથાયેલા હશે એમ મેં માનેલું.

છગનભાની સાથે કડીમાંથી જે સંસ્કાર મારા પિતાજીએ મેળવેલા તેનો તેમણે જીવનમાં અમલ કર્યો. સમાજના અને કુટુંબના અનેક અવરોધો હોવા છતાં એમણે મારો અભ્યાસ ચાલુ રાખ્યો. જમ્યા પછી રાત્રે અમને બંને ભાઈ-બહેનને બેસાડીને પિતાજી શૈક્ષણિક તેમજ જીવન વ્યવહારના પાઠો આપતા. જાત જાતની વાતો, બોધકથાઓ અને ધાર્મિક ચર્ચાઓ કરતા છોકરી અને છોકરાને સમકક્ષ માનતા. પિતાના દરેક વ્યવહારમાં સ્ત્રી-પુરુષ સમાનતાનાં દર્શન થતાં. મારી કેળવણી દરમ્યાન એમનું અચાનક અવસાન થયું પણ એમના વાત્સલ્યપૂર્ણ પાઠો મારા જીવનમાં પ્રેરણા આપતા રહ્યા. પરિણામે એમના વિચારો અનુસારનો વ્યવહાર મેં જારી રાખ્યો. 'ધરતી' માટેનું એમનું ગૌરવ આજે પણ મને યાદ આવે છે. આથી આ સંસ્થા સાથે સક્રિય રીતે જોડાવાનું મેં નક્કી કર્યું. પરિણામે મુ. શ્રી પ્રભાતકુમારભાઈ સાથે છેલ્લાં અઢાર વર્ષથી કામ કરવાની તક મળી છે. એમને અનેક સ્વરૂપે નજીકથી અને દૂરથી નિહાળવાના અવસર પ્રાપ્ત થયા છે. મારા પિતાજીએ આપેલી 'સમાજ-સુધારક' તરીકેની એમની ઓળખાણ સાચી છે કે ખોટી તે મારું મન હંમેશાં ચકાસતું રહ્યું છે. મારા એમના વિષેના ખ્યાલો વિસ્તરતા રહ્યા છે અને જુદે જુદે સમયે મને એમના વ્યક્તિત્વનાં વિશિષ્ટ પાસાંનાં દર્શન થતાં રહ્યાં છે.

કાર્યકર્તા તરીકેની આચારશુદ્ધિ, નિઃસ્પૃહતા, ચારિત્ર્યશીલ વ્યક્તિત્વ, નીડરતા, ચીવટ, કાર્યરત જીવન, મહેનતુ સ્વભાવ અને વિવેકી ભાષા મારા મનને વિશેષ સ્પર્શી ગયા છે. સમાજ સુધારાની દાંડી પીટનાર પોતાના જીવનમાં એકપણ વાતનો અમલ ન કરતા હોય તેવા દાખલા શોધવા પડે તેમ નથી. સમાજ સુધારકના વેશમાં વ્યક્તિગત લાભો મેળવવા મથતા માણસો સમાજમાં ઓછા નથી. વાતો કરવી સહેલી છે પણ અમલમાં મૂકવું અઘરું છે એમ કહી પોતાની જાતને છેતરનારાનો તોટો નથી. સમાજ સુધારાનું કામ ઓછી ગતિ પામે છે એનું મુખ્ય કારણ આ જ છે. પ્રભાતકુમારભાઈ જે વિચારે છે તે અમલમાં મૂકે છે. સમૂહલગ્નનો વિચાર ધરતી વિકાસ મંડળના કાર્યકર્તાઓએ સ્વીકાર્યો. એમણે એમના બંને દીકરાઓને સમૂહલગ્નમાં પરણાવ્યા. એમના

મોટા દીકરાનાં લગ્ન પણ તદ્દન સાદાઈથી, કોઈ પણ વ્યવહાર કે ડોળદમામ વિના જ કરેલાં. સ્ત્રી સમાનતા અંગે મારે એક વખત તેમની સાથે ચર્ચા થઈ. મેં કહ્યું પુરુષો એકલા કદી સમાજ સુધારો કરી શકવાના નથી. સમાજ સુધારાનું કામ કરનાર દરેક મીટિંગમાં કે કાર્યક્રમમાં એકલા જ જાય તો બહેનોના વિચારોમાં પરિવર્તન કેવી રીતે લાવે ? આવા કાર્યક્રમોમાં દરેકે પોતાની સાથે બહેનોને લાવવા મેં આગ્રહ કર્યો. કેટલાક કાર્યકર્તાઓએ આ વાત સ્વીકારી પણ એમાં અનેક મુશ્કેલીઓ પડે છે એમ બતાવી એમ કરવાનું ટાળ્યું. પણ પ્રભાતકુમારભાઈએ આ વાત સ્વીકારી લીધી. લીલાબહેન આજે અનેક કાર્યક્રમોમાં એમની સાથે હોય છે. એમના ગૃહજીવનમાં એ વિટંબણાઓ પણ ટાળી શક્યા છે એમ કહીશ તો અતિશયોક્તિ નહિ થાય. પુરુષ અને સ્ત્રીના વિચારોમાં મતભેદ હોય તો સંસાર કલેશમય બને છે તે આપણે જાણીએ છીએ અને આથી જ બહેનો અને ભાઈઓ બંનેનું માનસિક પરિવર્તન પણ જરૂરી છે એ આપણે સ્વીકારવું જોઈએ.

સમાજયાત્રા, ગૃહિણી તાલીમ શિબિર, સમાજસુધારા માટેની સભાઓ કે વિદ્યાર્થીઓ સાથેની ચર્ચાઓ ગમે તે કાર્યક્રમ હોય પણ પ્રભાતકુમારભાઈ તો હાજર હોય જ. સૌથી વહેલા પહોંચી બધા જ આવનારાને આવકાર દેતો સાદ આપણને સંભળાય જ. જો એમનો અવાજ આપણને ન સંભળાય તો નવાઈ લાગે. ''ધરતી''ના તંત્રી તરીકેની એમની સેવામાં પણ સમાજ સુધારાના પ્રહરીનાં જ દર્શન થયાં છે. જરાપણ અઘટિત થાય એટલે એમનો હાથ 'બુંગિયા' ઉપર પડે જ. એની સામે ઢોલ પીટવાનું નીડરપણે ચાલુ જ કરી દે. સ્પષ્ટ વક્તા તરીકે ગમે તેના અઘટિત વ્યવહાર સામે ટીકા કરતાં કદી ખચકાયા નથી. જો કે કેટલાક લાભો અવશ્ય એમણે ગુમાવ્યા છે પણ સમાજ સુધારક તરીકેની ફરજમાંથી લેશમાત્ર ચૂકયા નથી એવો આત્મસંતોષ તો એ અવશ્ય માણી શકશે. આખું જીવનભર સમાજ સુધારાના કામમાં જ ખૂંપ્યા રહેનાર પ્રભાતકુમારભાઈના જીવનનું એ સૌથી મોટું ભાથું છે. એમણે જે વાંચ્યું છે તે વાગોળ્યું છે અને જે વાગોળ્યું છે તે પચાવ્યું છે એમની નસેનસમાં એ પ્રસર્યું છે અને કર્તવ્ય બનીને પામ્યું છે.

આપણો સમાજ આવા કાર્યકર્તાઓ માટે ગૌરવ લઈ શકે છે. નવી ઊગતી પેઢીને એમનું જીવન એક આહવાહન આપે છે. આપણને સૌને માર્ગ ચીંધે છે. એમનાં ધર્મપત્ની શ્રીમતી લીલાબહેન પણ એટલું જ ગૌરવશાળી વ્યક્તિત્વ ધરાવે છે. પ્રભાતકુમારભાઈના કર્તવ્યમાં મૂક સાથી બનનાર મુ. લીલાબહેન પણ પ્રભાતકુમારભાઈ જેટલા સન્માનને પાત્ર છે. એમના સાથ વિના કે એમના વિરોધમાં પ્રભાતકુમારભાઈ કંઈજ કરી શક્યા ન હોત. અને જો કંઈ કરી શક્યા હોત તો એમનું જીવન આવું રૂડું અને સુમધુર તો ન જ હોત. એટલે એમ કહી શકીએ કે પ્રભાતકુમારભાઈની કાર્યનિષ્ઠા અને લીલાબહેનની શ્રદ્ધાથી સોનામાં સુગંધ ભળી. આપણો સમાજ એમનો હંમેશાં ઋણી રહેશે. એમનું સાચું સન્માન એમના કાર્યમાં સાથ આપીએ તો જ કર્યું કહેવાય એમ હું માનું છું. આજે સમાજને આવા અનેક પ્રભાતકુમારની જરૂર છે. સમાજ-સુધારાના અનેક પ્રહરીઓની જરૂર છે. દીવે દીવો પ્રગટે તેમ અનેક દીવાઓ જરૂર પ્રગટશે એવી શ્રદ્ધા સાથે વિરમું છું.

**જગતના કંટકોમાં જિન્દગાની લઈને આવ્યો છું.**
**ભર્યા છે કંટકો ત્યાં ફુલદાની લઈને આવ્યો છું.**

**- બરકત વીરાણી**

**सुखं वा यदि वा दुखं प्रियं वा यदि वाप्रियम् ।**
**प्राप्तं प्राप्तमुपासीत हृदयेनापराजितः ॥**

પરિસ્થિતિ દુઃખની હોય કે સુખની, ગમતી હોય કે અણગમતી, હાર્યા થાક્યા વિના પ્રાપ્ત પરિસ્થિતિને હૃદયથી સ્વીકારીને આનંદથી જીવવું.

**મર્દની મોકાણમાં જવું ભલે, કાયરોની જાનમાં ચડવું નથી,**
**મોતની મુસ્કાન મીઠી માણશું, જિંદગીમાં જીવવા રડવું નથી,**
**સાચને પડખે પરાજય હો ભલે, તે છતાં પાછું હવે ફરવું નથી.**

**- મકરંદ દવે**

## (૭) પાટીદાર સમાજના સજાગ પ્રહરી

**- કર્ણિસિંહજી કિસનસિંહજી દેસાઈ**

### સમાજઋણની ભાવનાના અંકુર ફૂટ્યા

પાટડી (જિ. સુરેન્દ્રનગર) એમનું વતન. દાદાજીના અવસાન પછી બારેક વર્ષની વયે શ્રી પ્રભાતકુમાર પાટીદાર આશ્રમ અને સર્વ વિદ્યાલય કડીમાં અભ્યાસાર્થે ગયા અને ત્યાંથી તેમને સમાજસેવાની ચિનગારી મળી.

પાટીદાર ખેડૂત સમાજના છોકરાઓ ભણેગણે અને એ સમાજ અજ્ઞાનતા, કુરિવાજો, અંધશ્રદ્ધા અને વહેમોમાંથી વહેલી તકે છૂટે એવી શ્રદ્ધાથી ભેખધારી સ્વ. છગનભા અને મિશનરી ભાવનાવાળા તેમના સહકાર્યકરોએ ભારે તપશ્ચર્યા કરી. કડીની આ સંસ્થા સો વર્ષ પહેલાં ઊભી કરી જ્ઞાનદીપ પ્રગટાવ્યો હતો.

બે વર્ષ કડીમાં ભણી તેઓ અમદાવાદની દરબારશ્રી સૂરજમલસિંહજી ક. પા. છાત્રાલયમાં ગયા અને ત્યાં બારેક વર્ષ રહી અભ્યાસ કર્યો અને તે દરમ્યાન તેમનામાં સમાજસેવાની ચિનગારી વધુ પ્રદિપ્ત થઈ.

પાટડીના પાટીદાર રાજવી દરબારશ્રી સૂરજમલસિંહજી કેળવણીપ્રિય અને સમાજધર્મી રાજવી હતા. પાટીદાર-ખેડૂત સમાજના છોકરાઓને શહેરમાં ભણવા માટેની સુવિધા ઊભી કરવાની એમની ઉત્કટ ભાવના. તેઓશ્રીની પવિત્ર યાદમાં આજથી ૮૯ વર્ષ પહેલાં અમદાવાદમાં 'દરબારશ્રી સૂરજમલસિંહજી છાત્રાલય' શરૂ થયેલું.

કડી-અમદાવાદની આ બે માતૃસંસ્થાઓએ શ્રી પ્રભાતકુમારમાં સમાજઋણની ભાવનાના અંકુર નાંખ્યા.

### સમાજ સુધારણાના સજાગ પ્રહરી

મહાત્મા ગાંધીજીના વર્ધાના આશ્રમમાંથી સમાજસેવાની દીક્ષા લઈને આવેલા સ્વ. શ્રી ચંદ્રવદન લશ્કરી અને વિદેશથી આંખના નિષ્ણાત ડૉક્ટર તરીકેની પદવી લઈને આવેલા સેવામૂર્તિ સ્વ. ડૉ. ગણપતરામ પટેલના નેતૃત્વ નીચે અમદાવાદના 'ભવન' અને 'સૂરજમલસિંહજી'એ બે પાટીદાર છાત્રાલયોના નવલોહીયા યુવાનોએ પાટીદાર સમાજના ઉત્થાન માટે સને ૧૯૪૪માં 'પ્રગતિ મંડળ' નામની સંસ્થા શરૂ કરી, જેના પ્રથમ માનદમંત્રી તરીકે શ્રી પ્રભાતકુમારે પોતાના અભ્યાસ દરમ્યાન સેવા આપી હતી. પ્રગતિ મંડળના યુવાનોની એક ટુકડીએ સને ૧૯૪૫માં શ્રી ચંદ્રવદન લશ્કરી અને શ્રી પ્રભાતકુમાર દેસાઈની આગેવાની નીચે ઊંઝામાં શ્રી ઉમિયા માતાજીના સાન્નિધ્યમાં 'સમાજ સુધારા પ્રદર્શન' યોજ્યું હતું.

સન ૧૯૪૭માં પ્રગતિમંડળે શ્રી ચંદ્રવદન લશ્કરીના તંત્રીપદે સામાજિક જાગૃતિ અને ''ધરતી'' માસિકપત્ર શરૂ કર્યું, જેના સહતંત્રી તરીકે શ્રી પ્રભાતકુમાર જોડાયા હતા અને ત્યારપછી વર્ષો સુધી તેમણે 'ધરતી'ના તંત્રી તરીકે રહી સમાજસુધારાના સજાગ પ્રહરી તરીકે સેવાઓ આપી છે. આજે ૭૫ વર્ષથી સમાજ સુધારાના ક્ષેત્રે 'ધરતી' માસિકપત્ર એક મશાલચી બનીને ઊભું છે, તેમાં શ્રી પ્રભાતકુમારની સેવાઓ નાનીસૂની નથી.

**કન્યા કેળવણીની જ્યોત પ્રગટાવવાનો પુરુષાર્થ**

સ્વ. છગનભાની તપશ્ચર્યા અને સ્વ. દરબાર શ્રી સૂરજમલસિંહજીની પ્રેરણાથી ઊભી થયેલ શિક્ષણ સંસ્થાઓ દ્વારા પાટીદાર-ખેડૂત સમાજના છોકરાઓ તો ભણતા થયા પણ કન્યા કેળવણીના અભાવે સમાજનું ગાડું એક પૈડાનું બની ગયું !

આ પરિસ્થિતિને ધ્યાનમાં લઈને સને ૧૯૪૯માં સ્થપાયેલ ઐતિહાસિક સંસ્થા 'કડવા પાટીદાર પરિષદ'ને સુષુપ્તાવસ્થામાંથી જાગૃત કરવાનો તેના ભૂતપૂર્વ પ્રમુખ સ્વ. શ્રી નંદુલાલ મંછારામ શેરદલાલનો આદેશ શ્રી પ્રભાતકુમારે માથે ચઢાવી લીધો. કન્યા કેળવણીની પ્રવૃત્તિને કેન્દ્રસ્થાને રાખીને કડવા પાટીદાર પરિષદનું પંદરમું અધિવેશન સને ૧૯૪૯માં સ્વ. ડૉ. ગણપતરામ પટેલના પ્રમુખપદે સન ૧૯૫૦, સોળમું અધિવેશન જોટાણામાં શ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસના પ્રમુખપદે તેમજ અનુક્રમે સન. ૧૯૫૧માં સત્તરમું અને સને ૧૯૫૫માં અઢારમું અધિવેશન કડી અને લાંભામાં સ્વ. શ્રી મણિલાલ હરજીવનદાસ પટેલ લેંગ્લી (મુંબઈ)ના પ્રમુખપદે યોજવામાં શ્રી પ્રભાતકુમારે ભારે ઉત્સાહ દાખવ્યો હતો. 'કન્યા કેળવણી'નો ઐતિહાસિક ઠરાવ સને ૧૯૪૯માં ઊંઝા ખાતે ઉમિયા માતાજીના સાન્નિધ્યમાં મળેલ પરિષદમાં થયો હતો, જેના શ્રી પ્રભાતકુમાર દેસાઈ માનદમંત્રી હતા.

આ પરિષદથી ફલશ્રુતિ રૂપે સને ૧૯૫૩માં ઊંઝામાં સમાજ કલ્યાણી દેવી ઉમિયાજીના મંદિરના પટાંગણમાં કન્યા છાત્રાલય રૂપે કન્યા કેળવણીની જ્યોત પ્રગટી. ત્યારે...તમારી દીકરીઓ આપો ! અમારે તેમને ભણવા ઊંઝા લઈ જવી છે' એવી ટહેલ લઈને 'ધરતી'ના કાર્યકરો શ્રી ચંદ્રવદન લશ્કરી, શ્રી પીતાંબર પટેલ, શ્રી શંકરભાઈ અને પ્રભાતકુમાર દેસાઈ ગામડાઓમાં પદયાત્રા કરતા ઘૂમી વળ્યા હતા. તેની ફલશ્રુતિ રૂપે દીવે દીવો પ્રગટે તેમ આજે ઠેર ઠેર કન્યા કેળવણીની સંસ્થાઓ ઊભી થઈ છે અને થયે જાય છે.

**સમૂહલગ્નનું જોરશોરથી ઢોલ પીટનાર**

આજની અસહ્ય મોંઘવારીમાં ગરીબ અને મધ્યમ વર્ગ માટે આવશ્યક જીવન-જરૂરિયાતો જેવી કે બાળકોનું શિક્ષણ, પૌષ્ટિક આહાર, વૈદકીય સારવાર, સુઘડ આવાસ વગેરે પ્રાપ્ત કરવાનું દોહ્યલું બન્યું છે. આવી વિષમ પરિસ્થિતિમાં પણ મને કે કમને લગ્નના ખર્ચાળ રીતરિવાજો પાછળ સમાજને આર્થિક રીતે ઘસાતો જતો જોઈને શ્રી પ્રભાતકુમાર અને તેમના સહકાર્યકરોનું કાળજું કોરાવા લાગ્યું. એકલદોકલ વ્યક્તિ લગ્નના અસહ્ય ખર્ચમાંથી છૂટી શકે તેમ નથી એવું લાગવાથી સમૂહશક્તિ પ્રયોજીને પણ સમાજને આર્થિક ઘસારામાંથી બચાવી લેવાના પ્રયાસરૂપે 'ધરતી'ના તંત્રી તરીકે શ્રી પ્રભાતકુમાર દેસાઈએ સમૂહલગ્નનું ઢોલ જોરશોરથી પીટ્યું છે, એટલું જ નહિ પણ સમાજ પાસે સમૂહલગ્ન માટેનાં વરઘોડિયાંની ટહેલ નાંખવા ધરતીના કાર્યકરોની સાથે શહેરો અને ગામડાંઓ ખુંદી વળ્યા છે. પરિણામે આજે ગુજરાતભરમાં સમૂહલગ્નની જોશીલી હવા જામી છે.

### વિચાર-આચારની તાલબદ્ધતા

સમૂહલગ્નનું ઢોલ પીટનાર 'ધરતી'ના તંત્રી તરીકે શ્રી પ્રભાતકુમાર દેસાઈએ પોતાના પુત્રનું લગ્ન ઊંઝામાં ઉમિયા માતાજીના સાન્નિધ્યમાં યોજાયેલ પ્રથમ સામૂહિક લગ્નોત્સવમાં જોડાઈને કરેલું. આમેય કોઈ સગા-સંબંધીને ઘેર લગ્ન નિમિત્તે ૧૦૦થી વધુ માણસો માટેનો જમણવાર હોય, ૩૫થી વધુ સંખ્યાવાળી વરયાત્રા (જાન) હોય, સત્કાર સમારંભ હોય તો તેમાં તેઓ ભાગ લેતા નથી. સુધારાના અમલ માટે તલવારની ધાર ઉપર એ સદાય ચાલતા જ રહ્યા છે.

સામાન્ય માનવીને ન પોષાય એવા સામાજિક વ્યવહારો સામે તેમણે હંમેશાં મશાલ ધરી છે. સામાજિક વ્યવહારોમાં થતા ધનના પ્રદર્શનનો તેમણે હંમેશાં વિરોધ કર્યો છે.

સમાજ સુધારાનું કાર્ય લોખંડના ચણા ચાવવા જેવું છે - એવું જાણવા છતાં એ કાર્યને વિશેષ મહત્ત્વનું ગણી હિંમતપૂર્વક તે કરતા રહેવામાં તેમણે સાચો સમાજધર્મ માન્યો છે.

### સામાજિક સમાનતાની ઝૂંબેશ ઉપાડનાર

સમાજની પ્રગતિને અવરોધક બનતા સંકુચિત વાડા સામે, ઊંચ-નીચના ભેદભાવ સામે 'ધરતી' દ્વારા વૈચારિક ક્રાંતિ માટેની ઝુંબેશ તેમણે ઉપાડી છે. વિશાળ સમાજના ઉત્કર્ષ માટે સામાજિક ભાતૃભાવની ખૂબજ આવશ્યકતા છે તે વિશે તેમણે સમાજને જાગૃત કર્યો છે. સમાજ કલ્યાણી દેવી ઉમિયાજીની છત્રછાયા નીચે પાટીદાર સમાજ એકતાની અનુભૂતિ કરે એવી વિચારધારા 'ધરતી' દ્વારા તેમણે સમાજ સામે મૂકી છે.

### સમાજસેવા પ્રવૃત્તિઓની ફૂલછાબ

દરબારથી સૂરજમલસિંહજી ક. પા. છાત્રાલય અમદાવાદનો છાત્રાવાસ પૂરો થતાંની સાથે જ સંસ્થાના સમાજપ્રેમી માનદમંત્રી સ્વ. શ્રી નંદુલાલ મંછારામ શેરદલાલ સાથે માનદ્ સહમંત્રી તરીકે તેમણે સને ૧૯૫૦ થી ૧૯૫૯ સુધી માતૃસંસ્થાનું ઋણ ચૂકવવાની ભાવનાથી પોતાની ફરજો અદા કરી હતી.

હાલમાં તેઓ સ્ત્રી કેળવણી મંડળ-અમદાવાદના ટ્રસ્ટી અને ધરતી વિકાસ મંડળ-અમદાવાદના ઉપપ્રમુખ તરીકે સેવા આપી રહ્યા છે.

દરિયાપુર વાડીગામ સેવાસંઘ-અમદાવાદના માનદ સહમંત્રી તરીકે અને તે સંસ્થા સંચાલિત સિવણવર્ગ અને વ્યાયામ મંદિરની પ્રવૃત્તિઓના માનદ સંચાલક તરીકે તેઓ અગાઉ ફરજ બજાવી ચૂક્યા છે.

ભારત પરના વિદેશી આક્રમણ વખતે દરિયાપુર વોર્ડ સંરક્ષણ સમિતિના ઉપપ્રમુખપદે, દરિયાપુર વેપારી મહાજન-અમદાવાદના માનદ મંત્રીપદે, શ્રી પાટડી બંધુસમાજ-અમદાવાદના માનદ મંત્રીપદે, તેમજ શ્રી. દરિયાપુર સહાયક મંડળ કો-ઓ. ક્રેડીટ એન્ડ સપ્લાય સોસાયટી લિ., શ્રી ઉત્તર ગુજરાત પાટીદાર મંડળ-અમદાવાદ, શ્રી પાટીદાર યુવક મિલન- અમદાવાદ, શ્રી કડવા પાટીદાર એજ્યુકેશન સોસાયટી-અમદાવાદ વગેરે સંસ્થાઓની વ્યવસ્થાપક સમિતિના સક્રિય સભ્ય તરીકે સેવાકાર્ય કરવામાં તેમણે ભારે ઉત્સાહ દાખવ્યો હતો.

**સમર્પણભાવથી સેવાકાર્ય કરતા જ રહ્યા**

આઝાદીની લડત હોય, મહાગુજરાતનું આંદોલન હોય કે સામાજિક ક્રાંતિની ઝૂંબેશ હોય શ્રી પ્રભાતકુમાર તેમાં ઝંપલાવી દેતા.

''ધરતી'' માસિકનું પ્રકાશન, 'કન્યા કેળવણી' માટેની પદયાત્રા, સમૂહલગ્ન, ગૃહિણી તાલીમ શિબિર, મહિલા સંમેલનનું આયોજન, સુધારા પરિષદ, સમાજયાત્રા વગેરે ધરતી વિકાસ મંડળની પ્રવૃત્તિઓને સમાજ કલ્યાણી દેવી ઉમિયાજીનો આદેશ માની સમર્પણભાવથી સેવાકાર્ય કરતા રહ્યા છે.

તેમણે જે કંઈ સેવાપ્રવૃત્તિઓ કરી છે એ સમાજનું-દેશનું ઋણ ચૂકવવાની ભાવનાથી કરી છે.

સમાજઋણ અદા કરવાની લાગણીથી પ્રેરાઈને, પોતાનો અભ્યાસ, વ્યવસાય અને આર્થિક પરિસ્થિતિની જરા સરખીય ચિંતા કર્યા વગર સમાજહિતની પ્રવૃત્તિઓમાં છેલ્લા ૫૭ વર્ષથી અખૂટ ધૈર્ય અને ખંતથી ખડે પગે રહેનાર, ૭૯ વર્ષેય યુવાનને શોભે તેવા જુસ્સાથી પાટીદાર સમાજના ઉત્કર્ષ માટે પોતાની તમામ શક્તિ સમર્પિત કરી દેનાર, આચાર-વિચારની તાલબદ્ધતા જાળવનાર, 'ધરતી'ના તંત્રી તરીકે લાંબા સમય સુધી સમાજના સજાગ પ્રહરી બની રહેનાર, ઉચ્ચ નૈતિક મૂલ્યોને વરેલા સન્નિષ્ઠ, લોકપ્રિય, સમાજસેવક શ્રી પ્રભાતકુમાર દેસાઈનું આપણે સૌ અભિવાદન કરીએ. ધરતી વિકાસ મંડળે રૂા. ૫૧,૦૦૧/-ની સન્માન થેલી અર્પણ કરી હતી, જેમાં રૂા. ૧૦૦૧ પોતાના તરફથી ઉમેરી સંસ્થાને સન્માનાર્થે પરત કરેલી.

## (૮) જીવનના મૂલ્યોમાં વણાઈ ગયેલો માનવી

**- ઈશ્વરભાઈ હ. પટેલ**

પ્રભાતકુમાર દેસાઈએ દુનિયામાંથી વિદાય લઈ લીધી !

જન્માષ્ટમીના પવિત્ર દિવસે તા. ૨૦-૮-૦૩ના રોજ ચઢતા પહોરે તેઓએ સૌ સ્નેહીઓને 'જય શ્રીકૃષ્ણ' કહી દીધા અને એમની જીવનરાખ 'ધરતી'ની ધૂળમાં ઓતપ્રોત થઈ ગઈ.

મારા જીવનની અડધી સદી સુધી એ મારા પ્રેરક મિત્ર બની રહ્યા હતા. જ્યારથી 'ધરતી' સાથે મારો નાતો શરૂ થયો, ત્યારથી એમના જીવનને જાણવા-માણવાના પ્રસંગો બન્યા છે. તેમણે જે વિચાર્યું હોય તે આચરણથી સિદ્ધ કરી બતાવ્યું હતું. તેઓ લગ્ન-મરણના ખોટા ખર્ચાઓ ન કરવા જોઈએ, તેના ખૂબ જ આગ્રહી હતા અને તેથી જ તેઓએ લોકટીકાઓની પરવા કર્યા વગર પોતાના મોટા પુત્ર રાજેન્દ્રકુમારનાં લગ્ન ખૂબ જ સાદાઈથી કર્યાં હતાં. દીકરાના લગ્નની જાનમાં માત્ર ૩૫ માણસોને જોડ્યા હતા. તેમના દીકરાના લગ્નમાં જાણીતા સાહિત્યકાર શ્રી પીતાંબર પટેલ, શ્રી માણેકલાલ ડી. પટેલ (હાલના ધરતીના ટ્રસ્ટી) અને મને આમંત્રણ આપેલું. અમો ત્રણે જણા લગ્નસ્થળે જાનમાં ગયા અને પછી ત્રણે જણા અમારા ઘેર પરત આવ્યા પણ મારા મનમાં તે સમયે વિચારમંથન શરૂ થયું. મને થયું કે, શ્રી પ્રભાતકુમાર ધાર્યું હોત તો નરશાર્દુલ શેઠશ્રી નંદુભાઈ મંછારામ, શેઠશ્રી જયકૃષ્ણભાઈ, શેઠશ્રી અંબાલાલ તકતાવાલા, શેઠશ્રી ચંદ્રવદન લશ્કરી, ડૉ. ગણપતરામ, શેઠશ્રી લક્ષ્મીકાન્તભાઈના પરિવારો સાથે ઘણો સારો નાતો હતો, તેમના પરિવારોમાં આમંત્રણ આપી લગ્નને ઝળકાટવાળાં બનાવી શક્યા હોત. તેમના આ લગ્નપ્રસંગની, સાદાઈની ઘટનાનો એક લેખ લખી ધરતીમાં છાપવા લઈ ગયો. લેખ વાંચી બોલ્યા : ''અરે, ઈશ્વરભાઈ ! તમે મારા પ્રસંગની ઘટના લખી તેના કરતાં સમાજમાં આવા સાદાઈથી થતા લગ્નપ્રસંગની નોંધ લાવો તો સારું કહેવાય.''

"આવા પ્રસંગો, આપણે જે માનીએ છીએ તે આચરણ દ્વારા વહેવારમાં ઉતારીએ અને તે ઘટનાઓને ધરતીમાં પ્રગટ કરીએ તો લોકો પણ કહે કે, 'ધરતી'વાળા જે લખે છે તે પ્રમાણે આચરણ પણ કરે છે તેથી તેનો પડઘો સારો પડે. માટે તમો આ પ્રગટ કરો એવો મારો આગ્રહ છે." એમ મેં કહ્યું. તેમણે તે પ્રસંગ ખૂબ જ ટૂંકાવીને માત્ર એક પાનામાં પ્રગટ કર્યો. તેમની પોતાની વાત ખૂબ જ કરકસરભર્યા શબ્દોથી કરતા, કારણ કે પોતાની વાતમાં શબ્દોનો મિમિક શણગાર કદી કરતા નહિ.

"ધરતી" માસિક વિકાસ પામે તે માટે નવા નવા મિત્રો તે શોધતા હતા અને તે આવકારતા હતા. શરૂમાં ધરતીનું તંત્રીસ્થાન સેવામૂર્તિ શેઠ શ્રી ચંદ્રવદનભાઈ લશ્કરી શોભાવતા હતા. વ્યવસ્થાપક તરીકે શ્રી માણેકલાલ ડી. પટેલ હતા અને ત્યારબાદ તેની આર્થિક જવાબદારી શ્રી ઉ. ગુ. પાટીદાર મંડળે સંભાળી ત્યારે તેનું કાર્યાલય શ્રી પ્રભાતકુમાર દેસાઈના પ્રેસમાં આવ્યું અને તેના પ્રકાશનની જવાબદારી તેમણે સંભાળી. તેમના સાથમાં સ્વ. ગોપાલદાસ ગાંધી (જી. એમ. ગાંધી), સ્વ. ધરમચંદ શિવલાલ ચોકસી તેમના મુખ્ય સાથી રહ્યા અને તે અરસામાં સેલાવીના શંકરભાઈએ ધરતી માટે સતત પ્રવાસ કરી ગામડે ગામડે સમાજસુધારાનો સંદેશો પહોંચાડ્યો. ગામડાઓમાં રાત્રિસભાઓ ભરવા માટે બ્યુગલ વગાડતા. જાતે પાથરણાં પાથરી સભામાં ભાઈ-બહેનોને બોલાવીને પોતાની વાત કરતા. તેમની ગ્રામ્યશૈલીમાં, તળપદી ભાષામાં-નાતરવા બંધ કરો, બાળલગ્નો બંધ કરો અને બાળકોને ભણાવોની વાત સુંદર રીતે કહેતા અને સાથે સાથે ગામમાં ધરતીના ગ્રાહકો પણ નોંધતા. શંકરભાઈના પ્રવાસમાં અવારનવાર ધરતી સાથે સંકળાયેલા બધા જોડાતા અને આમ ધીરે ધીરે ધરતી માસિકનો વિચારપિંડ બંધાઈ રહ્યો હતો. શ્રી શંકરભાઈએ ગામડાઓમાં કહેલા પ્રસંગોનું ડૉ. મફતભાઈ પટેલે સંકલન કરી 'સમાજની તસવીર' નામે પુસ્તક પણ પ્રગટ કર્યું છે અને આ સમયે જાણીતા સાહિત્યકાર શ્રી પીતાંબરભાઈ પટેલ મુંબઈ છોડી અમદાવાદ આવ્યા. તેમણે આવી શ્રી પ્રભાતકુમાર સાથે અવારનવાર ગામડાઓમાં સભાઓ ભરી. આ સભાઓમાં સમાજસુધારણાની વાત હોય, બાળકોને ભણાવવાની વાત હોય અને તે રીતે લોકજાગૃતિ માટે કામ કરતા. તેઓ દ્વારા વિદ્યાર્થીઓમાં સમાજસેવાની ભાવના જાગે તે સારુ શાળાઓની સભાઓમાં સુધારા સપ્તાહનો કાર્યક્રમ ચલાવ્યો અને બાળાઓ ભવિષ્યમાં સારી ગૃહિણીઓ બને તે હેતુસર ગૃહિણી તાલીમ શિબિરો ગોઠવતા. સુધારા સપ્તાહ કાર્યક્રમ બહુ સફળ ન થયો, પણ ગૃહિણી તાલીમ કાર્યક્રમ હજુ પણ વિવિધ સંસ્થાઓ તથા ધરતી વિકાસ મંડળ તરફથી ચાલે છે. અને આ રીતે 'ધરતી' માસિક સમાજસુધારણાના કાર્યમાં એક એક ડગલું ભરી આગળ વધવા માંડ્યું. તેનો વિચારપીંડ બંધાતો ગયો અને ધરતીના હથિયાર વડે શ્રી પ્રભાતકુમારે ઘણા કુરિવાજો સામે લડાઈ શરૂ કરી હતી અને ધરતી દ્વારા તેમણે સામાજિક પરિવર્તન માટેનું આંદોલન ઊભું કર્યું હતું. બારમાં બંધ કરો, બાળવિવાહ-બાળલગ્નો બંધ કરો, બાળકોને ભણાવો, બાળકો વધુ ભણે-આગળ ભણે- વિદેશ ભણવા જાય તે સારુ વિદેશ ભણવા જતા ભાઈઓ માટે વિદાય સમારંભ ગોઠવી ભણતરનો પવન ફેલાવવા લાગ્યા. વિવિધ ક્ષેત્ર-વિવિધ રૂપે સમાજમાં જાગૃતિ લાવવાના પ્રયત્નો થતા હતા. આ કાર્યક્રમો કરવા માટે તેમણે તેમના ઘરની, ધંધાની કોઈ પણ પરવા કરી નથી. શ્રી ભગવાનભાઈ પટેલ (કંથરાવીવાળા) ધરતીને મદદરૂપ થવા તેનું પ્રચારકાર્ય કરતા. કદાચ મારી ગેરસમજ ન થતી હોય તો તે મંત્રી તરીકે પણ હતા. તેઓ જીવનમાં કરકસરવાળા હતા. તેમનો કાપડનો વહેપાર હતો. હું પણ કાપડ બજારમાં નોકરી કરતો હતો. અમો ઘણીવાર બજારમાં અવારનવાર મળતા હતા. એ મળે એટલે હું શ્રી પ્રભાતકુમારના ખબરઅંતર અચૂક પૂછું. તે અરસામાં હું ધરતીમાં સક્રિય રહી શકતો ન હતો. તેઓ એક દિવસ તેમની દુકાને મળ્યા. તેમણે કહ્યું કે : આ પ્રભાતકુમાર તો ખરા આદમી છે. આ

નાનકડા પ્રેસમાં શું આવક થતી હશે ? ઘરમાં ચાર બાળકો ઉપરાંત તે બંને જણાં, ભાડાનું ઘર. સમાજમાં બેઠા એટલે વટ-વહેવારનો ખર્ચ, બાળકોને ભણાવવાનો ખર્ચ આ બધું હોય, આ નાનકડા પ્રેસમાંથી ઘરખર્ચ નીકળે તે મારા ગળે ઉતરતું નથી. અને ધંધામાંય ક્યાં પૂરતી કાળજી રાખે છે. આજે અહીં ધરતીના ગ્રાહકો નોંધવા જવાનું, આજે આ મિટીંગમાં જવાનું વગેરે વગેરે તો વળગેલું જ હોય. આ બધી બાબતો હોય ત્યારે મને નથી લાગતું કે બે ટાંટિયા ભેગા થતા હોય - તેઓએ દર્દભાવનાથી કહ્યું.

"તમારી વાત સાચી છે. ઘણીવાર મારા મનમાં આ પ્રશ્ન ઊઠે છે. પણ ભગવાનદાસ, ઘણા માણસો એક ધ્યેય લઈને જન્મતા હોય છે ને આગળ-પાછળનું બીજું કંઈ વિચારતા નથી. જે ધ્યેય-કર્મ કરવાનું હોય તેમાં તે એકરસ બની પોતાની ફરજ બજાવતા હોય છે. જો તેમણે ઘરનો, ધંધાનો વિકાસ કર્યો હોત તો શિક્ષક તરીકેની સ્થાયી નોકરી ન છોડી હોત, એક નોકરના ભરોસે પોતાના પ્રેસના ધંધાને છોડી મહાગુજરાતની ચળવળમાં, સત્યાગ્રહમાં ભાગ લઈ જેલમાં ગયા ન હોત." મેં કહ્યું.

શ્રી પ્રભાતકુમારે ધરતીના હથિયાર વડે અનેક સામાજિક અનિષ્ટોનો છેદ ઉડાડવાનો પુરુષાર્થ કર્યો છે. તેમાં બાળલગ્ન, બાળવિવાહ નાબૂદીનો પ્રશ્ન હોય, સામાજિક ખોટા-ઉડાઉ ખર્ચાનો પ્રશ્ન હોય, સામાજિક બહિષ્કાર કરતાં જ્ઞાતિપંચો સામે બંડ હોય, દંડનો હોય, આવા તો ઘણા સામાજિક દૂષણો સામે ધરતી દ્વારા જંગ શરૂ કરી દીધો હતો અને આ જંગથી સમાજમાં ધરતી મારફતે નવાં વાવેતર પણ કર્યાં. બાળકને ભણાવો, ગૃહિણીતાલીમમાં કન્યાઓને મોકલો, સમૂહલગ્નમાં જોડાઓ વગેરેનું બ્યુગલ ફૂંકી જનજાગૃતિ કરવાનો યજ્ઞ, પુરુષાર્થનો યજ્ઞ કર્યો છે. આ યજ્ઞમાં તેમણે પોતાની જાતને ઘસી નાખી ને સામાજિક પરિવર્તન-સામાજિક ક્રાંતિની પ્રખર જ્યોત પ્રગટાવી છે. પાંચ-પાંચ દાયકા સુધી ધરતીના કાર્યમાં સતત જોડાયેલા હોવા છતાં કદી પોતાની જાતને આગળ કરીને મેં આ કર્યું તેવો શબ્દપ્રયોગ કર્યો નથી. તે માટે પદ કે પ્રસિદ્ધિનો દેખાડો કર્યો નથી. બધાની વચ્ચે પોતે કંઈક વિશેષ છે તેવો અહમ્ભાવ પ્રગટ કર્યો નથી. તેના ઘણા સાથી મિત્રો સાક્ષી છે. કારણ કે તેઓ ત્યાગમૂર્તિ શ્રી ચંદ્રવદન લશ્કરી અને સેવામૂર્તિ ડૉ. ગણપતલાલને પોતે આદર્શ માનતા હતા અને તેથી તેઓ કૃત્રિમ આડંબર, કે હુંકારને છોડી શક્યા હતા અને તેથી તો તેઓએ ધરતીને પોતાના બાનમાં લઈ માલિક બનવાનો વિચાર પણ કર્યો નહિ, આજે તો ઘણી સંસ્થાઓમાં પાંચ-દસ વર્ષ કામ કરવાવાળા સંસ્થાને પોતાના માલિકપણાની પેઢી સમજીને વહીવટ કરતા હોય છે. જાણે તે પોતે આભલાના થાંભલા હોય તેમ, આકાશ પોતાને લીધે ટકી રહ્યું છે આવા, તુંકારી ભાવથી જ વર્તતા હોય છે. આવા કાર્યકરો અને હોદ્દેદારોએ પોતાની સંસ્થાઓની કેવી બેહાલી કરી છે તેનો જીવતો જાગતો નમૂનો સહકારી બેંકોના દેવાળાએ પૂરવાર કર્યો છે.

'ધરતી'એ હવે ધરતી નામથી આગળ વધી ધરતી વિકાસ મંડળનું નામ ધારણ કરી, બંધારણીય સ્વરૂપ લીધું હતું. તેમાં નવા નવા મિત્રો પણ આવતા હતા. ધરતી વિકાસ મંડળનું કાર્યાલય હવે દરિયાપુરથી ખસેડી શ્રી ચુનીભાઈ પટેલના ઘરે ઉસ્માનપુરા બંધુ સમાજ સોસાયટીમાં લાવવામાં આવ્યું હતું. ત્યાં મળવાનો મેળ સારો રહેતો હતો. શ્રી ચુનીભાઈ ધરતીના ચુસ્ત કાર્યકર હતા. ધરતીમાં હવે સક્રિય કાર્યકરોની એક મજબૂત ટીમ નિર્માણ થઈ રહી હતી. આ ટીમમાંથી શ્રી પ્રભાતકુમાર દેસાઈ, ડૉ. મફતલાલ પટેલ (સહતંત્રી), શ્રી ચતુરભાઈ હ. પટેલ (મંત્રી), શ્રી ચુનીભાઈ પટેલ (સલાહકાર), શ્રી ઈશ્વરભાઈ હ. પટેલ (સલાહકાર), શ્રી ચતુરભાઈ ગ. પટેલ (સહમંત્રી), ડૉ. લીલાબેન, શ્રી મુળજીભાઈ પટેલ વગેરે ઘણા લોકો હતા આવા

સમયે મુંબઈથી શ્રી હર્ષદભાઈ પટેલ સંસ્થામાં પ્રવેશી રહ્યા હતા. સૌને હવે લાગતું હતું કે ધરતીને પોતાનું સ્વતંત્ર કાર્યાલય જોઈએ. આવા વિચારોમાં અટવાતાં અટવાતાં ત્રણ ઠેકાણે કાર્યાલયો ભાડાના મકાનમાં ફર્યાં. એવા સમયે શ્રી હર્ષદભાઈ પટેલે કાર્યાલયના મકાન માટે શરૂમાં સવા લાખ રૂપિયા આપવાની ઓફર કરી. અમો તો સૌ હરખઘેલા થઈ ગયા. અમારા ઉત્સાહમાં વધારો થયો અને તે પછી શ્રી હર્ષદભાઈ દ્વારા વિશેષ રકમ આવી. શ્રી પ્રભાતકુમારનું સન્માન કર્યું. તેના ૫૦ હજારમાં એક હજાર ઉમેરી શ્રી પ્રભાતકુમારે તે રકમ મકાનફંડમાં પરત આપી, મકાનફંડ છલકાવી દીધું અને પછી ધીરેધીરે તો ફંડે સાગરનું રૂપ ધારણ કરી દીધું અને એ સાગરના મોજાની માફક કાર્યકરોમાં પણ ઉત્સાહનાં મોજાં ઉછળવા લાગ્યાં હતાં અને આવા સમયે સંવત ૨૦૭૩ની સાલમાં ઊંઝામાં બિરાજમાન મા ઉમાના અઢારમી શતાબ્દી મહોત્સવની તડામાર તૈયારીઓ થઈ રહી હતી. મા ઉમાના મહોત્સવે સમગ્ર પાટીદાર સમાજની તાસીર બદલી નાખી હતી. મા જાણે છ હાથે પોતાની સમૃદ્ધિ સમાજને વહેંચવા બેઠાં હોય તેવું લાગવા માંડ્યું. આ સમયે સમગ્ર સમાજને ચેતનવંતો કરી બેઠો કરવામાં શ્રી પ્રભાતકુમારે ‘ધરતી‘ માસિક દ્વારા મા ઉમા માત્ર પૂજા-અર્ચનાનું સ્થાન ન બની રહે પણ તે સાચા અર્થમાં સમાજકલ્યાણી દેવી બની રહે તે માટે ધરતી દ્વારા વિચાર પ્રગટ કર્યો અને આજે આપણે જોઈ રહ્યા છીએ, અનુભવી રહ્યા છીએ કે, શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, સમાજ કલ્યાણ માટે આખા સમાજમાં તેજ રેખાઓ પ્રગટાવી રહ્યું છે. ધરતી વિકાસ મંડળ અને શ્રી ઉમિયા માતાજી સંસ્થાન મહોત્સવ પછી નજીક આવી રહ્યાં હતાં, તેવા સમયે ધરતીએ સમૂહલગ્નનો નારો આપ્યો અને સમૂહલગ્ન સૌ પ્રથમ ઊંઝામાં યોજાય તો તેનો પડઘો સમગ્ર સમાજ ઉપર સારો પડે. આ વાત ઘૂંટાવા લાગી અને તેના ફલસ્વરૂપે વિ.સં. ૨૦૩૫માં મા ઉમાના ચરણે ૨૪ યુગલોના સમૂહલગ્ન લેવાયાં. આ ૨૪ યુગલોમાં શ્રી પ્રભાતકુમારના પુત્ર શ્રી અજીતનો નંબર હતો. તે સમયે ધરતી સાથે સંકળાયેલા મિત્રોની ટીમ પણ હાજર રહી હતી. ઊંઝામાં થયેલા સમૂહલગ્નનો પડઘો સમગ્ર ક.પા. સમાજ ઉપર પડયો. હવે ધરતી વિકાસ મંડળે પણ સમૂહલગ્ન યોજવા જોઈએ તેવો વિચારવિમર્શ શરૂ થયો અને તે સંવત ૨૦૩૬ના વૈશાખ માસમાં ઉસ્માનપુરા વાડી ખાતે ૨૬ યુગલો સમૂહલગ્નો શેઠશ્રી જયકૃષ્ણભાઈના અધ્યક્ષસ્થાને યોજાયો. આ સમૂહલગ્નમાં મારા મોટા પુત્ર શ્રી અરવિંદનો નંબર પહેલો હતો. અમદાવાદનાં સમૂહલગ્ન જોવા સારુ લગભગ ૨૫ હજાર લોકો આવ્યા હતા. તે પછી તો ધરતી દ્વારા જે વાડી જગ્યા આપે તે વાડીમાં હરસાલ સમૂહલગ્ન કરાતાં આ બધા સમૂહલગ્નનું સંપૂર્ણ આયોજન શ્રી પ્રભાતકુમાર દિલ દઈને કરતા હતા.

હવે, ધરતી વિકાસ મંડળ અને શ્રી ઉમિયા માતાજી સંસ્થાન વચ્ચે સ્નેહગાંઠ મજબૂત થતી જતી હતી. અને તેના ફલસ્વરૂપે સંવત ૨૦૩૭માં બંને સંસ્થાના કાર્યકરોએ સૌરાષ્ટ્ર માટે સમાજયાત્રાનું આયોજન કર્યું. આ સમાજયાત્રા અનેક રીતે ઐતિહાસિક બની રહી. આ સૌરાષ્ટ્રની સમાજયાત્રામાં ધરતી વિકાસ મંડળ તરફથી શ્રી પ્રભાતકુમાર દેસાઈ (તંત્રીશ્રી), ડૉ. મફતલાલ પટેલ (સહતંત્રી), શ્રી ચતુરભાઈ હ. પટેલ (મંત્રી), શ્રી ચુનીભાઈ પટેલ (સલાહકાર), શ્રી ઈશ્વરભાઈ હ. પટેલ (સલાહકાર) અને નવા-નવા ધરતીના મંચ ઉપર આવી રહેલા શ્રી હર્ષદભાઈ પટેલ જોડાયા હતા. શ્રી ઉમિયા માતાજી સંસ્થાન તરફથી શ્રી મણિભાઈ મમ્મી અને શ્રી ચીમનભાઈ પટેલ હતા. આ પ્રવાસની ગોઠવણી શ્રી પ્રભાતકુમારે આબાદ કરી હતી એ આમ આઠ કાર્યકરોનો કાફલો ૧૯૮૧ના એપ્રિલ માસમાં પ્રવાસે ગયો. આ પ્રવાસ ક.પા. સમાજની બે અગ્રીમ સંસ્થાઓનો અજોડ પ્રવાસ બની રહ્યો. પ્રવાસમાં અવારનવાર ‘ધરતી ખુશખુશાલ’નાં સૂત્રો અમો બોલીએ તે સમયે પ્રભાતકુમાર બોલવા જાય એટલે તેમના મોંનું દાંતનું ચોકઠું હરફ દઈને મોઢામાંથી બહાર નીકળી જાય એટલે

બધા જોરથી હસી પડે. સૌરાષ્ટ્રના મુખ્ય મુખ્ય નગરોના પ્રવાસ વખતે શ્રી. મણિભાઈ મમ્મીએ ભારે દુઃખ વ્યક્ત કરતાં કહ્યું કે, મા ઉમાનો અઢારમી શતાબ્દી મહોત્સવ થયે પાંચ-પાંચ વર્ષ થવા આવ્યાં છતાં તેનો ગ્રંથ તૈયાર કરનાર કોઈ મળતું નથી અને તે સમયે અમોએ ગ્રંથનિર્માણ કરવાનું આશ્વાસન આપ્યું. પાંચ ગુજરાતી ભણેલા એક માણસ અને પીએચ.ડી. થયેલા ડૉ. મફતલાલના સંગમ પ્રયાસથી અઢારમી શતાબ્દી મહોત્સવ સ્મૃતિ ગ્રંથનું નિર્માણ કરી એક સરસ નજરાણું માને ચરણે ધરવાનો યશ અમને મળ્યો.

સૌરાષ્ટ્રની યાત્રાથી પાછા ફર્યા પછી શ્રી પ્રભાતકુમારે સૌરાષ્ટ્રની યાત્રામાં અનુભવ્યું હોય તે વિશે લખી લાવવા કહ્યું. આમ તો ગુજરાત અને એમાંય ઉત્તર ગુજરાતની ધારણા સૌરાષ્ટ્રના પાટીદાર સમાજ માટે સામાજિક મૂલ્યોમાં સારી ન હતી. પણ આ પ્રવાસમાં પ્રત્યક્ષ જોયા પછી અમારી તો ભ્રમણા તૂટી ગઈ હતી અને એમાંય કન્યા કેળવણીના ક્ષેત્રમાં તેઓ આપણા કરતાં ઘણા આગળ છે. હજુ આપણે તો કન્યા છાત્રાલયો માટે ચર્ચા-વિચારણા કરતા હતા ત્યારે તે સમયમાં સૌરાષ્ટ્રના ઘણા મુખ્ય નગરોમાં છાત્રાલયો ધમધમતાં હતા. એટલે મેં એક લેખ લખ્યો ને તેનું મથાળું : 'સૂકી શેરડીનો સાંઠો' બાંધ્યું. લેખ વાંચી તેઓ બોલ્યા : તમે લેખનું મથાળું ખરું મૂક્યું.

કેમ તમને ન ગમ્યું ? મેં પ્રશ્ન કર્યો.

ગમ્યું, કારણ કે શેરડીનો આખો સાંઠો ગળ્યો જ હોય છે.

શ્રી ચુનીભાઈના મકાનમાં કાર્યાલય આવ્યા પછી અમારી ટીમ દર રવિવારે સાંજના આગળનાં કાર્યોની વિચારણા કરવા મળતી. આવા સમયે અવારનવાર આવતા પત્રોમાં જ્ઞાતિપંચો-ગોળના આગેવાનો ભારે દંડ લે છે, સામાજિક બહિષ્કાર કરે છે તેવી ફરિયાદો આવતી. તે તરફ બધાએ ધ્યાન કેન્દ્રિત કર્યું. જ્ઞાતિ-ગોળના આગેવાનો પોતાની જોહુકમીના જોરે ગામડાના સામાન્ય લોકોને નજીવા ગુન્હા માટે દંડ ફટકારતા હતા. ભણેલી કન્યાને ગોળ બહાર પરણાવવી હોય તો દંડ ભરી પરવાનગી લેવાનું કહેતા. આમ કરવામાં જે ચૂકે તેનો સામાજિક બહિષ્કાર કરતા અને આવો બહિષ્કાર પામેલી વ્યક્તિને ગામમાં કોઈ પાણીછાંટો, છાશ-દૂધ કે કંઈ આપે નહિ. તેને કોઈ બોલાવે નહિ. તેને હડધૂત કરી દેતા, આવી ફરિયાદ આવે ત્યારે સમાજસુધારણાનો ઝંડો લઈ ફરતા ધરતીના કાર્યકરો ચૂપ કેવી રીતે રહે ? આવી એક મજબૂત ફરિયાદ જાણીતા ખેડૂત આગેવાન, સાબરકાંઠાના સિંહ ગણાતા એવા ધરતીના ટ્રસ્ટી શ્રી ભૂરાભાઈ પટેલ વિરુદ્ધ મળી, તપાસ કરતાં હકીકત સાચી લાગી. તેમના ધડકણ ગામના પોપટભાઈનો ગોળના પ્રમુખ તરીકે શ્રી ભૂરાભાઈએ સામાજિક બહિષ્કાર કરેલો. અમોએ તે સમયે જ્ઞાતિપંચોના આ સામાજિક અત્યાચાર સામે બુલંદ અવાજ ઉઠાવ્યો. ધરતીના કાર્યકરોએ ધડકણ જઈ શ્રી ભૂરાભાઈને શ્રી પોપટભાઈનો સામાજિક બહિષ્કાર પાછો ખેંચવા આક્રોશભરી ભાષામાં વાત કરી. ધરતી માટે આ પ્રશ્ન પ્રતિષ્ઠાનો બની રહ્યો અને બધા કાર્યકરોએ નક્કી કર્યું કે આવા ટ્રસ્ટી ધરતીમાં શોભે નહિ. એક જ ઝાટકે તેમને ધરતી વિકાસ મંડળના ટ્રસ્ટી તરીકે છૂટા કરી દીધા. તેમની ટ્રસ્ટી તરીકેની ખાલી પડેલી જગ્યાએ શ્રી પ્રભાતકુમારના સૂચન પ્રમાણે ધરતીના જૂના સાથી શ્રી માણેકલાલ ડી. પટેલની નિમણૂક કરી. ધરતીની બુનિયાદ સમાજસુધારાની હતી. એ - જ અરસામાં મેં એક લેખ - 'પંચનું પ્રેતભોજન' નામનો ધરતીમાં લખ્યો. લેખ વાંચી જ્ઞાતિ-પંચોના આગેવાનો સમસમી ઊઠ્યા અને લેખ લખવા બદલ મને સામાજિક બહિષ્કારની સજા કરવામાં આવી. તેની સામે અમોએ કોર્ટમાં કેસ કરી પંચના આગેવાનોને પડકાર્યા. અમોએ પણ પંચના આગેવાનો વિરુદ્ધ ધરતીમાં લખવા માંડ્યું. 'સાવધાન' નામની ચાર લીટીથી જ્ઞાતિપંચોના

જૂલ્મો સામે ન ડરવાનું લોકોને આહવાહન કરવા લાગ્યા. અમારી વાતને આપણા સમાજના જાણીતા આગેવાન પૂ. દાસકાકા અને સાહિત્યકાર શ્રી ઈશ્વર પેટલીકરનો મજબૂત ટેકો મળી રહ્યો અને એવામાં કોલવડાના કેદારભાઈનો સામાજિક બહિષ્કાર થતાં તે અંગે પણ કોર્ટમાં જ્ઞાતિપંચોના આગેવાનો સામે કેસ દાખલ કર્યો. ધરતીનું સાચું કામ સમાજસુધારણા દ્વારા સામાજિક ક્રાંતિનું હતું અને આ એક પ્રખર લડતનું પરિણામ ખૂબ સારું આવ્યું. જ્ઞાતિપંચોએ ધરતીનો પણ બહિષ્કાર કર્યો તેથી ઉપરથી ધરતીની સુગંધ સારી પ્રસરી. જ્ઞાતિપંચના આગેવાનો હારીને બહિષ્કારો પાછા ખેંચી સમાધાનના માર્ગે વળ્યા. ધરતીની આ લડતથી જ્ઞાતિપંચો ઢીલાં પડ્યાં અને તેનો મોટામાં મોટો ફાયદો એ કે બાળવિવાહ અને બાળલગ્ન સદંતર બંધ થઈ ગયાં. બાળલગ્નો બંધ થઈ જતાં કન્યા કેળવણીનું સ્તર ઊંચું આવ્યું અને આમ અમારી લડતે સામાજિક પરિવર્તન અને સામાજિક ક્રાંતિને ઉજ્જવળ બનાવી. આ બધા જ કાર્યમાં શ્રી પ્રભાતકુમાર દેસાઈ મોવડીના રૂપમાં મોખરે રહેતા. કારણ કે ભાષણોથી સમાજ કદી સુધરતો નથી એ વાતની પ્રતીતિ શ્રી પ્રભાતકુમારે સૌને કરાવી હતી અને તેઓ હંમેશાં કહેતા, આપણું કામ સમાજસુધારણાનું છે, સમાજસેવાનું નહિ. સમાજસેવા કરવા માટે તો ઘણા લોકો છે. તે સેવાનું કામ કરશે. આપણે તો આપણા આચરણથી, વહેવારથી જે માનતા હોઈએ તે કામ-કઠણાઈઓ આવે તો પણ કર્યા કરવાનું. અને ખરેખર, એ માણસે સમાજસુધારાનાં-લોકહિતનાં કાર્યો માટે પોતાનું જીવન તીલતીલ કરી ઘસી નાખ્યું. જીવનને ઘસતા ગયા તેમ તેમના જીવનની સુગંધી લોકહૈયા સુધી પહોંચી ગઈ. તેમાં પાંચ-પાંચ દાયકાના કાર્યમાં તેમના ચારિત્ર્યને ક્યાંય ડાઘ નથી લાગ્યો. તેમની સામે કોઈ આંગળી ચીંધે તેવું કોઈ કાર્ય તેમણે કર્યું નથી. એ જ એમના જીવનની મહાનતા હતી અને તેથી તેમનું જીવન માનવમૂલ્યોમાં એવું તો વણાઈ ગયું કે ના પૂછો વાત. તેમના અંતરની ભાવનાને શબ્દોથી છબીમાં કંડારવી હોય તો આમ કહી શકાય :

ના,

ના;

મારે ઘૂઘવતા સાગર કે મહાસાગર

નથી બનવું.

અરે !

મારે નથી બનવું પ્રવાહના જોરથી

ઘૂઘવતી સરિતાસિંધુ.

બસ,

મારે તો બનવું છે :

કોઈ તુષિત કંઠને પરિતૃપ્ત કરનારું

એકમાત્ર જલતણું બિંદુ !

## (૯) સમગ્ર જીવન સમર્પિત કરનાર લોકસેવક

**- પ્રો. સોમાભાઈ પટેલ**

ગુજરાતના જાણીતા સાહિત્યકાર અને મહાન સમાજસુધારક સ્વ. રમણભાઈ નીલકંઠની સમાજ સુધારાની તેમજ અન્ય પ્રવૃત્તિઓને લક્ષમાં લેતાં મહાત્મા ગાંધીજીએ કહ્યું હતું : ''રમણભાઈ એટલે છેલ્લાં પચાસ વર્ષનો ગુજરાતનો ઈતિહાસ.'' આપણા પાટીદાર સમાજની છેલ્લી અડધી સદીની સુધારા પ્રવૃત્તિઓનો વિચાર કરતાં શ્રી પ્રભાતકુમારભાઈ વિશે પણ એમ અવશ્ય કહી શકાય કે ''શ્રી પ્રભાતકુમારભાઈ એટલે છેલ્લી અડધી સદીના પાટીદાર સમાજની સુધારક પ્રવૃત્તિનો ઈતિહાસ.'' શ્રી પ્રભાતકુમારભાઈનું વિદ્યાર્થીકાળથી આજદિન સુધીનું જીવન જોઈએ અગર એમણે કરેલી સમાજ સુધારાની પ્રવૃત્તિઓનો અભ્યાસ કરીએ તો છેલ્લી અડધી સદીમાં આપણા પાટીદાર સમાજમાં થયેલ સુધારાપ્રવૃત્તિના પ્રયત્નો અને પ્રતિભાવોનો યથાર્થ ઈતિહાસ જાણી શકીએ.

સને ૧૯૪૪ શ્રી પ્રભાતકુમારભાઈના પ્રથમ માનદમંત્રી પદે શરૂ થયેલ 'પ્રગતિ મંડળ' નામની સંસ્થાથી એમની સુધારા પ્રવૃત્તિનો આરંભ થયો એમ ગણીએ, એ પછી ૧૯૪૭માં શરૂ થયેલ 'ધરતી' માસિકના પ્રથમ સહતંત્રી (તંત્રીશ્રી ચંદ્રવદન લશ્કરી હતા) તરીકે અને ત્યારબાદ તંત્રી તરીકે આપેલ સેવાઓ, તેમજ અનેક સમાજ સુધારા સંમેલનો અને પરિષદો, કન્યા કેળવણીની પદયાત્રાઓ, ગૃહિણી તાલીમ શિબિરો, મહિલા સંમેલનો, અને સમૂહલગ્નો વગેરેના આયોજન અને સંચાલનની ઉપાડેલી સેવાઓને લક્ષમાં લઈએ તો સને ૧૯૪૪થી સને ૧૯૮૩ સુધીના પૂરા ચાર દાયકાની આપણી સામાજિક સુધારા પ્રવૃત્તિના તેઓ સાચા સાક્ષી સજાગ પ્રહરી અને પ્રેરણાસ્રોત સમા રહ્યા છે એમાં શંકા નથી. આજે પણ તેઓ 'ધરતી' માસિક અને 'ધરતી વિકાસ મંડળ' દ્વારા થતી બધી જ પ્રવૃત્તિઓમાં એટલા જ ઉત્સાહથી કાર્યરત છે.

એ સાચું કે સમાજસુધારા જેવી વિશાળ જનસમૂહને સ્પર્શતી પ્રવૃત્તિ એકલે હાથે થઈ શકતી નથી. એમાં બીજા અનેક કાર્યકરોનો સાથ સહકાર રહેલો હોય છે. આમ છતાં પાટીદાર સમાજના ઉત્થાન માટે જીવનભર એકધારી નિષ્ઠાથી કાર્ય કરનાર અને સમાજને જ પોતાનું આખું જીવન સમર્પિત કરનાર લોકસેવક તો શ્રી પ્રભાતકુમારભાઈ એકલા જ છે. આમાં અન્ય કાર્યકરોની સેવાઓનું ઓછું મૂલ્યાંકન કરવાનો આશય નથી, પાટીદાર સમાજના ઉત્થાન માટે ઘણા કાર્યકરો ફલક ઉપર આવ્યા અને તે તે સમય દરમ્યાન તેમણે ઘણા ઉત્સાહભેર કાર્યો પણ કર્યાં છે, પણ આરંભથી આજ સુધી એ બધાની સાથે પ્રભાતકુમારભાઈ એક સૂત્રે સંકળાયેલા રહ્યા છે. મોટા ભાગના સામાજિક કાર્યકરો પોતાના વ્યાવસાયિક જીવનમાંથી સમય કાઢીને સમાજ પ્રત્યેની ભાવનાથી પ્રેરાઈને પોતાનાથી બને તેટલો ફાળો આપે છે પરંતુ પ્રભાતકુમારભાઈએ તો પોતાના વ્યવસાય-ધંધાને ગૌણ ગણીને સમાજસુધારાની પ્રવૃત્તિને જ પોતાના જીવનનું મુખ્ય કર્તવ્ય ગણ્યું છે.

પાટીદાર સમાજને પોતાનું જીવન સમર્પિત કરનાર આવા વિરલ લોકસેવકનું સન્માન એ સમાજનું પોતાનું જ સન્માન બની રહે છે.



## સેવકની સ્તુતિ સેવામાં જ

લોક સેવકનું કામ સ્તુતિ તરફ જોવાનું નથી, નથી નિંદાથી ડરવાનું. જે સ્તુતિથી ફુલાય છે ને નિંદાથી કરમાય છે, તેનાથી ખરી સેવા થતી નથી. સેવકની સ્તુતિ સેવામાં જ રહી છે.

- ગાંધીજી

## (૧૦) કલ્યાણપંથના પ્રવાસી : સ્વ. પ્રભાતકુમાર મ. દેસાઈ

**- ગણેશભાઈ કા. પટેલ**
**('ધરતી'ના તંત્રી)**

### સર્વજન સુખાય :

જીવનની નદીના બે જ કાંઠા : એક તેજપંથનો કાંઠો ને બીજો કલ્યાણપંથનો કાંઠો. નદીનું એક જ કામ પોતાના શીતળ અને શુદ્ધ જળ થકી આસપાસના પ્રદેશોનું, વિસ્તારોનું પોષણ કરવું અને બીજાના જીવનનો આધાર બનવું. જીવનની નદીનું પણ એક જ કામ અને એક જ દિશા જો એ સર્વજન હિતાય અને સર્વજન સુખાય વહે, તો જ એને નદીની ઉપમા આપી શકાય. સ્વ. પ્રભાતકુમાર દેસાઈનું જીવન આ બે કાંઠા વચ્ચે વહ્યા કર્યું. પોતાના જીવન થકી એમણે સમાજનું તેજ વધાર્યું અને સમાજનું કલ્યાણ પણ કર્યું.

### પાટડી દરબાર (દેસાઈ) :

જન્મે પાટડીના પણ કર્મે આપણા સૌના બની ગયેલા પ્રભાતકુમાર મફતલાલ દેસાઈનું આયખું સમાજ અંગે વલોપાત કરવામાં અને સમાજને પીડાકારક અનર્થોમાંથી મુક્ત કરવામાં વીતી ગયું. એમનો જન્મ થયો તા. ૨૦-૧-૧૯૨૩માં પાટડીમાં. એ રીતે એ પાટડીના દેસાઈ કહેવાય, પણ એમને જેમણે જોયા છે, જાણ્યા છે અને માણ્યા છે એ એમને એવું મોટું માથું'' ગણવા સંમત ન થાય. એ એવા હળવા ને નિરાભિમાની કે એમને જો 'પાટડીના દેસાઈ' કહીએ તો લજામણીના છોડની જેમ શરમાઈ જાય. એ 'પાટડીના દેસાઈ' તરીકે ઓગળી ગયા અને એક પ્રખર સમાજસુધારક તરીકે ઉપસી આવ્યા, અને ધૂંધળી દિશાઓ વચ્ચે માર્ગ શોધતી અને કેડી કંડારતી પુરુષાર્થી પાટીદાર જ્ઞાતિના જીવનનું 'પ્રભાત' બની ગયા, એ 'સ્વ'ના મટી સર્વના બની ગયા.

### સમાજસેવાના અંકુર :

કહે છે કે માણસને એના ગુરુ ન ઘડે એટલો એને એના સંજોગો ઘડે છે. પ્રભાતકુમાર માટે પણ એવું જ થયું. એ જમાનામાં જ્યારે આખીય પટેલ કોમ અંધારામાં અટવાતી હતી અને એના સામુદાયિક ઉત્થાન માટે કડીમાં ૧૯૨૧માં પૂ. છગનભા કેળવણીનો દીપક પ્રગટાવી રહ્યા હતા ત્યારે (તેવા સમયે) પ્રભાતકુમારનો જન્મ થયેલો. એ સમયની કેટલીક વિટંબણાઓ અને કૌટુંબિક પ્રતિકૂળતાઓ વચ્ચે એ ઉછર્યા અને ખાસ કોઈ લાડકોડ પામ્યા વિના મોટા થયા. પાટડીમાંથી તેમનું અમદાવાદમાં આગમન થયું. સમયની થપાટો ખાતા ખાતા ગ્રેજ્યુએટ થયા. છેક ૧૯૪૯ સુધી તો અમદાવાદની સૂરજમલજી બોર્ડિંગ એ જ એમનું ઘર. ઘરનું કોઈ ઘર નહીં. છાત્રાલયો-બોર્ડિંગો એ જ એમનું ઘર. એ જ એમની પ્રવૃત્તિઓ માટેનું કેન્દ્ર અને એ જ મિટીંગો માટેનું સ્થળ. આદર્શોને વરેલાં એ સમયનાં છાત્રાલયો, ભણવાની ગરજવાળા વિદ્યાર્થીઓ, પોતાના સમાજને

ભણીગણીને કંઈક વળતર આપવાની ખેવનાવાળા એ જમાનાના યુવાનો, પોતે આગળ વધીએ અને અંધારામાં અટવાતા સમાજને પ્રકાશની દિશામાં લઈ જઈએ-આવા ઊંચા આદર્શોને વરેલા એ યુવકો. પ્રભાતકુમાર પણ એમાંના એક. એમના જીવનની ઈમારતનો મજબૂત પાયો અહીં નંખાયો. સમાજ માટે કંઈક કરી છૂટવાની તમન્નાઓએ અહીં જન્મ લીધો અને એ તમન્નાઓને સાકાર કરવા માટેનો આત્મવિશ્વાસ અને પુરુષાર્થ પણ અહીં જ પાંગર્યાં. અહીં વાંચ્યું, વિચાર્યું અને એ બધું સંચિત થયું. જે પછીથી નેતૃત્વરૂપે ખીલ્યું. કડીના પાટીદાર આશ્રમના એ છાત્ર અને સર્વ વિદ્યાલય-કડીના વિદ્યાર્થી. 'કર ભલા, હોગા ભલા'ની ફિલસૂફીને વરેલા એવા આદ્યસ્થાપક પૂ. છગનભા અને ઉચ્ચ આદર્શોને વરેલા એ સંસ્થાના ગૃહપતિઓ અને શિક્ષકોને હાથે તેઓ ઘડાયા. અહીં સમાજસેવાનાં બીજ વવાયાં, જે સૂરજમલજી બોર્ડિંગ અને ક.પા. વિદ્યાર્થી ભવનના નિવાસ દરમ્યાન અંકુરિત થયાં.

**અલગારી જીવ :**

શરૂઆતથી જ એ અલગારી જીવ. આ અલગારી જીવ ૧૯૪૯માં લગ્નસંબંધે બંધાયો. વાડીગામમાં ભાડાનું ઘર લીધું. એમના લગ્નમાં સેવાભાવી ડૉ. ગણપતરામ, ધરતીના પહેલા તંત્રી અને સમાજશ્રેષ્ઠી ચંદ્રવદન લશ્કરી અને ધરતી વિકાસ મંડળના ટ્રસ્ટી માણેકલાલ દી. પટેલ અને ઈશ્વરભાઈ હ. પટેલ ગયેલા. સાદગીસભર ટચુકડી જાન, કોઈ ઠઠારો બઠારો જોવા ન મળે. જાન સાણંદ ગયેલી. એમનાં ધર્મપત્નીનું નામ લલિતાબેન, લગ્ન તો કર્યું પણ આ 'ઓલિયા'નો જીવ ઘરસંસારમાં ચોટે નહીં. વૈરાગી જીવને જ સાધુતાનો રંગ લાગેલો. એટલે તો કહ્યું છે કે ત્યાગ ન ટકે વૈરાગ્ય વિના-શરીર અહીં પણ મન ભમે સમાજસેવામાં. જળોની જેમ સમાજને વળગેલાં દૂષણો, સામાજિક કુરિવાજો, અંધશ્રદ્ધા, દોરાધાગા, સામાજિક રૂઢિઓ પાછળ થતું અંધાધૂંધ ખર્ચ, જ્ઞાતિભાઈઓ ઉપર થયેલા દેવાના ડુંગરો અને શિક્ષણ શૂન્યતાએ આ માણસના માંહ્યલાને હચમચાવી દીધો. એ વખતના ધીંગા કાર્યકરો : શંકરભાઈ રામદાસ, ડૉ. ગણપતરામ, ચંદ્રવદન લશ્કરી, પીતાંબર પટેલ, જી. એમ. ગાંધી, ધરમચંદ ચોકસી વગેરેની સાથે ગામડાં ખૂંદી વળ્યા અને ગામડાનું જે દર્શન થયું એનાથી સમગ્ર સમાજને પીડતા પ્રશ્નો અને એ પ્રશ્નો માટેના ઉકેલનું મનોમંથન શરૂ થયું. એમના મનના એક્સ-રેમાં અનેક બિમારીઓથી પીડાતા સમાજની તસવીરો ઝીલાઈ. એક્સ-રેની આ પ્લેટોના બારીક નિરીક્ષણથી આ બિમારીઓના અનેક ઉપાય પણ એમને જડી આવ્યા.

**નિર્ભીક સમાજસુધારક :**

સામાજિક દુર્દશાએ એમને એવા તો ઊંચાનીચા કરી દીધા કે આ માણસે સામાજિક ચેતના જગાડવા માટે, સમાજને એની કુંભકર્ણ નિંદરમાંથી જગાડવા માટે, એને બેઠો કરી દોડતો કરવા માટે એવો તો ઝકઝોર્યો કે સમાજમાં એક નવી ચેતનાનો સંચાર થયો, સમાજમાં એક નવો પ્રાણ પૂરાયો. સમાજની 'તાસીર' બદલવાનું કામ લોઢાના ચણા ચાવવા જેવું છે. કેમ કે માણસ જૂનું છોડીને નવું ગ્રહણ કરતાં સો વાર વિચારે છે. દરેક માણસ-ભણેલો કે અભણ મોટાભાગે તો ચીલેચીલે ચાલનારો હોય છે. કોઈક વીરલા જ નવી કેડીઓ કંડારે છે. પ્રભાતકુમાર આવા વીરલા હતા. એમણે નવી કેડીઓ કંડારી અને સામાજિક ટીકાટીપ્પણીની પરવા કર્યા વિના એ કેડીઓ ઉપર પોતે ચાલ્યા. આપણે યાદ રાખીએ કે સુધારાની શરૂઆત 'સ્વ'થી જ કરવી પડે છે. સમાજસુધારક માટીપગો ન જોઈએ. આચારવિચારની એકરૂપતા લોકોનો આદર અને વિશ્વાસ સંપાદન કરવાની મોટી મૂડી બની જાય છે. પરોપદેશે પાંડિત્યમ્‌થી પ્રભાતકુમાર દૂર રહ્યા. જે કહ્યું તે આચરી બતાવ્યું.

આ રીતે એમણે ભારે લોકાદર પ્રાપ્ત કર્યો. હવે તેઓ એક પ્રખર સમાજસુધારક અને પ્રહરી તરીકે પ્રસ્થાપિત થયા.

**પાટીદાર પ્રગતિમંડળની સ્થાપના : પ્રભાતકુમાર મંત્રી**

સમાજદર્શન કરતાં એમને એક સત્ય એ લાગ્યું કે તમામ દૂષણોનો રામબાણ ઈલાજ કેળવણીમાં રહેલો છે. પાટડીના લોકપ્રિય અને કેળવણી પ્રેમી રાજવી સૂરજમલસિંહે આ દિશામાં પહેલી શરૂઆત કરી અને ગામડાંના યુવકો શહેરમાં આવીને ભણેગણે અને છાત્રાલયમાં રહી જીવનઘડતર કરે એ માટે અમદાવાદમાં દરબાર સૂરજમલસિંહ છાત્રાલયની મંગળ શરૂઆત થઈ. ત્યારબાદ આપણા સમાજના અગ્રણીઓ દ્વારા એલિસબ્રીજ, અમદાવાદમાં પુ. જ. અમીન ક. પા. ભવન (છાત્રાલય) પણ શરૂ થયું. અનેક યુવાનોએ અહીં રહીને ઉચ્ચ શિક્ષણ મેળવીને પોતાની કારકિર્દી ઘડી. આપણા પ્રભાતકુમાર પણ અહીં લગભગ બાર વર્ષ રહ્યા અને બી.એ. થયા. સમજણ વધવા સાથે સમાજ માટે કંઈક કરી છૂટવાની ચિંતામાંથી અહીં એ વખતના યુવાનોમાં સમૂહચિંતન શરૂ થયું અને એના પરિપાકરૂપે ચંદ્રવદન લશ્કરી અને ડૉ. ગણપતરામના નેતૃત્વ નીચે, આ નવલોહિયા યુવાનોએ પાટીદાર સમાજના ઉત્થાન માટે ૧૯૪૪માં 'અખિલ કડવા પાટીદાર પ્રગતિ મંડળ'ની સ્થાપના કરી. જેના પ્રથમ માનદમંત્રી બન્યા પ્રભાતકુમાર દેસાઈ. આ પ્રગતિ મંડળના યુવાનોએ ૧૯૪૫માં સામાજિક જાગૃતિ લાવવાના ઉદ્દેશ્યથી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાના સાનિધ્યમાં એક સમાજસુધાર પ્રદર્શન પણ યોજ્યું, જેમાં પ્રભાતકુમારનો મુખ્ય ફાળો હતો..

**ધરતી માસિક : પ્રભાતકુમાર સહતંત્રી :**

સામાજિક જાગૃતિ માટે ૧૯૪૭માં ધરતી માસિક શરૂ થયું. આ માસિક શરૂ કરવામાં ચંદ્રવદન લશ્કરી, પ્રભાતકુમાર દેસાઈ, વકીલ ધનાભાઈ હ. (ગણેશપુરા, અમદાવાદ), અંબાલાલ વકીલ (મહેસાણા), મગનભાઈ વકીલ (લાંઘણજ), નાથાલાલ પટેલ અને વાડીલાલ પટેલ (કઠલાલ) મુખ્ય હતા. આ ધરતી માસિકના પહેલા તંત્રી બન્યા ચંદ્રવદન લશ્કરી અને સહતંત્રી બન્યા પ્રભાતકુમાર દેસાઈ. પ્રભાતકુમારની દૃષ્ટિ અને પુરુષાર્થ તેમજ સંપાદકીય સૂઝબૂઝથી ધરતી માસિક પગભર બન્યું અને સમાજસુધારા માટેનું પ્રબળ માધ્યમ બન્યું. ૧૯૪૭, ૪૮ અને ૪૯ સુધી પ્રગતિ મંડળે આ માસિક ચલાવ્યું અને ૧૯૫૦ થી 'ઉત્તર ગુજરાત પાટીદાર મંડળે' ધરતી માસિકનું સંચાલન કર્યું.

**ઉમા પ્રિન્ટરી : એ જ ધરતીનું કાર્યાલય :**

૧૯૪૯માં પ્રભાતકુમારે ઉમા પ્રિન્ટરી નામે એક નાનો પ્રિન્ટીંગ પ્રેસ શરૂ કર્યો. ધરતીનું સંપાદન, લેખ લખવા, મંગાવવા, જોવા, છાપવા અને તૈયાર કરીને ગ્રાહકોને મોકલવા સુધીનું સઘળું કામ એકલવીરની જેમ પ્રભાતકુમાર એકલે હાથે કરતા. ધરતીનું કાર્યાલય પણ ઉમા પ્રિન્ટરી જ. સને ૧૯૫૦ થી ૧૯૬૪ સુધી ધરતી માસિકની સમગ્ર કામગીરી અહીં જ ચાલી. ઓગસ્ટ ૧૯૫૦ થી જુલાઈ ૧૯૫૩ સુધી ગોપાળદાસ ગાંધીના તંત્રીમંડળમાં પણ તેઓ હતા.

**વિદ્વાન તંત્રી :**

નવેમ્બર ૬૮ થી જાન્યુઆરી ૮૦ સુધી ધરતી માસિકના વિદ્વાન તંત્રી તરીકે એમણે ધરતી દ્વારા સામાજિક ચેતના અને જાગૃતિની એવી ભેરી બજાવી કે ઘેરઘેર સામાજિક સુધારાનો નાદ ગુંજતો થયો. એમની કલમ

એવી ઓજસ્વી ને તેજસ્વી કે ન પૂછો વાત. શૈલી એવી સરળ છતાં પ્રવાહી કે એમના લેખ વાંચવાનું કોઈ ચૂકે નહીં. કલકલ વહેતા ઝરણા જેવી શૈલીમાં વાચકો તણાતા જાય. એમની શબ્દપસંદગી, વાક્યગઠન અને રજૂઆત પણ ભારે પ્રભાવક. 'શીલ તેવી શૈલી' એ ન્યાયે શુદ્ધ ચારિર્ત્યવાન પુરૂષ તરીકે એમની શૈલી પણ એવી જ ઊંચા પ્રકારની. રૂઢિપ્રયોગો, કહેવતો અને ઉદાહરણોથી એમની શૈલી શોભી ઊઠતી. અક્ષરો પણ મોતીના દાણા જેવા, છેક સુધી મોતી જેવા જ રહ્યા.

**ઉત્તમ વક્તા :**

વક્તા તરીકે પણ એવા જ પ્રભાવશાળી. એમના વક્તવ્યમાં સચ્ચાઈનો રણકો રહેતો. આચાર અને વિચારમાં કોઈ અંતર નહીં એટલે કશુંય છૂપાવ્યા વિના બેધડક રીતે જુસ્સાભેર વક્તવ્ય આપી શકતા. ભાષામાં ક્યાંય કોઈ ભભક કે દંભ જોવા ન મળે. શીરો જેટલી સરળતાથી ઉતરી જાય એટલી જ સરળતાથી એમની ભાષા અને વાત ગળે ઉતરી જતાં. વાત કહેવાની (ઢબ રીત) જ એવી કે ગામલોકોના દિલમાં એમની વાત બેસી જાય. એમના શબ્દો તીરની જેમ સોંસરવા નીકળી જાય. એમના વક્તવ્યમાં ક્યાંય કટુતા (કડવાશ) જોવા ન મળે, વક્તવ્યમાં ક્યાંય ખોટી આક્રમકતા જોવા ન મળે. શબ્દે શબ્દે જાણે વેદના ટપકતી હોય એવું લાગે. ઘા પર મીઠું નહીં, પણ મલમ લગાવે. આવા સમર્પિત સેવકોના સ્વાર્થરહિત પ્રદાનથી આપણો સમાજ ઉજળો બન્યો છે.

**નિષ્કામ કર્મયોગી :**

પ્રભાતકુમાર સામાજિક સેવાના ક્ષેત્રે એવા તો ખૂંપી ગયેલા કે પાછું વળીને કદી જોયું પણ નહીં કે ઘર કેમ ચાલે છે. પોતે સંપૂર્ણ સાદગીને વરેલા એટલે પોતાની જરૂરિયાતો તો સાવ ઓછી. જેટલી જરૂરિયાતો ઓછી એટલા તમે મોટા બાદશાહ, એટલા જ સ્વતંત્ર. વળી કોઈના ઓશિયાળા પણ ન બનવું પડે. આપણી વધતી જતી જરૂરિયાતો આપણને ગુલામ બનાવે છે. પ્રભાતકુમાર એમાંથી મુક્ત રહી શક્યા એ એમની વૈચારિક ખુમારી દર્શાવે છે. એ એમનું સદ્ભાગ્ય હતું કે એમને લલિતાબેન જેવાં ગુણિયલ સન્નારી પત્ની તરીકે મળ્યાં. એમણે સઘળું સંભાળી લીધું અને એથી તો પ્રભાતકુમાર નિશ્ચિંત મને પૂર્ણ સમયના સમર્પિત સમાજસેવક બની શક્યા. ઉમા પ્રિન્ટરીનું કદ અને કાર્યક્ષેત્ર ન વધી શક્યા એમાં એ ધંધાને એમના તરફથી સમયના અભાવે ન મળેલી માવજત પણ કારણભૂત છે. બાકી તો ધંધાકીય ક્ષમતા એમનામાં કંઈ ઓછી નહોતી. ઘરનું ગોપીચંદન ઘસીને અને પોતે ઘસાઈને સમાજને ઉજળો કરનારા પ્રભાતકુમાર જેવા કાર્યકરોની હવે અછત ઊભી થતી જાય છે. જોકે હવે સમય બદલાતાં સવેતન પણ સમર્પણવાળા કાર્યકરોની હરોળ ઊભી થાય તો એમાં પણ કંઈ ખોટું નથી. અનેક પ્રકારની ભીડ અને તનાવ વચ્ચે જીવતા સમાજમાં હવે પ્રભાતકુમાર મળવા અશક્ય નહીં તો મુશ્કેલ જરૂર છે. પ્રભાતકુમાર સાચા અર્થમાં નિષ્કામ કર્મયોગી હતા.

**સુધારાની શરૂઆત સ્વ.થી કરનારા :**

આજના ભાષણિયા સમાજસુધારકો જેવા એ માટીપગા નહોતા. 'ઢમઢોલ માંહે પોલ' જેવું એમનું કામ નહોતું. એમના વિચાર અને આચારમાં રતિભાર ફરક નહીં. જે કંઈ બોલે તેને આચરી બતાવે. બોલવું તેવું કરવું એ એમનો જીવનમંત્ર હતો. પેલા હાથીના દાંતવાળી કહેવત જેવું એમનું આચરણ નહોતું. તા. ૨૯-૪-૧૯૭૯માં ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝામાં શરૂ થયેલાં પ્રથમ સમૂહલગ્નના પ્રભાતકુમાર અગ્રણી હતા. આ સમૂહલગ્નમાં તેમણે પોતાના બીજા દીકરાને પરણાવીને ઉત્કૃષ્ટ ઉદાહરણ પૂરું પાડ્યું. એટલું જ નહીં તા.

૬-૬-૧૯૮૩ના દિવસે ધરતી વિકાસ મંડળ યોજિત દૂધનાથ મહાદેવ (અમદાવાદ) વાડીમાં યોજાયેલ છઠ્ઠા સમૂહલગ્નમાં એમના ત્રીજા દીકરાને પરણાવ્યો. આજે લોકો સુધારાવાદી માનસ ધરાવતા થયા છે પણ પચીસ વર્ષ પહેલાંના એ સમયમાં આવું સુધારાવાદી પગલું પ્રભાતકુમાર જેવા ભડવીર જ ભરી શકે. એમની સામાજિક સુધારા માટેની ઝુંબેશ અને તરવરાટ તેમજ ગતિશીલતા અને મનની મક્કમતાને કારણે ઉત્તર ગુજરાતના કાર્યકરો એમને 'બાપુ' તરીકે સંબોધતા.

**કન્યા કેળવણીના જબરા હામી :**

કુમારો (છોકરાઓ) ભણે અને કન્યાઓ ન ભણે તો સંસાર રથ વાંકોચૂકો ચાલે. કન્યાઓ માટે કેળવણીની કોઈ જોગવાઈ ન હોવાનું ભારે દુઃખ પૂ. છગનભાને પણ હતું જ. સમાજના અગ્રણીઓ પણ આ બાબતે ભારે દુઃખી હતા. પ્રભાતકુમાર આ અગ્રણીઓમાંના એક હતા જે કન્યા કેળવણીના ભારે હિમાયતી હતા. તા. ૨૩-૨-૬૪ના રોજ હંસરાજ પ્રાગજી હોલમાં કન્યા કેળવણીના અધૂરા રહેલા સ્વપ્નને સાકાર કરવા અને અમદાવાદમાં કન્યા છાત્રાલય શરૂ કરવા માટે સ્ત્રી કેળવણી મંડળની સ્થાપના કરાવવા માટે પણ તેમણે સારો પુરુષાર્થ આદરેલો.

**પ્રભાતભાઈનો પ્રવૃત્તિ વિસ્તાર (સ્નેહસંમેલનો, પરિષદો, લોકસંપર્ક, યાત્રાઓ એમ ઘણું બધું)**

દશાવિહીન સમાજને કોઈ એકાદ પ્રવૃત્તિથી આગળ ન દોરી શકાય. જીર્ણશીર્ણ સમાજને બેઠો કરવા માટે અનેક પ્રવૃત્તિઓ આદરવી પડે. પ્રવૃત્તિઓ સાથે સુધારકમાં જુસ્સો ન હોય તો પ્રવૃત્તિઓને ઠંડો પડી જતાં વાર લાગતી નથી. વિવિધ પ્રવૃત્તિઓનું આયોજન અને એમનો અમલ કરીને આ જુસ્સાદાર સમાજસુધારકે મડદાલ સમાજને બેઠો કરવા માટે ધૂણી ધખાવી. આમાં 'ધરતી' માસિક એ એમનું સૌથી મોટું અને અસરકારક માધ્યમ હતું. 'ધરતી' માસિકની અનેક તવારીખોના તેઓ સાક્ષી પણ ખરા. તા. ૧-૮-૬૫ના ધરતી સ્નેહ સંમેલનના તેઓ પ્રમુખ હતા. ધરતી માસિકના રજતજયંતી પ્રસંગે ૧૦૦૦ આજીવન સભ્યો માટેની ટહેલ નાખનાર અને સમાજના પ્રશ્નો અંગે પરિસંવાદ યોજનાર પણ તેઓ જ હતા.

તા. ૧-૧-૭૫ના રોજ ઊંઝામાં યોજાયેલી પહેલી ગૃહિણી તાલીમ શિબિરના આયોજકો પોપટલાલ ગુ. પટેલ, પીતાંબર પટેલ, ત્રિભુવનદાસ ગુરૂ, કલ્યાણભાઈ ગો. પટેલ (આચાર્ય), તુલસીદાસ પટેલ (આચાર્ય) વગેરેની સાથે આપણા પ્રભાતકુમાર પણ ખરા. ધરતી વિકાસ મંડળ આયોજિત સ્વામી મુક્તજીવનદાસ અતિથિગૃહ, મણિનગરમાં યોજાયેલી ડિસેમ્બર, ૧૯૭૭ની 'સમાજ વિકાસ પરિષદ'માં પણ તેઓ અગ્રણી હતા. ધરતી વિકાસ મંડળ તરફથી પ્રખર સમાજસુધારક શંકરભાઈ રામદાસના જાહેર સન્માનના (તા. ૪-૧-૭૬) યોજકો અને વક્તાઓ પૈકીના તેઓ એક હતા. ખંતીલા સમાજસુધારક શંકરભાઈએ (શેલાવી) ગામડાં ખૂંદતી વેળા જે અસરકારક પ્રવચનો આપેલાં તે મઠારીને ક્રમશઃ ધરતી માસિકમાં પ્રભાતકુમારે પ્રગટ કરેલાં. ધરતી વિકાસ મંડળે આ પ્રવચનોને 'સમાજની તસવીર' નામે પુસ્તિકારૂપે પ્રકાશિત કર્યાં. પ્રભાતકુમારે અનેક સ્મૃતિઅંકો અને વિશેષાંકો પણ પ્રકાશિત કરેલા. સને ૧૯૦૯માં સ્થપાયેલી કડવા પાટીદાર પરિષદ કે જેણે ૧૯૩૮ સુધીમાં પાટીદારોમાં જાગૃતિની લહેર ઊભી કરવા વિવિધ સ્થળોએ ૧૭ અધિવેશન ભર્યાં હતાં, તે ૧૯૩૮ બાદ નિષ્ક્રીય થઈ જતાં આપણા પ્રસિદ્ધ લેખક પીતાંબર પટેલે એને સક્રીય કરી અને ૧૪-૧૫ મે, ૧૯૪૯ના રોજ ઊંઝામાં ડૉ. ગણપતરામ પટેલના પ્રમુખસ્થાને આ પરિષદનું અધિવેશન યોજાયું. આ અધિવેશનના પ્રતાપે ઉત્તર ગુજરાતમાં કન્યા કેળવણીનો પાયો નંખાયો અને કન્યા છાત્રાલય, ઊંઝાથી એની

મંગળ શરૂઆત થઈ. આ અધિવેશનમાં પ્રભાતકુમાર અગ્રેસર હતા. એમણે થોડોક સમય શિક્ષણકાર્ય પણ કરેલું.

**લાગણીસભર જાહેર સન્માન :**

આવા આપણા આ ખમતીધર, નીડર, નિર્ભિક અને સાચુકલા લોકસેવક તેમજ સમાજસુધારક ઑક્ટોબર ૧૯૮૧થી તંત્રીપદેથી મુક્ત થયા. તા. ૧૨-૬-૮૩ના રોજ સાંજના ૫-૦૦ કલાકે કામેશ્વર હોલ, અંકુર રોડ, નારણપુરા, અમદાવાદમાં પદ્માબેન જયકૃષ્ણની અધ્યક્ષતામાં પ્રભાતકુમારની લોકસેવા અને સમાજસેવાને રૂા. ૫૧ હજારની સન્માનથેલી અને સન્માનપત્રથી બિરદાવવામાં આવી. અતિથિ વિશેષશ્રીઓ તરીકે ઈશ્વર પેટલીકર, પુરુષોત્તમદાસ ૨. પટેલ (દાસકાકા) અને કેશવલાલ વિ. પટેલ પધાર્યા હતા. આ થેલીમાં રૂા. ૧૦૦૦ ઉમેરી પ્રભાતકુમારે વ્યાપક સમાજસેવા માટે આ થેલી પોપટલાલ ગુલાબદાસ પટેલ સમાજસેવા મંદિર (ધરતી સંસ્થા)ને અર્પણ કરી.

**જૂન-૮૩નો અંક પ્રભાતકુમાર દેસાઈ સન્માન અંક :**

પ્રભાતકુમારની વ્યાપક શૈક્ષણિક તેમજ સામાજિક સેવાઓને બિરદાવતો જૂન-૮૩નો ધરતીનો અંક 'પ્રભાતકુમાર દેસાઈ સન્માન અંક' તરીકે પ્રકાશિત કરવામાં આવ્યો.

**અને છેલ્લે... :**

પ્રભાતકુમારે જે પ્રવૃત્તિઓ આદરી, જે પ્રવૃત્તિઓના વિકાસ માટે તેઓ જીવનભર ઝઝૂમ્યા, તે પ્રવૃત્તિઓ આજે પણ તેમના જીવંત સ્મારકો સમા ધરતી માસિક અને ધરતી વિકાસ મંડળ દ્વારા થઈ રહી છે.

બહેનો પગભર બને અને સન્માનપૂર્વક જીવે એવી પ્રભાતકુમારની ઈચ્છાઓને મહિલા સ્વાવલંબન કેન્દ્ર તેમજ ઉમા મહિલા ઉદ્યોગમંદિર દ્વારા સંસ્થા મૂર્તિમંત કરી રહી છે.

ઘેરઘેર સુધારાઓનો સંદેશ પહોંચાડીને સમગ્ર સમાજને જાગૃત કરવાની પ્રભાતકુમારની અંતરની ઈચ્છાને ૧૧,૦૦૦ ગ્રાહકોને 'ધરતી' પહોંચાડીને સંસ્થા સાકાર કરી રહી છે.

લગ્નના આડેધડ ખર્ચાઓથી બચવા સમૂહલગ્નો યોજાય અને સાદાં લગ્નો યોજાય તો મધ્યમ વર્ગ માટે તે આશીર્વાદરૂપ બને એવું પ્રભાતકુમાર માનતા. આ સંસ્થામાં ચાર લગ્નોની યોજના દ્વારા એ કાર્ય પણ સઘન રીતે થઈ રહ્યું છે અને અનેક ભાઈબહેનો આ લગ્ન યોજનાઓનો લાભ લે છે.

ધરતી લગ્ન સહાયક કેન્દ્ર દ્વારા લગ્નોત્સુક યુવક-યુવતીઓ માટે જીવનસાથી પસંદગીનું સુંદર કાર્ય પણ પ્રભાતકુમારભાઈની મનોકામના પ્રમાણે થઈ રહ્યું છે.

એમનો સ્વર્ગીય આત્મા જ્યાં હશે ત્યાં આ પ્રવૃત્તિઓ જોઈને પ્રસન્નતા અનુભવતો હશે.

આવા આ કલ્યાણપંથ તેમજ તેજપંથના પ્રવાસી અને પાટીદાર રત્ન એવોર્ડથી વિભૂષિત પાટડીના પનોતા પુત્ર જ્યારે આજે આપણી વચ્ચે નથી (અવસાન તા. ૨૦-૮-૨૦૦૩) ત્યારે એ જે પ્રવૃત્તિઓ માટે મન મૂકીને ઝઝૂમ્યા એ પ્રવૃત્તિઓને આપણે વધુ વ્યાપક અને સઘન બનાવીએ એ જ એમને સાચી શ્રદ્ધાંજલિ ગણાશે. ૐ શાંતિ, શાંતિ, શાંતિઃ ।



# ૮. લેખન પ્રવૃત્તિ

પ્રભાતકુમારનો વિષય 'ગુજરાતી''. ગુજરાતી મુખ્ય વિષય સાથે બી.એ. ઓનર્સ થયેલા. ને ભણતા ત્યારથી સુંદર, મોતીના દાણા જેવા અક્ષરો. કોઈને પણ તેઓનુ લખાણ પહેલી નજરે વાંચવાનું ગમી જાય. લખાણની ચીવટ બાળપણથી જ હતી. જ્યારે તેઓ ૧૯૩૩માં પાટીદાર આશ્રમ કડીમાં દાખલ થયા ત્યારે 'કમળ' નામનું હસ્તલિખિત મેગેઝિન ચલાવતા હતા. એ વખતના જમાનામાં બધે જ હસ્તલિખિત અંકો શાળા-મહાશાળાઓમાં વિદ્યાર્થીઓ પોતે તૈયાર કરતા હતા. પ્રભાતકુમાર 'કમળ' નામનું સામયિક-ત્રિમાસિક પત્ર ચલાવતા હતા. બાળપણથી જ સંપાદનના ગુણો તેઓનામાં હતા. ૧૯૪૫ની ડિસેમ્બરની ૨૩ મી તારીખે દરબારશ્રી પ્રતાપસિંહજીના પ્રમુખપદે સૂરજમલજી બોર્ડિંગમાં જ્ઞાતિ સંમેલન યોજાયેલું. આ સંમેલનમાં જ્ઞાતિનું મુખપત્ર શરૂ કરવાનો ઠરાવ કરેલો પણ આ કાર્ય કરે કોણ ? શ્રી પ્રભાતકુમારે આનું બીડુ ઝડપ્યું. પોતે મેગેઝિન ચલાવવા તૈયાર થયા ૧૯૪૭ની પંદરમી ઓગસ્ટે 'ધરતી' માસિક શરૂ કરવામાં આવ્યું, ને આ માસિકના તંત્રી તરીકે ચંદ્રવદન લશ્કરી રહ્યા ને સહતંત્રી તરીકે શ્રી પ્રભાતકુમાર દેસાઈ હતા. 'ધરતી'નું તમામ કાર્ય સહતંત્રી તરીકે પોતે જ સંભાળતા હતા. ૧૯૪૭થી ૧૯૮૧ સુધી ધરતીના વ્યવસ્થાપક અને વર્ષો સુધી તંત્રીપદે તેઓ રહ્યા. ૧૯૮૧ના ઑક્ટોબરથી ધરતીના તંત્રીપદેથી તેઓ નિવૃત્ત થયા.

પોતાના વતન પાટડી પ્રત્યે પ્રભાતકુમારને અનહદ પ્રેમ 'પાટડીદર્શન' ત્રિમાસિક પત્રિકાનું સંપાદન ૨૬મી જાન્યુઆરી ૧૯૯૧થી સંભાળ્યું ને સતત છ વર્ષ સુધી તા. ૩૧-૭-૧૯૯૬ સંપાદનનું કાર્ય કર્યું.

પ્રભાતકુમારની સેવાની ગરિમા એટલી ઊંચી છે કે તેઓ સારું લખી શકે એમ હોવા છતાં તેઓએ લખ્યું ખૂબ જ, પણ પોતાને નામે નહિ. બીજી વ્યક્તિની પ્રતિભા વધે, પ્રતિષ્ઠા-મોભો વધે તે સારુ કેટલા બધા લેખો બીજા માટે લખ્યા છે, તેની કલ્પના કરવી મુશ્કેલ છે. લગભગ એક ડઝન જેટલા સામયિક પુસ્તકોનું જે સંપાદન થયું છે, તેમાં તેઓનો અદ્વિતીય ફાળો રહ્યો છે.

'શ્રી ઉમિયા માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવ'નો જે ગ્રંથ તૈયાર થયો. આ ગ્રંથનું સંપાદન કાર્ય ઈશ્વર હ. પટેલ અને ડૉ. મફતલાલ પટેલે કર્યું છે, પણ શરૂથી અંત સુધી નાનામાં નાની બાબતોનું ધ્યાન તેઓએ રાખ્યું છે. ને લખાણમાં માર્ગદર્શન આપ્યું છે. સમાજસેવક શ્રી શંકરભાઈ પટેલ જેઓ પોતાની ગામડાના લોકોના ગળે ઉતરે તેવી પોતાની તળપદી ભાષામાં સમાજના કુરિવાજો, અંધશ્રદ્ધાઓની વાત કરતા હતા. શંકરભાઈ પોતે બહુ ભણેલા નહિ. તેઓને લખતાં ફાવે નહિ. શંકરભાઈના હૃદયની બધી જ વાતો, જે સમાજ ઉપયોગી હતી તે તમામ પ્રભાતકુમારે વાર્તા સ્વરૂપે 'ધરતી'માં પ્રગટ કરીને શંકરભાઈનું ગ્રામકક્ષાએ ઊંચું સ્થાન ઊભું કર્યું. ને તેઓનું પુસ્તક 'સમાજની તસ્વીર' જેનું સંપાદન ડૉ. મફતલાલ પટેલે કર્યું છે, પણ તેમાં રહેલ તમામ લેખોની ભાષા તો પ્રભાતકુમારની જ છે. પ્રભાતકુમાર પાછળ રહીને બીજાને મોટો બનાવતા, ઈશ્વર હ. પટેલ પોતે અંગ્રેજી શાળામાં ગયા નથી કે ગ્રેજ્યુએટ જેવી કોઈ પદવી નથી, પણ પોતાની હૈયાસૂઝથી ભલભલા ગુજરાતી ભાષાના ગ્રેજ્યુએટોને શરમાવે તેવી અલંકારયુક્ત ભાષામાં ઘણાં પુસ્તકો લખ્યાં છે, જેવાં કે 'ધરતીનાં ફૂલ', 'લાલબાંધણી', 'નાવમેં નદિયાં ડૂબ ગઈ', 'જ્ઞાનગંગા', 'જીવનગંગા', 'લાગણીના દીવા', 'વિતરાગ વંદના' આ બધા પુસ્તકો તૈયાર કરવાનો શ્રેય તો પ્રભાતકુમારને ફાળે જાય છે. તેઓ ઈશ્વર હ. પટેલમાં ખૂબ જ રસ લેતા, ને તેઓના લેખો ધરતીમાં પ્રથમ પૃષ્ઠે જ છાપતા. સમાજ સુધારકે, કે સાહિત્યકારોના

જીવનમાં તેઓને ખૂબ રસ. ડૉ. મંગુભાઈ રા. પટેલ દ્વારા લખાયેલ 'કર્મયોગી દાસકાકા' અને ડૉ. ગોવિંદભાઈ ચુ. કાછિયા દ્વારા લખાયેલ 'અનામી' : વ્યક્તિ અને વાઙમય'માં તેઓએ પરોક્ષ રીતે ખૂબ જ મદદ કરી છે.

પોતાના જીવનમાં પોતાના નામે પ્રગટ થયેલ એક પુસ્તક છે જેનું નામ 'પાટડી દર્શન' છે. પાટડી બંધુ સમાજ, અમદાવાદ તરફથી ૧૯૮૬માં પ્રકાશન કરવામાં આવ્યું છે. આ અદ્ભૂત અને ઐતિહાસિક ગ્રંથ પ્રભાતકુમારની ગૌરવ લઈ શકાય તેવી મૂડી છે.

કડવા પાટીદાર સમાજમાં પાટડી અને વિરમગામનું આગવું સ્થાન છે. પાટડી 'સોનાની હાટડી' તરીકે જાણીતું હતું. વર્ષોથી પાટડીનું રાજ્ય પાટીદારોના હાથમાં રહ્યું. વતનના એક વૈતાલિક તરીકે પોતાની ફરજનો એક ભાગ હતો. પ્રભાતકુમાર દેસાઈએ 'પાટડી દર્શન' ગ્રંથ લખ્યો, જેમાં એક હજાર વર્ષનો પાટીદારોનો ઈતિહાસ છે. પ્રસ્તાવનામાં તેઓ લખે છે કે - "અડધી સદી અમદાવાદના વસવાટના લીધે હું આજ દિન સુધી પાટડીની કંઈ જ સેવા નથી કરી શક્યો એનો મને રંજ છે, વૃદ્ધાવસ્થામાં, 'પાટડી દર્શન'ના સર્જન નિમિત્તે, પાટડીના ઈતિહાસની ખોજ કરતાં કરતાં, પાટડીના નામની માળા તો જપી લઉં, વતનની ધરતીની થોડીક ભક્તિ તો કરી લઉં, કેવો હૃદયભાવ !' તેઓનામાં જાગી ઊઠ્યો હતો.

ટૂંકમાં, પ્રભાતકુમાર દેસાઈ કોઈ ઉચ્ચકક્ષાના સાહિત્યકાર કવિ કે લેખક નથી પણ તેઓએ જે કંઈ લખ્યું તે સમાજને સામે રાખીને, સમાજને બદલવા, નવી દિશા આપવા, ગતિ આપવા, ઢંઢોળવા લખ્યું છે. પોતાના લખાણો દ્વારા ઉમિયા માતાજીને સમાજકલ્યાણી દેવી બનાવીને ઉમિયા માતાજી દ્વારા સમગ્ર સમાજમાં ચેતનાનાં બીજ રોપવાનું કાર્ય "ધરતી"ના તંત્રી તરીકે પ્રભાતકુમારે કરી બતાવ્યું છે.

'ધરતી' કડવા પાટીદાર સમાજનું મુખપત્ર. અંધશ્રદ્ધા, કુરિવાજો, કુરૂઢિઓ સામે 'ધરતી' એ વર્ષો સુધી આંદોલન ચલાવ્યું. કડવા પાટીદાર સમાજની કુળદેવી ઉમિયા માતાજી વિષે 'ધરતી'માં લખવાનું આવ્યું ત્યારે કેટલાક સમાજ સુધારકોનો અંદરથી વિરોધ હતો. તેઓનું સ્પષ્ટ કહેવું હતું કે 'ધરતી'નું કાર્ય લોકજાગૃતિનું છે, જો આપણે ઉમિયા માતાજી વિષે લખ્યા કરીશું તો સમાજ અંધશ્રદ્ધામાં ખેંચાઈ જશે. ને આપણે સમાજને જે રીતે દોરવા માગીએ છીએ તે રીતે દોરી શકીશું નહિ. ''ધરતી'' ચીલાચાલુ ના જોઈએ. આ સમયે શ્રી પ્રભાતકુમાર તંત્રી હતા. તેઓ મધ્યમમાર્ગી હોવાથી તેઓ કહેતા કે શ્રી ઉમિયા માતાજી કુળદેવી છે, સમાજનું સંગઠન કરવા માટે માતાજીનું માધ્યમ જ સૌથી વધારે ચાવીરૂપ છે. માતાજીનું નામ તેઓએ 'સમાજ કલ્યાણી દેવી' તરીકે બિરદાવ્યું. ને આ શબ્દ સમાજે ઉપાડી લીધો. શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝાએ માતાજીના 'સમાજ કલ્યાણી દેવી'ના સ્વરૂપને વધારે મહત્ત્વ આપ્યું છે. આજે માતાજીના નામે સમાજમાં અનેક સંસ્થાઓ ઊભી થઈ. વિવિધ સામાજિક જાગૃતિ, સમાજ કલ્યાણની જે યોજનાઓ અસ્તિત્વમાં આવી છે, તેના મૂળમાં 'સમાજ કલ્યાણી દેવી'નું સ્વરૂપ જ મહત્ત્વનું રહ્યું છે, ને આ માટે એક નવો વિચાર શ્રી પ્રભાતકુમાર દેસાઈએ સમાજને આપ્યો છે.

જ્યારે જ્યારે માતાજીની વિવિધ પ્રવૃત્તિઓ વિષે ધરતીમાં લખવાનું થાય ત્યારે ત્યારે 'સમાજ કલ્યાણી દેવી' શબ્દનો પ્રયોગ પ્રભાતકુમાર કર્યા વિના રહે જ નહિ. તેઓનું દીર્ઘદૃષ્ટિ સંપન્ન વ્યક્તિત્વ હતું. તેઓને ખ્યાલ હતો કે આપણે સમાજને અંધશ્રદ્ધા કે ચીલાચાલુ ધાર્મિક વિધિઓમાં ખેંચી જવો નથી, પણ સામાજિક સંગઠન કરવું હશે તો તેનો પાયો ધર્મ આધારિત હોય તો જ સંગઠન ટકશે, ને આજે આપણે જોઈએ છીએ કે માતાજીના નામે કડવા પાટીદાર સમાજે ક્રાંતિકારી કાર્યો કરી બતાવ્યાં છે. આ બધાના પાયામાં સમાજ કલ્યાણી

દેવીનું સ્વરૂપ છે.

તેઓ તંત્રીસ્થાનેથી દર મહિને લખતા, વિશેષ તેઓએ સમાજના ખ્યાતનામ આગેવાનો જેવા કે શહીદવીર ત્રિભુવનભાઈ પટેલ, મહેસાણાના વીર શ્રી ધનજીભાઈ પટેલ, માંડલની દેસાઈ રાણી માણેકબાઈ, દરબાર ગોપાળદાસ દેસાઈ, ભક્તિબા દેસાઈ, મહુડીના જૈનમુનિ પૂજ્ય બુદ્ધિસાગરજી મહારાજ, પાટડીના સંત સરયૂદાસજી, પાટીદાર સમાજના ધારાસભ્યો શ્રી ભૂપતભાઈ વ્રજલાલ દેસાઈ, શ્રી દિલીપસિંહજી પ્રતાપસિંહજી દેસાઈ, દેત્રોજના ધારાસભ્ય શ્રી મગનભાઈ ર. પટેલ, મહેસાણા જિલ્લાના સાંસદ શ્રી પુરુષોત્તમદાસ ર. પટેલ, શ્રી રામચંદ્ર અમીન, સહકારી આગેવાનશ્રી સાંકળચંદ પટેલ, મોરબીના શ્રી લક્ષ્મણભાઈ ઉધરેજા, ઉપલેટાના શ્રી રતિભાઈ પટેલ, કડીના શ્રી છગનભા, વડોદરાના શ્રી બહેચરભાઈ પટેલ (બ્રહ્માનંદ સાગર), શેઠશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ, શ્રીમતી પદ્માબેન, સામાજિક સેવક શ્રી શંકરભાઈ રામદાસ પટેલ વગેરે જેવા ઘણા બધા સામાજિક કાર્યકરો વિષે પોતાની કલમ ચલાવી છે.

ગુજરાતી ભાષા પ્રત્યે અનહદ પ્રેમ હતો, ''ધરતી''ને સમાજનું ઉત્તમ માસિક બનાવવામાં તેઓનો ફાળો સૌથી વિશેષ રહ્યો છે. ૧૯૪૭થી ૧૯૮૧ સુધી એટલે કે લગાતાર ૩૫ વર્ષ સુધી તેઓએ ધરતી સાથે રહીને કંઈ ને કંઈ સમાજ ઉપયોગી લખ્યું, જેની અસર સમાજના પરિવર્તનમાં મહત્ત્વની બની છે.



# ૯. મારા પ્રેમાળ પિતા (સ્મરણાંજલિ)

**- નિરંજનાબેન ચંદ્રકાન્ત દેસાઈ**

પ્રભાતકુમારના ચાર બાળકોમાં નિરંજનાબેન સૌથી મોટાં, જેઓનો જન્મ તા. ૨-૧૧-૧૯૫૧ના રોજ મોસાળ સાણંદમાં થયો. એમ.એ.બી.એડ્ થઈ શેઠ એન.સી.એમ. કન્યા વિદ્યાલય, બીલીમોરા, તા. ગણદેવીમાં અંગ્રેજી વિષયના શિક્ષિકા તરીકે રહીને હાલમાં નિવૃત્ત થયા છે. તેઓનું લગ્ન વિરમગામના દેસાઈ કુટુંબના ચંદ્રકાંત નટવરલાલ દેસાઈ સાથે થયેલું, જેઓ બી.ઈ. મીકેનિકલ એન્જિનિયર થઈને ગવર્નમેન્ટ પોલિટેકનિક, વલસાડમાં પ્રોફેસર તરીકે રહીને હાલમાં નિવૃત્ત થયા છે.

તેઓનાં બે બાળકો તેમાં મોટો દીકરો કૌશલ બી.ઈ. ઈલેક્ટ્રોનિક્સ સાથે એમ.બી.એ.નો અભ્યાસ ઇંગ્લેન્ડમાં કરી અત્યારે મુંબઈમાં સોફ્ટવેર એન્જિનિયર તરીકે કાર્ય કરે છે. કૌશલનું લગ્ન સેજલ સાથે થયું છે. સેજલ બી.ઈ. કોમ્પ્યુટરની ડીગ્રી ધરાવે છે. તેઓની દીકરી ઝલક તા. ૨૦-૫-૨૦૦૯ના રોજ જન્મી છે. નિરંજનાબેનની દીકરી મેઘનાએ દક્ષિણ ગુજરાત યુનિ. સુરતથી એમ.એસસી. કરીને અમેરિકાની એમ.બી.એ.ની ડીગ્રી મેળવી છે, તેનું લગ્ન સમીર રમેશભાઈ પટેલ સાથે થયું છે. જેમણે ફ્લોરિડા યુનિવર્સિટીથી બી.એસ. કમ્પ્યુટર અને એમ.બી.એ. કરી હાલ અમેરિકાના ન્યુ જર્સી સ્ટેટમાં સ્થાયી થયેલ છે.

નિરંજનાબેન નાનપણથી પોતાના પિતા સાથે રહી મોટાં થયાં છે. તેઓએ પોતાના પ્રેમાળ પિતાના સ્વાનુભવો પ્રસ્તુત લેખમાં રજૂ કર્યાં છે.

સ્વ. પ્રભાતકુમાર દેસાઈ અમારા ભાઈ-બહેનોના પ્રેમાળ પિતાશ્રી હતા. એમના નિધનને આજે ૨૦ વર્ષનો સમય વીતી ચૂક્યો છે છતાંય અમારું માનસપટ એમના સંસ્મરણોથી તરબતર છે. અમારા હૃદયકમળમાં એમનું અદકેરું સ્થાન અકબંધ છે.

સંતાનમાં એમને હું એક દીકરી અને ત્રણ દીકરાઓ. હું એમનું પહેલું સંતાન અને એમાંય દીકરી એટલે પિતાશ્રીને હું ખૂબ લાડકી. આથી સાઠીઠ વર્ષ પહેલાંના આપણા સમાજમાં ડોકિયું કરીએ તો દીકરા અને દીકરીના ઉછેરમાં સ્પષ્ટ તફાવત રખાતો. એ જમાનામાં પણ અમારા ઘરમાં મેવા, ફળો, ફટાકડા, પતંગો જે કાંઈ આવતું તે અમને સરખે હિસ્સે આપવામાં આવતું. પતંગ ચગાવવાની તાલીમ પણ અમને ચાર ભાઈ-બહેનને પિતાશ્રીએ આપી હતી. અમને ચારેય સંતાનોને ઉચ્ચ શિક્ષણ અને ઉમદા સંસ્કાર મળે તેનું ધ્યાન પિતાશ્રી રાખતા. સમાજસેવાના કામમાં ઓતપ્રોત હોવા છતાં અમારા પિતાશ્રી અમને હરિશ્ચંદ્ર અને ગાંધીજી જેવી મહાન વિભૂતિઓની વાતો કરી અમારું ચારિત્ર્યઘડતર કરતા.

પિતાશ્રી અમારા સૌની ખૂબ કાળજી રાખતા. એમાંય દીકરી હોવાને નાતે મારી સવિશેષ કાળજી રાખતા. ઈ.સ. ૧૯૬૮ માર્ચ મહિનામાં જ્યારે હું એસ.એસ.સી. બોર્ડની પરીક્ષા આપવાની હતી. મારો નંબર ન્યૂ એજ્યુકેશન હાઈસ્કૂલમાં આવ્યો હતો. મારા પિતાશ્રીએ પરીક્ષાના પ્રથમ દિવસે મને શાળામાં મૂકવા આવવાની વાત કરી ત્યારે મેં મારા પિતાશ્રીને મૂકવા આવવાની ના પાડી અને કહ્યું કે મને કોઈ મુશ્કેલી નહીં પડે હું મારી બહેનપણી સાથે ત્યાં પહોંચી જઈશ. તો પણ મારા પિતાશ્રી મારા કરતાં પરીક્ષા સ્થળે વહેલા પહોંચી ગયા. મારો વર્ગખંડ અને મારો બેઠક નંબર શોધી શાળાના દરવાજા પાસે મારી રાહ જોઈ ઊભા રહ્યા. હું

જ્યારે સ્કૂલ પર પહોંચી ત્યારે મારા પિતાશ્રીને ઊભેલા જોયા. પિતાશ્રીએ મને મારો વર્ગખંડ અને બેઠક નંબર બતાવ્યા ત્યારે મને અહેસાસ થયો કે મારા પિતાશ્રી મારી ખૂબ કાળજી રાખે છે.

મારા પિતાશ્રીને કન્યા કેળવણીમાં ખૂબ રસ. તેમની ઈચ્છા હું બી.એ.બી.એડ્ થઈ શિક્ષિકા બનું. મારી પોતાની ઇચ્છા પણ શિક્ષિકા બની વિદ્યાર્થિનીઓનું ચારિત્ર્યઘડતર કરવાની. આથી મેં બી.એ અને ત્યારપછી બી.એડ્ કર્યું. સરખેજની સાર્વજનિક માધ્યમિક હાઈસ્કૂલમાં શિક્ષિકા તરીકે નોકરી મેળવી, મારી તેમજ મારા પિતાશ્રીની ઇચ્છાને પૂર્ણ કરી. મારી ઇચ્છા ગુજરાત યુનિવર્સિટીમાં ચાલતા રાત્રિ વર્ગોમાં જોડાઈ એમ.એ. કરવાની હતી. માતાપિતાની તેમાં સંમતિ ન મળી. તેમાં બે કારણો હતા જે તેમની દૃષ્ટિએ વ્યાજબી હતા. એક તો દીકરીને રાત્રિ કલાસમાં મોકલવી પડે. બીજું કારણ એ કે દીકરી જો આટલું ભણશે તો વધુ ભણેલો જમાઈ ક્યાંથી શોધીશું ? મેં એક દિવસ ખાવાપીવાનું છોડી દીધું. પિતાશ્રીને રાત્રે જ્યારે ખબર પડી ત્યારે એમને ખૂબ દુઃખ થયું. મારી ઇચ્છાને માન આપી પિતાશ્રીએ મને એમ.એ. કરવાની અનુમતિ આપી. ત્યારબાદ અમે સાથે બેસી ભોજન કર્યું. મારા પિતાશ્રી બહારથી વજ્ર સમાન કઠણ લાગે પરંતુ એમનું દિલ ફૂલથીય વધુ કોમળ હતું. તેનો અહેસાસ મને આ પ્રસંગે થયો.

મારા લગ્ન પછી મેં દક્ષિણ ગુજરાતના બીલીમોરા નગરની ખ્યાતનામ સ્કૂલ શેઠ એન.સી.એમ. કન્યા વિદ્યાલયમાં ઉ.મા. વિભાગમાં અંગ્રેજી વિષયની શિક્ષિકા તરીકે ઈ.સ. ૧૯૭૭માં નોકરી સ્વીકારી. શરૂઆતમાં મારા માતાપિતા, સ્વજનો, મિત્રો, મારું પ્રિય અમદાવાદ શહેર આ સર્વેનો વિયોગ મને ખૂબ સાલતો. મારી વ્યથા હું પત્ર દ્વારા મારા પિતાશ્રીને જણાવતી. પિતાશ્રી મને હિંમત અને આશ્વાસન શબ્દો દ્વારા પત્ર લખી મોકલાવતા. આજેય આ શબ્દો મને અક્ષરશઃ યાદ છે. પિતાશ્રી લખતા કે હૃદયના પ્રેમને માઈલોનું અંતર કદી નડવાનું નથી. તારા માટેનો પ્રેમ અમારા દિલમાં કાયમ અકબંધ રહેશે. જીવનમાં શ્રેય અને પ્રેય બેમાંથી જો પસંદગી કરવાની આવે તો વ્યક્તિએ શ્રેયની પસંદગી કરવી જોઈએ. નિષ્ઠાથી કર્મ કરવું જોઈએ. આમ જીવનમાં ડગલે ને પગલે મારા પ્રેમાળ પિતાશ્રીએ મને પ્રેમ, પ્રોત્સાહન, પ્રેરણા અને હૂંફ પૂરા પાડ્યા છે તેથી સદાય હું એમની ઋણી છું. છેલ્લા ૩૨ વર્ષથી અનેક વિદ્યાર્થિનીઓને શિક્ષણ અને સાથે સાથે સંસ્કાર આપી તેમનું ચારિત્ર્યઘડતર કરી શકી તેનું શ્રેય હું મારા પિતાશ્રીને ચરણે ધરું છું.

હું શિક્ષિકા અને મારા પતિ વ્યાખ્યાતા હોવાથી અમને દિવાળી અને ઉનાળાનું વેકેશન મળે. વેકેશન પડવાનું હોય તે પહેલાં જ વેકેશનમાં અમદાવાદ આવવાનો આમંત્રણપત્ર પિતાશ્રી અમને અચૂક લખીને મોકલે. અને હું, મારા પતિ, પુત્ર કૌશલ અને પુત્રી મેઘના અમદાવાદ આવી જતા. વેકેશન પૂરું થવાના બે-ત્રણ દિવસ પહેલાં જો બીલીમોરા જવાની વાત કરીએ તો પિતાશ્રી ઈન્કાર કરતા. વેકેશન પૂરું થવાના આગલા દિવસે મને કમને અશ્રુભરી આંખે મને વિદાય આપતા. વિદાયવેળા અમારા બન્ને માટે વસમી બની જતી. જેમ હું મારા પિતાશ્રીનો વિયોગ સહન કરી શકતી ન હતી તેમ મારા પિતાશ્રી પણ મારો વિયોગ સહન કરી શકતા નહિ. મારા પિતાશ્રી માટે હું એમની 'દીકરી વહાલનો દરિયો' હતી.

સગપણમાં એ મારા પિતાશ્રી અને હું એમની વહાલસોયી દીકરી. અમને બન્નેને સાહિત્યમાં ખૂબ અભિરુચિ. અમારા વિચારોમાં સમાનતા. આને કારણે અમે ક્યારે એકબીજાના અંતરંગ મિત્રો બની ગયા તેની અમને ખબર જ ન પડી. વીસેક વર્ષ પહેલાં કુન્દનિકા કાપડીયાની 'સાત પગલાં આકાશમાં' નામની નવલકથા મેં વાંચી. સ્ત્રી અને પુરુષની સમાનતાના વિચારોથી સભર એ નવલકથા મને ખૂબ સ્પર્શી ગઈ.

વેકેશનમાં મેં મારા પિતાશ્રીને વાંચવા આપી. પિતાશ્રીને પણ આ નવલકથા ખૂબ ગમી ગઈ. અમે બન્નેએ રસપ્રદ ચર્ચાઓ કરી. આમ અનેક વખત અમે સાહિત્યની, સમાજની ચર્ચાઓ કરતા. વિચારોની આપ-લે કરતા. એમનું સૌહાર્દ સખ્ય અનેક વખત મેં માણ્યું હતું.

મારા પિતાશ્રીને એમના વતન પાટડી માટે અનહદ પ્રેમ. મારી સાથે અનેક વખત પોતાના વતનની અને એમના દાદાના પ્રેમની વાતો કરતા. જો કે તેઓ ફક્ત બાળપણમાં જ પાટડીમાં વસવાટ કરી શક્યા. પરંતુ જીવનભર વતનની ઝંખના કરતા હતા. વતનની મીઠી યાદો એમને સ્વર્ગીય સુખની અનુભૂતિ કરાવતી. એમની વૃદ્ધાવસ્થામાં એમને પોતાના વતન પાટડીનો ઈતિહાસ લખવાની સુવર્ણ તક મળી ત્યારે પોતાનું પરમ સૌભાગ્ય સમજી હૃદયના ઉમળકાથી એ તક વધાવી લીધી. શારીરિક કમજોરી છતાં કલાકોના કલાકો સુધી વાંચતા, વિચારતા અને લખતા રહેતા. એક વખત મેં મારા પિતાશ્રીને ટકોર કરી કે તમારી તબિયત સારી રહેતી નથી. આટલો સમય બેસાતું નથી તો ''પાટડી દર્શન' પુસ્તક લખવાનું કામ તમે શા માટે સ્વીકાર્યું ? મારા પિતાશ્રીએ મને કહ્યું કે પાટડીના ઈતિહાસની ખોજ કરવાની, પાટડીના નામની માળા જપી લેવાની અને વતનની થોડીક ભક્તિ કરવાની મને અમૂલ્ય તક મળી છે તો મારે તે ગુમાવવી નથી.. મારું મન પાટડીમાં જ છે. મારી ઈચ્છા તો પાટડીમાં જ અંતિમ શ્વાસ લેવાની છે. 'પાટડી દર્શન' ગ્રંથના લેખમાં તેમણે લખ્યું છે કે 'હું તો માત્ર વતનનો વૈતાલિક.' સાચે જ એમના આ શબ્દોમાં, એમના પ્રત્યેક શ્વાસમાં વતનપ્રેમ વણાયેલ હતો તેની પ્રતીતિ મને અનેક વખત થતી.

મારા પિતાશ્રીની જીવન ઝરમરની હું સાક્ષી. મારા પિતાશ્રી એક વિરલ સંત હતા. સાચા અર્થમાં તેઓ કર્મયોગી હતા. જનસેવા એ જ પ્રભુસેવા એ એમના જીવનનું ધ્યેય હતું. મર્યાદા પુરુષોત્તમ રામના તેઓ પરમ ભક્ત હતા. સત્ય અને પ્રામાણિકતાના સદ્‌ગુણોથી એમનો જીવનબાગ સદા મહેકતો હતો. ઘણી વખત અમને એ કહેતા સત્ય બોલો પણ પ્રિય બોલો. અતિથિનો આદર-સત્કાર પ્રેમથી કરવો જોઈએ આ બાબત અમને એમના આચરણથી જ એ શીખવતા. એમના વિચારો અને આચરણ આધ્યાત્મિકતાના રંગોથી રંગાયેલા હતા. જીવનમાં દુઃખ હોય, સંઘર્ષો આવે તો તેનો સામનો તેઓ હસતામુખે કરતા. જિંદગી વિશે તેમના વિચારો જણાવતાં મને કહેતા,

**''કટુ રસ છે છતાં કહેવું પડે છે મઝાનો છે,**
**હસીને જિંદગીનો જામ મોઢે માંડવાનો છે.''**

આમ, વાતવાતમાં સહજ રીતે જીવન જીવવાની કળા અમને શીખવતા.

મારા પિતાશ્રીને એમના દરેક કાર્યમાં મારા સ્વ. માતૃશ્રી લલિતાબેનનો સાથ સહકાર હંમેશાં મળતો. મારા માતૃશ્રી સ્વભાવે સરળ, લાગણીશીલ અને ભક્તિભાવવાળા સન્નારી બન્ને એકમેકના સાથમાં સાદગીપૂર્ણ, સંયમી અને સફળ જીવન જીવી ગયા. બન્નેને યાદ કરીને, તેઓને અનુસરીને હું મારું જીવન જીવી રહી છું.

મારા પિતાશ્રી મારા માટે Friend, Philosopher and Guide. મારા પિતાશ્રી ૨૦ વર્ષથી હયાત નથી પરંતુ એમના મીઠા શબ્દો અને સંસ્મરણોથી મારું હૈયું તરબતર છે. પિતાશ્રી અનેક વખત મને કહેતા તે શબ્દો મને ખૂબ યાદ આવે છે.

**To meet, to love and then to depart,**
**It's a sad story for many hearts.**

સાચે જ ઉપર્યુક્ત શબ્દો પ્રમાણે ઋણાનુબંધથી અમે મળ્યા, એકબીજાને ચાહ્યા અને વિખૂટા પડ્યા. વિયોગ એ માનવજીવન સાથે વણાયેલી દુઃખદ બાબત છે, આજે ય ડગલે ને પગલે મને એમની ખોટ સાલે છે. ભરી દુનિયામાં મને સમજનાર અને મને સાચો પ્રેમ આપનાર કોઈ હોય તો તે મારા પિતાશ્રી હતા. મારા સદ્‌ભાગ્યે મને આવા પ્રેમાળ પિતાશ્રી મળ્યા તે બદલ પરમ કૃપાળુ પરમાત્માને મારા કોટિ કોટિ વંદન. ધૂપસળીની જેમ સળગીને સુવાસ રેલાવનાર, ચંદનની જેમ ઘસાઈને સર્વને શીતળતા અર્પનાર મારા પિતાશ્રીને આજે એમની આ જન્મ શતાબ્દિએ મારા કોટિ કોટિ વંદન.

ઉપર્યુક્ત સ્મરણાંજલિ લેખ દ્વારા અને નીચે લખેલ પંક્તિઓ દ્વારા મારા પ્રેમાળ પિતાશ્રીને હું ભાવવાહી શ્રદ્ધાંજલિ અર્પુ છું.

**''સમય મિલનનો ઓછો પડશે, ક્યાં ખબર હતી !**
**વિદાય તમારી વસમી લાગશે ક્યાં ખબર હતી !**

**શું આપીએ અંજલિ શબ્દો ઓછા પડે,**
**શું આપીએ પુષ્પાંજલિ પુષ્પો ઓછા પડે,**

**હે પ્રભુ !**

**પહોંચાડજો એમના સુધી અમારી આ ભાવભીની શ્રદ્ધાંજલિ.''**

અસ્તુ.

બિલિમોરા, તા. ગણદેવી, જિ. નવસારી-૩૯૬૩૨૧



# ૧૦. મારા પ્રેમાળ દાદા

**- ધરા યોગેન્દ્રભાઈ દેસાઈ**

મારા દાદા પ્રભાતકુમાર મફતલાલ દેસાઈનું અવસાન થયે ઘણા વર્ષો વીતી ગયા છે. પરંતુ આજે પણ એમની કહેલી વાતો યાદ આવે છે.

દાદાને પહેલેથી જ છોકરીઓ ખૂબ જ લાડકી હતી. હું અને મારા ફોઈબા અમે બે દાદાને ખૂબ જ લાડકા હતા. દાદાએ હંમેશાં અમને બંન્નેને ભણવામાં આગળ વધવા પ્રોત્સાહન આપેલું અને એ હંમેશાં કન્યા કેળવણી માટે સમાજસેવાના કામો કરતા જેથી અમારા ઘરમાં પહેલેથી જ છોકરાં-છોકરી વચ્ચે કોઈ ભેદભાવ રાખ્યો નથી.

એ હંમેશાં એમ કહેતા કે છોકરીઓ પણ છોકરાની બરોબર જ છે એટલા માટે જ એ મને લાડમાં ‘ધરેશ‘ કહીને બોલાવતા.

હું નાની હતી ત્યારથી જ દાદા મને હંમેશાં ભણવામાં કંઈ ન સમજ પડે તો શીખવાડતા, ખાસ કરીને મારા દાદાનું અંગ્રેજી ખૂબ જ સરસ હતું. મને હંમેશાં નવા નવા શબ્દો શીખવાડતા અને આજે પણ મને એમના શીખવાડેલા શબ્દો મદદરૂપ થાય છે.

હું જ્યારે એસ.એસ.સી.માં ૮૨% સાથે પાસ થઈ ત્યારે દાદા ખૂબ જ ખુશ થયા હતા. ત્યારબાદ મેં ૧૨મું સાયન્સ પાસ કરીને એન્જિનિયરિંગમાં એડમીશન લીધું ત્યારે દાદાને ખૂબ જ ગમ્યું હતું. કારણ કે એ હંમેશાં માનતા કે છોકરીઓએ સારું ભણીને નોકરી કરીને એમના પગ પર ઊભા રહેતાં શીખવું જોઈએ. દાદાના એ જ વિચારોને અનુસરીને આજે મેં મારું એન્જિનિયરિંગ અને એમ.બી.એ. (માર્કેટિંગ) સારા ગુણ સાથે પાસ કરી દીધું છે અને અત્યારે હું પણ નોકરી કરું છું.

દાદાને પહેલેથી જ પૈસા અને પ્રતિષ્ઠાનો કોઈ મોહ નહોતો. એ હંમેશા સાદુ જીવન જીવવામાં માનતા હતા અને એ પહેલેથી જ સિદ્ધાંતવાદી હતા. દાદા હંમેશા એવો આગ્રહ રાખતા કે અમે પણ સાદુ અને સરળ જીવન જીવીએ.

મારા પપ્પા દાદાના સૌથી નાના પુત્ર હોવાથી દાદા અને બા અમારી સાથે જ રહેતા અને એના લીધે મને મારા દાદા અને બા જોડેથી વધારે શીખવા મળ્યું છે.

દાદાનું દરેક કામ એકદમ વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ હતું અને હું પણ એમનું જોઈને મારા કામ એ મુજબ કરવાના પ્રયત્ન કરતી. આજે એ પ્રયત્નો કરતા કરતા મને પણ હવે દાદાની જેમ દરેક કામ વ્યવસ્થિત રીતે કરવાની આદત પડી ગઇ છે.

દાદાનું મારા જીવન ઘડતરમાં અમૂલ્ય યોગદાન છે. આજે મને મારા દાદા ડગલેને પગલે યાદ આવે છે. દાદાના સંસ્મરણો મારા જીવનની અમૂલ્ય મૂડી છે. મારા જીવનના પ્રેરણાસ્રોત મારા વહાલા દાદાને મારા કોટી કોટી વંદન.

# ૧૧. શ્રી પ્રભાતકુમાર દેસાઈની જીવન ઝરમર

નામ : શ્રી પ્રભાતકુમાર મફતલાલ દેસાઈ

જન્મતારીખ: તા. ૨૦-૧-૧૯૨૩, વસંત પંચમી

વતન : પાટડી (જિ. સુરેન્દ્રનગર)

અભ્યાસ : (અ)પ્રાથમિક શિક્ષણ : પ્રાથમિક શાળા, પાટડી

(બ) માધ્યમિક શિક્ષણ : સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ, કડી
અંગ્રેજી ધો-૧,૨,૩ પાટીદાર આશ્રમ (કડી)
અંગ્રેજી ધો-૪,૫,૬,૭ ન્યૂ હાઈસ્કૂલ, અમદાવાદ.
મેટ્રીક છાત્રવાસ/દરબાર સુરજમલજી બોર્ડિંગ
(૧૯૩૪ થી ૧૯૪૮) ૧૫ વર્ષ

(ક) કૉલેજ શિક્ષણ : ગુજરાત કૉલેજ, અમદાવાદ
(૧૯૪૦ થી ૧૯૪૫) ગુજરાતી (મુખ્ય) સંસ્કૃત
(ગૌણ) મુંબઈ યુનિવર્સિટીના બી.એ. થયા પછી
સર એલ.એ. શાહ લૉ કૉલેજમાં એલ.એલ.બી.
શરૂ કર્યું પણ અભ્યાસ અધૂરો રહ્યો.

**જાહેર કાર્ય :**

૧. સને ૧૯૪૨ની રાષ્ટ્રીય ચળવળમાં પત્રિકાઓ પ્રસિદ્ધ કરી લોકજાગૃતિનું કાર્ય કર્યું.
૨. સને ૧૯૪૪ કડવા પાટીદાર પ્રગતિ મંડળની સ્થાપના કરી. આ સંસ્થાનું ૧૯૪૯માં શ્રી ક. પાટીદાર પરિષદમાં વિલીનીકરણ થયું.
૩. સને ૧૯૪૫ થી ૪૭ સુધી સી.એન. વિદ્યાલય ને ન્યુ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકેની નોકરી કરી. સને ૧૯૪૬-૪૭ શ્રી અખિલ ક.પા. પ્રગતિ મંડળના માનદમંત્રી તરીકે.
૪. ઈ.સ. ૧૯૪૭માં 'ધરતી' માસિકનું પ્રકાશન શરૂ કર્યું. સહતંત્રી બન્યા.
૫. સને '૪૮માં ક.પા. કેળવણી સંસ્થાના કારોબારીના સભ્ય (કડવાપોળ, દરિયાપુર, અમદાવાદ.)
૬. સને '૪૮માં ઉમા પ્રિન્ટરીની શરૂઆત દરિયાપુર, અમદાવાદ.
૭. સને '૪૯માં શ્રી ઉ.ગુ. પાટીદાર મંડળના વાર્ષિક સમ્મેલનના પ્રમુખપદે
૮. સને '૫૦માં સૂરજમલજી બોર્ડિંગ-અમદાવાદના માનદ સહમંત્રી તરીકે દસ વર્ષ કાર્ય કર્યું. (૫૦ થી ૫૯)

૯. સને ’૫૧માં પાટીદાર યુવક મિલન-અમદાવાદની સ્થાપાનામાં અગ્રભાગ લીધો.

૧૦. સને ‘૫૬ થી ’૫૮ મહાગુજરાત જનતા પરિષદના શહેર સમિતિ અને મહાસમિતિના સભ્ય બન્યા તેમજ શહીદ સ્મારક સત્યાગ્રહમાં એક માસ અને પાંચ દિવસ જેલવાસ સ્વીકાર્યો.

૧૧. સને ’૫૭ દરબારશ્રી સુરજમલજી બોર્ડિંગના માનદ સહમંત્રી તરીકે સંસ્થાના માનદમંત્રી-અમદાવાદ શેર બજારના પ્રમુખશ્રી નંદુલાલ મંછારામના સન્માન સમારંભનું આયોજન કરી રૂા. ૮,૦૦૦ની સન્માન થેલી અર્પણ કરી.

૧૨. સને ૫૭માં શ્રી પાટડી બંધુ સમાજ-અમદાવાદના ઉપપ્રમુખ બન્યા. ૧૯૮૬ ‘પાટડી દર્શન‘ ઇતિહાસ (ગુ. વિદ્યાપીઠ) ભો. જે. ભવન સંશોધન, જાન્યુ-૯૧ થી ૯૬ પાટડી દર્શન ત્રિમાસિક પત્રિકાના સંપાદક.

૧૩. સને ૧૯૫૮ ચરોતર પાટીદાર કેળવણી મંડળ, ખંભાતમાં અધિવેશનમાં પ્રમુખસ્થાને રહ્યા.

૧૪. સને ૧૯૬૨ દરિયાપુર વોર્ડની ચીનના આક્રમણ વખતે રચાયેલ સંરક્ષણ સમિતિના ઉપપ્રમુખ બન્યા.

૧૫. સને ૧૯૬૨-૬૩ શ્રી વાડીગામ સેવા સંઘના માનદ સહમંત્રી ને સીવણવર્ગના માનદ સંચાલક બન્યા.

૧૬. સને ૧૯૬૩-૬૪ શ્રી વાડીગામ વીર વ્યાયામ મંદિરના માનદ સંચાલક

૧૭. સને ૧૯૬૨ થી ૧૯૮૨ શ્રી દરિયાપુર વેપારી મહાજન-દરિયાપુરના માનદમંત્રી રહ્યા. શ્રી દરિયાપુર કો.ઓ. ક્રેડિટ એન્ડ સપ્લાય સોસાયટી લિ.ના સહયોગી કાર્યકર તરીકે સેવા આપી.

૧૮. અમદાવાદમાં કન્યા છાત્રાલયનું સંચાલન કરતી સંસ્થા સને ૧૯૬૪- ૬૫ સ્ત્રી કેળવણી મંડળ, અમદાવાદની કારોબારી સમિતિના સભ્ય અને ૧૯૭૮થી સંસ્થાના ટ્રસ્ટી તરીકે સેવાઓ આપી.

૧૯. સને ૧૯૬૬ દરિયાપુર ટ્રાફીક સર્કલ વિરોધ મંડળના ઉપપ્રમુખ

૨૦. કડવા પાટીદાર પરિષદની ૧૫, ૧૬, ૧૭ અને ૧૮મી પરિષદો અનુક્રમે ઊંઝા, જોટાણા, કડી અને લાંભામાં ૧૯૪૯થી ૧૯૫૫ના ગાળામાં યોજવામાં અગ્રભાગ ભજવ્યો અને ઈ.સ. ૧૯૪૯ની ઊંઝા પરિષદના તેઓ મંત્રી રહ્યા.

૨૧. ધરતી વિકાસ મંડળ તરફથી આયોજિત ગૃહવિજ્ઞાનની તાલીમ શિબિરો જેવી કે ૧૯૭૫માં ઊંઝા, ૧૯૭૬માં સી.એન. વિદ્યાલય (અમદાવાદ), ૧૯૭૭માં માણસા, ૧૯૭૮માં નવરંગ હાઈસ્કૂલ (અમદાવાદ), ૧૯૭૯માં સાણંદમાં યોજાઈ. આ શિબિરોનું આયોજન કર્યું ને સક્રીય સેવાઓ આપી.

૨૨. પ્રચારક શંકરકાકાનું અવસાન તા. ૪-૧-૧૯૭૬ પ્રમુખ-લક્ષ્મીકાંત અતિથિવિશેષ (૧) ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન બાબુભાઈ જશભાઈ અને મૂકસેવક શ્રી બબલભાઈ મહેતા, સ્થળ - અસારવા ખંડુભાઈ દેસાઈ હોલ.

૨૩. પ્રભાતકુમારની પુત્રી નિરંજનાના લગ્ન તા. ૫-૭-૧૯૭૬ ઉસ્માનપુરા વાડીમાં ખૂબ સાદગીથી થયાં. મુખ્યમંત્રીએ કાયદો કર્યો. ૧૦૦થી વધુ નહિ જમાડવા.

૨૪. સમૂહલગ્નની યોજના નહોતી ત્યારે તા. ૧૩-૫-૭૭ના દિને પ્રભાતકુમારના પુત્ર રાજેન્દ્રભાઈનું લગ્ન ખૂબ સાદગીથી રંગકુંજ સોસાયટીમાં.

૨૫. શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝાના પ્રથમ સમૂહ લગ્નોત્સવમાં તા. ૨૯-૪-૧૯૭૯ પોતાના બીજા દીકરાનું લગ્ન કર્યું ને શ્રી ઉમિયા માતાજીને 'સમાજ કલ્યાણી દેવી'નું બિરૂદ આપ્યું. ત્યારબાદ ધરતી દ્વારા સમૂહલગ્નનું ઢોલ પીટ્યું. પરિણામે આજે સર્વ જ્ઞાતિ સમાજોમાં સમૂહલગ્નની હવા ફેલાઈ ગઈ છે.

૨૬. તા. ૩૦-૧૦-૭૭ શ્રી રતિભાઈ અમીનનું જાહેર સન્માન નવરંગ હાઈસ્કૂલ.

૨૭. ઈ.સ. ૧૯૭૮માં નવરંગ હાઈસ્કૂલ, અમદાવાદમાં મહિલા પરિષદનું આયોજન કર્યું, જેમાં સ્ત્રી કેળવણી, બાલશિક્ષણ, કુરિવાજ નાબૂદી, વહેમોની નાબૂદી વગેરેની ચર્ચા વિચારણા.

૨૮. સને ૧૯૮૦માં વ્યવસાય ઉમા પ્રિન્ટરીમાંથી ૫૮ વર્ષની ઉંમરે નિવૃત્તિ લઈ લીધી.

૨૯. શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા અને ધરતી વિકાસ મંડળના સંયુક્ત ઉપક્રમે શ્રી ક.પા. સમ્મેલન ઈ.સ. ૧૯૮૦માં ઊંઝામાં મળ્યું. જેમાં બાળલગ્ન નાબૂદી, કન્યા કેળવણી અને સમૂહલગ્નનો સંદેશો ગામેગામ પહોંચાડવાની ચર્ચા થઈ ને તેના અનુસંધાનમાં સૌરાષ્ટ્ર, કચ્છ, મુંબઈ, રાધનપુર, કપડવંજ, ખેડા, સાબરકાંઠા જિલ્લો અને મહેસાણા જિલ્લાની સમાજયાત્રા ઈ.સ. ૧૯૮૦ થી ૧૯૮૩ સુધી કરીને લોકજાગૃતિનું કાર્ય કર્યું,

૩૦. ધરતી વિકાસ મંડળના છઠ્ઠા સમૂહ લગ્નોત્સવમાં દૂધનાથ મહાદેવની વાડી અમદાવાદમાં તા. ૬-૬-૧૯૮૩ નાના દીકરા યોગેશભાઈનું લગ્ન કર્યું.

૩૧. ઈ.સ. ૧૯૮૨-૮૩થી ધરતી વિકાસ મંડળના ઉપપ્રમુખ.

૩૨. તા. ૨૫-૪-૮૩ પાટડી બંધુ સમાજ, અમદાવાદ તરફથી જયશંકર સુંદરી હૉલમાં જાહેર સન્માન.

૩૩. તા. ૧૨-૬-૧૯૮૩ના રોજ ધરતી વિકાસ મંડળ તરફથી કામેશ્વર હૉલ, અમદાવાદમાં જાહેર સન્માન.

૩૪. સને ૧૯૮૬માં 'પાટડી દર્શન' ગ્રંથ પ્રકાશિત.

૩૫. તા. ૫-૩-૧૯૯૧ 'ધરતી વિકાસ મંડળ'ના વ્યવસ્થાપક મંડળ અને અન્ય હોદ્દા ઉપરથી રાજીનામું

૩૬. તા. ૨૬-૧-૧૯૯૧ થી 'પાટડી દર્શન' ત્રિમાસિક પત્રિકાનું છ વર્ષ સુધી સંપાદન કર્યું.

૩૭. તા. ૧૨-૬-૯૪ પાટડી બંધુ સમાજ તરફથી જાહેર સન્માન.

૩૮. તા. ૪-૪-૯૮ 'પાટીદાર રત્ન' એવોર્ડ ગુજરાત પાટીદાર પરિષદ વાંઢાય (કચ્છ) મુકામે.

૩૯. તા. ૨૦-૮-૨૦૦૩ જન્માષ્ટમીના શુભ દિને સ્વર્ગસ્થ, (અમદાવાદમાં)

૪૦. તા. ૨૬-૩-૨૦૦૬ના દિને સ્વ. પ્રભાતકુમાર દેસાઈને કડવા પાટીદાર પરિવાર ટ્રસ્ટ, ગુજરાત પ્રદેશ તરફથી કર્મયોગની કેડી કંડારનાર, 'પાટીદાર રત્ન' તરીકે અમદાવાદ મુકામે બિરદાવીને જાહેર સન્માન કરવામાં આવ્યું હતું.



# ૧૨. ઉપસંહાર

પ્રભાતકુમારના જીવન-કવનને કેન્દ્રમાં રાખીને પ્રસ્તુત ગ્રંથ આપના હાથમાં મૂક્યો છે. એક સેવાભાવી યુવાનનું ઘડતર અને ચણતર સૂરજમલજી બૉર્ડિંગમાં થયું. સમાજ સેવાની વિવિધ પ્રવૃત્તિઓ અહીં રહીને શરૂ કરી, ને ૧૫મી ઑગસ્ટ, ૧૯૪૭ દેશ આઝાદ થયો, તે દિવસથી 'ધરતી' સાથે સંકળાયા, 'ધરતી' માસિકના સહતંત્રી બન્યા. 'ધરતી' દ્વારા સમાજ ઘડતરનું કાર્ય શરૂ કર્યું.

એ વખતનો જમાનો એવો હતો કે સમગ્ર પાટીદાર સમાજ ચીલાચાલુ સામાજિક રીતરિવાજો, રૂઢિઓ, સામાજિક પરંપરાઓ, ધાર્મિક અંધશ્રદ્ધાઓ, માન્યતાઓ, ગોળોના વાડાઓમાં ઘેરાયેલો હતો. લગ્ન અને મરણ પાછળ ખોટા ખર્ચાઓ કરી-કરાવી દેવાદાર બની રહ્યો હતો. બાળલગ્નો કરવામાં કોઈ નાનમ ન હતી. કન્યા કેળવણી નહિવત હતી. દરેક યુવાનના પગમાં સમાજે ૨૦ મણની સામાજિક બેડીઓ બાંધી દીધી હતી કે ગમે તેટલી મહેનત કરે તો પણ દોડી ના શકે, પ્રગતિનાં શિખર સર ના કરી શકે. આવા રૂઢિગત સમાજને બદલવાની જરૂર હતી, ને તે જ વ્યક્તિ કરી શકે જેના હૃદયમાં બદલવાની આગ હોય ને પોતાનું આચરણ સમાજને દિશા આપનારું હોય. લોકોની નજર નેતૃત્વ કરનારના આચરણ ઉપર પડે છે. પ્રભાતકુમાર એક એવી વ્યક્તિ હતી કે જેઓએ નિયમો ઘડ્યા તે પહેલાં નિયમો પાળ્યા. 'ધરતી' માસિકને માધ્યમ બનાવ્યું. પોતાની વિચારધારાને અનુકૂળ કાર્યકરો તૈયાર કર્યા. ને બધાનો સાથ સહકાર લઈને સમાજ પરિવર્તનનું કાર્ય જીવનની અંતિમ ક્ષણ સુધી કર્યું.

આ એક એવી વ્યક્તિ હતી કે જેઓએ જીવનમાં ક્યારેય ડોળ કે દંભ કર્યો નથી. માત્ર સેવા જ કરી છે. ગામડાઓના વ્યાપક પ્રવાસો કર્યા. અનેક લોકોને મળ્યા. સુખ-દુઃખમાં ભાગીદાર બન્યા. કોઈ પ્રત્યે તેઓના હૃદયમાં ક્યારેય કડવાશ નહિ. તેઓનું સંવેદનશીલ વ્યક્તિત્વ. ને પોતાની સંવેદના ઘર, પરિવાર તરફ નહિ પણ સમાજ તરફ વાળી. સમાજના દુઃખો જોઈને પોતે દુઃખી થતા. પોતાનો સમય સામાજિક પરિવર્તન પાછળ જ ખર્ચે. આઝાદી પહેલાં ગ્રેજ્યુએટની ડીગ્રી ધરાવનાર આ વ્યક્તિએ ધાર્યું હોત તો સારી નોકરી મેળવી શક્યા હોત, સારો ધંધો કરી શક્યા હોત પણ આર્થિક ઉત્પાદનનું કશું જ કર્યું નહિ, માત્ર ને માત્ર 'ધરતી'.

'ધરતી' માસિક અને ધરતી વિકાસ મંડળ જે ગણો તે, તેઓના બળે જીવંત રહ્યું, પ્રગતિ કરતું રહ્યું. પોતાના કાર્યો દ્વારા ધરતીના કુલ દીપક રહ્યા. ધરતી સાથે જેનો પનારો પડ્યો છે, તે સમગ્ર ખેડૂત સમાજ, પાટીદાર સમાજને નવી દિશા, નવું ચિંતન, નવું કાર્ય તેઓએ પોતાના કર્મ દ્વારા આપ્યું. પોતાના કાર્યો દ્વારા સમાજ જાગૃતિનો દીપ પ્રગટાવનારા આ મહામાનવને સમાજ ક્યારેય ભૂલી શકશે નહિ.

હે સેવાનિષ્ઠ ! સમાજ હિત ચિંતક ! જીવનના અંત સુધી લોકહિતનાં કાર્યો કરીને આપે આપના જીવન કાર્યો દ્વારા જે સંદેશ સમાજને આપ્યો છે, તે અમે ક્યારેય ભૂલી શકીએ એમ નથી.

એક અંગ્રેજ કવિએ લખ્યું છે કે -

"There is much good in the worst of us
And so much bad in the best of us
That it hardly behoves any of us
To talk about the rest of us."

માનવીએ સચ્ચાઈ અને ભલાઈને જીવનમંત્ર તરીકે રાખવાં. ઈશ્વરે માનવજાતને બે બોલમાં ઉપદેશ આપવો હોય તો તે કહેશે - 'સારા બનો.' પોતાની ભૂલોને સ્વીકારી, સુધારી, બીજાના ગુણોને અપનાવો, વિકસાવો સમન્વય સાધી સંવાદિતા જાળવી રાખો.

આ કર્મદીપના જીવન કાર્યોમાંથી આટલું જ અપનાવીશું તો આપણા સૌનું જીવન ધન્ય બનશે.



# ૧૩. ભક્તિ છે શીશ તણું સાટું

મેં તો જગદંબા મા ઉમાની, સમાજને નિર્મળ બનાવનારી સમાજનું કલ્યાણ કરનારી ''સમાજ કલ્યાણી દેવી'' તરીકે ભક્તિ કરી છે.

ભક્તિનો માર્ગ ધન-વૈભવ પ્રાપ્ત કરવાનો નથી, કાંટાળો છે. અને એટલે તો પરમ ભક્ત નરસિંહ મહેતાએ કહ્યું છે -

''ભક્તિ છે શીશ તણું સાટું.''

''ખબર છે એટલી કે, અમારે પંથ શી આફત ખડી છે'' આવું સમજીને ''સમાજ સુધારણા''ના કાર્યમાં મેં ઝંપલાવ્યું ને આજે આયખાના સંધ્યાકાળ સુધી પહોંચ્યો છું.

મા ઉમાએ કસોટીઓમાંથી મારી ''જીવનનૈયા'' પાર ઉતારી છે. મા ઉમાની કૃપાથી હવે તો હરકોઈ ''માનવ દેવ પ્રત્યે ભક્તિભાવનું પ્રેમ, સદ્‌ભાવ અને બોલ્યું-ચાલ્યું માફ કરજો.'' એવો સહિષ્ણુતાનો નિર્મળ હૃદયભાવ ફૂટવાનો પ્રારંભ થઈ ચૂક્યો છે. સમાજ કલ્યાણી દેવી મા ઉમાની જય હો !

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ।

જગદંબા ઉમા

''કોઈની પ્રત્યે નફરત નહિ, સૌની પ્રત્યે 'સદ્‌ભાવ'ની અમૃતધારા મારામાં ફૂટતી રહો.''

સમાજ સુધારણાનો માર્ગ ખાંડાની ધાર પર ચાલવાનો છે, સત્યનું આચરણ કરવાનો છે.

**- પ્રભાતકુમાર દેસાઈ**

તા. ૮-૮-૨૦૦૧

●



**મા ઉમિયાનું નવલુ રૂપ**
**"સમાજ કલ્યાણી દેવી"**

# ૧૪. હું પાટીદાર હા ભાઈ હા

અમે કેવા ?
સંપૂર્ણ રાષ્ટ્રવાદી.
સૌને સાથે લઈને ચાલનારા.
હા ભાઈ, અમે રહ્યા ભલા ભોળા.
હા ભાઈ હા.
હું પાટીદાર, ભાઈ હું પાટીદાર

પાટીદાર શબ્દ બોલતાજ મન પણ હરખાઈ જાય છે એટલે હું ઘણી વખત પ્રવચનોમાં કહું છું કે હે માં ભવોભવ, જન્મો જનમ પાટીદાર કુળમાં જન્મ આપજે. આવા ઊંચા કુળમાં જન્મ લેવો એ પણ ભાગ્ય છે.

સને ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય સંગ્રામ એટલે કે આજથી ૧૫૫ વર્ષ પહેલા જ્યારે સમગ્ર પાટીદાર સમાજ ખેતી આધારિત હતો ત્યારે સો ટકા આ સમાજ કૃષિ અને પશુપાલન સાથે સંકળાયેલો હતો. દુનિયાની જૂનામાં જૂની સંસ્કૃતિ એટલે કૃષિ સંસ્કૃતિના આપણે સંતાનો છીએ.

કૃષિનો વ્યવસાય સો ટકા પ્રકૃતિ આધારિત હતો. પૂર્ણ શ્રદ્ધા સાથે બિયારણ વાવ્યું. ઉગ્યું ના ઉગ્યું, વરસાદ પડયો ના પડયો, ટાઢ, તડકો, હિમ, વાવાજોડું, અનાવૃષ્ટિ જેવા અનેક કુદરતી પરિબળો અને કુદરતી પ્રતિકૂળતા સામે સંઘર્ષ કરતો રહ્યો છે. હજારો વર્ષ સુધી ધરતી માતા સાથે બાથ ભીડી, પરસેવો પાડી, પત્થરને પાટુ મારી ધન પેદા કરનાર સમાજમાં જન્મ્યા, મોટા થયા અને ઘસાઈને ઉજળા થવાનો, સૌના પોષણકર્તા, બીજાના દુઃખે દુઃખી, વચનબદ્ધ, સંપૂર્ણ વિશ્વાસ અને ભરોસો રાખી, નીતિ, પ્રમાણિક્તા અને ચારિત્ર્યને કેન્દ્રમાં રાખી વિકાસ કરવાની પ્રતિબદ્ધતા વાળો સમાજ.

આ સમાજે કોઈનું જૂટવી લીધું નથી. પડાવી લીધું નથી. કોઈનું હરામનું લીધું નથી. જે કઈ પૂર્વજોના પુણ્ય પ્રતાપે, કઠિન પરિશ્રમથી આવડતથી અને માં ઉમિયાની કૃપાથી મેળવ્યું છે.

૧૫૫ વર્ષથી સો ટકા ખેતી હતી ત્યાં સુધી આ સમાજની પરિસ્થિતિ જોઈએ તો નળિયાવાળા અને લીપણવાળા મકાન, ગાભાની ગોદડીઓ, ચાદરના ઘોડિયા તેમજ છાણ મૂતરમાં અમારો ઉછેર થયો હતો. આ સમાજે તેમાંય બહેનોએ જે સંઘર્ષ કર્યો છે તેનો જ્યારે હું ખૂબજ ચિંતન કરું છું ત્યારે આ સમાજની બહેનો માણસ હતી કે પશુ? તેવો પરિશ્રમ કર્યો છે. આવી સ્થિતિમાં જીવનાર સમાજમાં સમયે સમયે સમયને ઓળખનારા દીર્ઘદ્રસ્ટા આગેવાનો આ સમાજને મળતા રહ્યા છે. આ સમાજની મોટામાં મોટી ખાસિયત એ છે કે ગમે તેવી કુદરતી આપત્તિ કે માનવ સર્જિત આપત્તિમાં પણ પરિસ્થિતિને પહોંચી વળવાની તેની આગવી સૂઝબૂઝ છે. મન સાથે સમાધાન કરી શકે છે.

આજનો કરોડપતિ પાટીદાર સમાજનો શ્રીમંત પુરુષ ફાઇવ સ્ટાર હોટેલમાં મોંઘામાં મોંઘા સ્યૂટમાં જેટલા આરામથી જમી શકે છે અને સૂઈ શકે છે તેજ રીતે પાટીદાર ખેતરના શેઠા ઉપર કોથળા ઉપર આરામથી સહેજ પણ મનમાં ખટકો લાવ્યા સિવાય સૂઈ શકે છે અને ખેતરના ઝાડ નીચે આરામથી ભાત જમી શકે છે.

ધોમધખતા તડકામાં તપનાર પાટીદારે આજે જે સમૃદ્ધિ મેળવી છે જેના કારણે નળિયા અને લીપણવાળા મકાનોને બદલે આરશ અને ગ્રેનાઇટવાળા ભવ્ય બંગલામાં રહેતો થયો છે. એસી અને પંખા નીચે મોટા ડાઈનીગ ટેબલ ઉપર આરામથી ભોજન જમતો થયો છે. બળદના પૂંછડા આમળનાર આજનો પાટીદાર ઈમ્પોટેડ ગાડીઓના સ્ટેરિંગ મરડતો અને ગાભાની ગોદડીઓમાંથી ડનલોપ અને ફોમના ઊંચા ગાદલામાં સૂતો થયો છે. ચાદરના ઘોડિયાના બદલે ઇલકટ્રોનિક ઘોડિયામાં બાળક સૂતો થયો છે. ગામઠી શાળામાં ભણતો આજના કણબીનો દીકરો કોન્વેટ જેવી મોંઘીદાટ ઇંગ્લિશ મીડિયમ સ્કૂલમાં ભણતો થયો છે. એટલું જ નથી પણ પહેલાના પાટીદારનો દીકરો નજીકના શહેરની બોર્ડિંગમાં ઉચ્ચ અભ્યાસ માટે જતો હતો તે આજે મોટી સંખ્યામાં ઓસ્ટ્રેલિયા, કેનેડા, યુએસએ, યુકે, રશિયા જેવા દેશોમાં ઉચ્ચ અભ્યાસ અર્થે જતો થયો છે. એમાય ખાસ કરીને પાટીદારની દીકરીને ભણાવીને શું કરવાનું હોય તેથી દીકરીઓ ભણતી ન હતી. આજે પાટીદાર સમાજમાં એવું બન્યું છે કે દીકરા ભણતા નથી અને દીકરીઓ ભણવા લાગી છે. પાટીદાર સમાજની દીકરીઓમાં એક મોટું જબરજસ્ત પરીવર્તન દેખાઈ રહ્યું છે જે સમાજ માટે એક સારી નિશાની છે. પાટીદાર સમાજના સંસ્કાર અને સંસ્કૃતિ જાળવીને જો બહેનો આગળ આવશે તો સમાજનું મોટું સામાજિક પરીવર્તન થઈ શકશે. ગુજરાતના અર્થતંત્રની કરોડરજ્જુ સમાન આ પાટીદાર સમાજનો વિકાસ આંખે વળગે તેવો છે. તેની નોંધ લીધા સિવાય ચાલી શકે તેમ નથી. આવો એક સાક્ષર અને શક્તિશાળી એવા પાટીદાર સમાજ ગુજરાતની એક મહાજાતિ પાટીદારની રાજકીય પક્ષોએ નોંધ લીધા સિવાય ચાલી શકે તેમ નથી. તેમની અવગણના ભારે પડશે.

મોબાઇલ, કોમ્પ્યૂટર અને લેપટોપ ઉપર આંગળિયોના ટેરવા દબાવતો થયો છે. દુનિયાભરમાં એકપણ દેશ એવો નથી કે જ્યાં પાટીદાર વસ્યો ન હોય. આવો પાટીદાર બધુ મેળવ્યા છતાં પણ કંઈક મેળવવાનું બાકી હોય તેવો સતત અહેસાસ થતો રહે છે એના કારણે સતત પ્રવૃતિ કરતો રહ્યો છે અને પ્રગતિ કરતો રહ્યો છે. બધુ મેળવ્યા પછી માણસ જ્યાં સુંધી કમાયેલાનું વ્યક્ત ન કરે ત્યાં સુંધી તેને સંતોષ થતો નથી. તેથી તે મોટા સામાજિક પ્રસંગો યોજીને, દાન આપીને અને મોટા મકાનનું વાસ્તુપૂજન અને ભોજન સમારંભ કરીને સમાજને બતાવવાનું તેને ગમતું હોય છે અને તેથી તેને કમાયાનો સંતોષ થાય છે.

આવો પાટીદાર સમયને ઓળખીને શિક્ષણ તરફ વળ્યો અને ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરીને નવા ધંધા, રોજગાર, વેપાર, ઉદ્યોગ, નોકરી એવા અનેક ક્ષેત્રોમા પરિશ્રમ, ખંત અને નીતિથી આગળ વધ્યો. ગુજરાતના અર્થતંત્રની વાત કરું તો ગુજરાતમાં એકપણ એવો કોઈ નાનો મોટો ઉદ્યોગ કે વેપાર કે નોકરી નહીં હોય કે જેમાં પાટીદાર નહીં હોય. થોડી નજર નાખીએ તો કચ્છના પાટીદારો લક્કડ ઉદ્યોગમાં સમગ્ર દેશમાં ફેલાયેલા છે. તેમજ સૌરાષ્ટ્રના

પાટીદારો ઘડિયાળ ઉદ્યોગ, નળિયા, સિરામિક, સાડી ઉદ્યોગ, બ્રાશ ઉદ્યોગ, ઓઇલ મિલો, સોલ્વન્ટ પ્લાન્ટ, ઓઇલ એન્જિન, ટ્રેક્ટર જેવા નાના મોટા ઉદ્યોગમાં છવાઈ ગયા છે. અમદાવાદ, ઉત્તર ગુજરાત, દક્ષિણ ગુજરાતની વાત કરું તો કૅમિકલ, ફાર્માસ્યુટિકલ ઈન્ડસ્ટ્રીઝ, કૃષિમંડી, સોના ચાંદી, લોખંડ બજાર, બિલ્ડર લાઇન, હીરા ઉદ્યોગ, પવન ચક્કી, કૅમિકલ ઈન્ડસ્ટ્રીઝ, કુરીયર સેવા, પાવર લુમ્સ, કોટન ઈન્ડસ્ટ્રીઝ, રાઈસ મિલો, મસાલા ઈન્ડસ્ટ્રીઝ. પેપર મિલો, થ્રેશર ઈન્ડસ્ટ્રીઝ, ક્લિનિંગ ઈન્ડસ્ટ્રીઝ, સોર્ટેક્ષ મશીન, ઇલેક્ટ્રીક ઉપકરણો, ખેડા જિલ્લાના પાટીદારો તમાકુ, ચા ઉદ્યોગ, અબરખની ખાણ, ખનીજ ઉદ્યોગ જેવા હજારો ઈન્ડસ્ટ્રીઝમાં પાટીદાર સમાજે પ્રવેશ કરી કાઠું કાઢેલ છે.

અમેરિકામાં પણ પાટીદારોએ ધંધા નોકરીઓમાં પ્રવેશ કરી ચૂક્યા છે. એટલું જ નહી પણ મૉટેલ અને હોટેલ ઉદ્યોગમાં પાટીદાર સમાજનું પ્રભુત્વ રહ્યું છે. પટેલ અને મોટેલ્સ એ પર્યાય થઈ ગયો છે. આવા અમેરિકામાં ભયંકર મંદી આવી પણ પાટીદારોને મંદી નડી નથી. કારણ કે આપણા વારસામાં કરકસર કરી બચત કરવાની અને ઓછી જરૂરિયાતથી જીવવાની આગવી જીવનશૈલી વારસામાં મળેલી છે. તેથી તો હું ઘણી વખત કહું છું કે અમેરિકા પ્રેસિડેન્ટ ૧૦૦૦ સીટનું પ્લેન મહેસાણા એરોડ્રામ પર મોકલી આપે અને કહેવામાં આવે કે રૂપિયા એક કરોડ રોકડા જે ભરસે તેને અમેરિકાનું સીટીઝનશીપ મળશે. એટલું કહેતાની સાથે જ પ્લેન ભરાઈ જાય તેવી પાટીદારોની સાહસિકતા છે. અને ગુજરાતના અર્થતંત્રની કરોડરજ્જુ સમાન પાટીદાર સમાજની અવગણના કરવી કોઈપણ રાષ્ટ્રીય પક્ષને પોષાય તેમ નથી.

પાટીદાર સમાજે આર્થિક સમૃદ્ધિ મેળવ્યા પછી જે કઈ કમાયા તેમાંથી અન્ય સામાજને પણ આપવું જોઇએ કે જે સર્વ જ્ઞાતિને ઉપયોગમાં આવે. ધાર્મિક, શૈક્ષણિક સંસ્થાઓ તેમજ હોસ્પિટલો માટે કરોડો રૂપિયાના ધન આપી ગુજરાતના વિકાસમાં આ સમાજે ખૂબ જ મહત્વપૂર્ણ આર્થિક યોગદાન કર્યું છે. આવો આ સમૃદ્ધ સમાજ કે જેમાં હજી પણ ગામડામાં રહેલા નાના ખેડૂતો, નાના વેપારી કે નાની નોકરી કરતાં હજારો પરિવાર હજી પણ આર્થિક રીતે પછાત છે તેવા પરિવારો ને પણ હાથ પકડી બેઠા કરવાનું કામ પણ આપણે કરવાનું છે.

માં ઉમિયા એ આપણી કુળદેવી છે, આરાધ્ય દેવી છે. જેના આશીર્વાદથી આપણે સૌ પ્રગતિ કરી રહ્યા છીએ. આવો આ પાટીદાર અનેક ક્ષેત્રો સર કર્યા પછી પણ તેના મનમાં શું ખૂટે છે તે જાણવાનો અને સમજવાનો હું ઘણા વર્ષોથી પ્રયત્ન કરું છું. આ માટે હું નાના મોટા સામાજિક આગેવાનો, કાર્યકરો, બુદ્ધિજીવીઓ, સુખી સમૃદ્ધ, વ્યક્તિઓ, યુવાનો એવા અનેક ને મળવાનું થયું ત્યારે પાટીદારનું દિલ વાંચવાનો પ્રયત્ન કરું છું ત્યારે તેને શું જોઈએ છે અને શું ખૂટે છે ત્યારે મને એમ લાગ્યું કે સ્વમાનના ભોગે એને કંઈ પણ ખપતું નથી. આદર, માન, સન્માન અને હોદ્દાની તેને ઉત્કંઠા રહી છે.

માતાજીએ આપણને અંજલિ છાંટીને પ્રાણ પૂર્યા ત્યારે માતાજીએ આપણને એવા આશીર્વાદ આપ્યા છે કે તમારે ત્યાં ધન ધાનના ભંડારો ભર્યા રહેશે એટલે કે તમે એટલા સમૃદ્ધ હશો અને તમારો વંશ વેલો અટકશે નહી.

આખી દુનિયામાં ફેલાશો. માં ઉમિયા બાળકોની સાથ સંભાળ રાખનારી દેવી છે. જ્યારે તમે માતાજીના દર્શનાથે ઊંઝા પધારો ત્યારે તમારા બાળકને માતાજીના પારણે રમતું કરજો માં તેની સંભાળ રાખશે. માં કૃષિની દેવી છે. નંદી એ કૃષિનું પ્રતિક છે એટલે કે તમારી ખેતી એટલી સમૃદ્ધ હશે. એક વર્ષમાં ચોમાસુ, શિયાળુ અને ઉનાળુ પાક લેશો એવી બરકતવાળી ખેતી હશે. આમ હજારો વર્ષ સુધી ધરતીમાતા સાથે તમારો લગાવ રહેશે એટલે મેં ૨૫ વર્ષ પહેલા મારા પ્રવચનમાં કહેલું બધું વેચશો પણ જમીન વેચતા નહીં. પૈસા હશે પણ જમીન નહીં મળે એવી કિંમત થશે.

પાટીદારને વતનની માટીની સુગંધ હંમેશાં રહી છે. વતનની માટીની સુગંધ કેવી રહી છે એનો દાખલો આપું આજથી પચાસ વર્ષ પહેલા એક પરિવાર વતનમાંથી અમેરિકા ગયા ત્યાં સખત મહેનત કરી સારું કમાયા આખો પરિવારને અમેરિકા કાયમી રહેવાનું થયું. આ દરમિયાન દાદાના દીકરાને વતનમાં આવવાનું થતાં દાદાને પૂછ્યું કે હવે તમારાથી વતનમાં જઇ શકાય તેમ નથી તો તમારે વતનમાંથી શું મંગાવવું છે. દાદાએ કહ્યું આપડું રાયણવાળું ખેતર છે તે રાયણવાળા ઝાડ નીચે તારી બા અને અમે ઘણા વર્ષો સુધી ભાત જમ્યા છીએ. એ ખેતરની માટી અને ગંગાજળ લેતો આવજે અને મારા મૃત્યુ બાદ મારો ચોકો કરો ત્યારે મારા શરીર ઉપર આ ખેતરની માટી ભભરાવજો અને ગંગાજળના ટીંપા નાખજો. આવો હતો પાટીદારનો ધરતી માતા સાથે લગાવ. ધરતી માતાને વરસાદે નથી ભીંજવી તેના કરતાં અમારા પૂર્વજોએ હજારો વર્ષ સુધી ધરતીમાતાને પરસેવો પાડીને ભીની કરી છે. તમે વતનની બહાર દેશ પરદેશમાં રહેતા હોય તો પણ વતનમાંથી બધું વેચી જતા ના રહેતા થોડું ઘણું નાનું મકાન કે નાનો પ્લોટ રાખજો પણ વતન સાથેનો લગાવ છોડતા નહીં. વતનની માટીની સુગંધ જુદી હોય છે.

આજનો પાટીદાર પહેલા જેવો ધોતી, પહેરણ કે ફાળિયું પહેરતો નથી. હવે વિશ્વ સાથે જે નવા પરીવર્તન થઈ રહ્યા છે તેની સાથે રહેવાનો સતત પ્રયત્ન કરે છે. આવો આપણે સૌ સાથે મળી ને આપણી કુળદેવી માં ઉમિયા ઉપર પ્રચંડ આસ્થા અને શ્રદ્ધા ભક્તિનો મંત્ર એટલે શ્રી ઉમિયા શરણંમમ ના મંત્ર ને ઉજાગર કરીયે અને નિત્ય એ મંત્રનો જપ કરીયે. પાટીદારનો સાચો ઈતિહાસ લખવો હોય તો સંશોધન કરવાની જરૂર છે. આપણી આગવી ઓળખ ઊભી કરવાનો આપણો પ્રયત્ન છે. પાટીદાર સમાજનો સંપ સહકાર સંગઠન અને ભાવનાત્મક ભાઈચારો અને સમાજ નિર્વ્યસની બને માટે તેવો આપણે સૌ સહિયારો પ્રયત્ન કરવો પડશે. માં ઉમિયાના આશીર્વાદ આપણાં સૌના ઉપર ઉતરે તેવી માં ઉમિયા ને પ્રાર્થના.

**મણીભાઈ ઇ. પટેલ (મમ્મી), ઊંઝા**
અમથી બા ભવન,
કેવન સોસાયટી. વિસનગર રોડ
ઊંઝા - ૩૮૪૧૭૦
ફોન નંબર - ૯૬૦૧૩૯૧૦૧૧



સંત સરયૂદાસજી મહારાજ




પરમ પૂજ્ય ગુરૂજી દયાનંદતીર્થ



દેસાઈશ્રી હિંમતસિંહજી જોરાવરસિંહજી
શ્રી પાટડી દરબાર અન્નક્ષેત્ર - ડાકોર



પાછળ ડાબેથી વેદાંશી આશુતોષભાઈ ચુડગર, આશુતોષભાઈ કૌશિકભાઈ ચુડગર, ઋષિકેશ આશુતોષભાઈ ચુડગર,
વચ્ચે ડાબેથી વૈશાખી આશુતોષભાઈ ચુડગર, યુવરાનીશ્રી નંદિની યશપાલસિંહજી દેસાઈ,
કુંવરીબાશ્રી લીનીમા આશુતોષભાઈ ચુડગર, યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ,
આગળ ડાબેથી રાણી સાહેબશ્રી રેખાદેવી કર્ણિસિંહજી દેસાઈ, દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈ



પાછળ ડાબી બાજુથી કુમારશ્રી દિવ્યપાલસિંહજી વિક્રમસિંહજી દેસાઈ, કુમારશ્રી કૃપાલસિંહજી હરપાલસિંહજી દેસાઈ, યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ
વચ્ચે ટીકાશ્રી હર્ષપાલસિંહજી યશપાલસિંહજી દેસાઈ,
આગળ દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈ જમણે કુમારશ્રી હરપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ

# દરબાર શ્રી સુરજમલજી કડવા પાટીદાર બોર્ડીંગ હાઉસ

## સંવત ૧૯૯૦ સને ૧૯૩૪





શતાબ્દી વર્ષની ઉજવણી નિમિત્તે યોજાયેલ કાર્યક્રમ

हे ! જગતજનની વિશ્વકલ્યાણી મા ઉમિયા !
હે ! સમાજ કલ્યાણી દેવી હે મા !
હમ રહેં યા ના રહેં !
તેરા વૈભવ અમર રહે ॥

